# સાલ મુબારક

ખુદાવંદ માલેક પરવરદેગાર,
સુણી આજ મારી દુવા બેશુમાર:
મુરાદો ફલાવીને રાખે ખુશાલ.
મુબારક તમને કરે આ સાલ.
ગુજારો કીર્તિવંત લાંબી ઝીંદગી.
કુટુંબ સાથે સુખી રહો એવી બંદગી:
આબાદી ફતેહમંદી સાથે ખુસાલ,
નેક દુવા' આમીન હો'જો આ સાલ.



યા હક તું યક.

# અહેવાલે નૌશેરવાંન આદેલ

વ

## મજદક બા મેહેમુદશાહ.

યાને

## શેહેનશાહ નૌશેરવાંન આદેલ તથા મજદકનો અહેવાલ મેહેમુદશાહની વાત સાથે.


અસલ ઉપરથી લખી છપાવી પ્રગટ કર્તા

**મીસ દીનબાઈ સોરાબજી એનજીનયર**

તે


તમામ પાક ખોરદેહ અવસ્તાએ શેહેનશાહી બા એજમતી નીરંગ, તથા તમામ પાજીત દફતર અવસ્તા, નાયાનાં હા પતેત, તથા ૩૦રોજની સેતાએસ, પાક મહજબે જરતોશ્ત વ હાલતે જરતોશ્તીઆંને ઇ જમાન, વિગેરે વિગેરેની પ્રગટ કર્તા.


અમદાવાદ.





આવૃત્તિ પેહેલી. પ્રત ૧૧૦૦.

૧૨૬૬ યજદેજરદી, ૧૮૯૭ ઇસ્વી, સંવત ૧૯૫૩, શાકે ૧૮૧૯.

અમદાવાદમાં ધી "ડાયમંડ જ્યુબિલી" પ્રિન્ટીંગ પ્રેસમાં પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.

**કીંમત રૂ. ૨.**

## બંદગી.

ખુદા યા તું ખાવીંદ બક્ષેશગર,
દુઆઓ હમારી તું મંજુર કર;
સદા સાથ સાંખી લઇ તુંજ નામ,
શરૂ કર્યું છે આ મુબારક કામ.
જગત સર્વ બુજે વિદ્યાની કદર,
કરી ગેર તેની જગમાં જબર;
કરે રેહેર ને મહેર તું રહેમાન,
શરૂ કર્યું છે આ મુબારક કામ.
વિદ્યા હુન્નર અને નીતિ મળે,
હમોને એવો જો રાહ જડે;
બતાવો હમોને એવું કંઇ મુકામ,
શરૂ કર્યું છે આ મુબારક કામ.
બગીચો ખીલ્યો છે પુર બાહારમાં,
વિદ્યા વળીને હુન્નર સાથમાં;
સમજાવો ત્યારે તો તેનું સુકાંન,
શરૂ કર્યું છે આ મુબારક કામ.
જાગો જરતોસ્તીઓ ઉંઘો છો કાં ?
શું કામ ખાવો છો ગફલતીનાં ઝોકાં ?
બીદાર થાવો તમને બતાવું મુકાંમ,
શરૂ કર્યું છે આ મુબારક કામ.
જરતોસ્તીઓ છો તમો હુશિયાર,
હમેશાં રેહેજો ધર્મપર ઓસ્તવાર,
પવિત્ર મજહબ કાં ભુલો નેકનાંમ,
શરૂ કર્યું છે આ મુબારક કામ
પણ તેમાં કસુર કંઇ તમારો નહી,
કદમ દર કદમ તમો કરો છો સહી;

પીછાણો પોતાનેજ તમો નેકનાંમ,
શરૂ કર્યું છે આ મુબારક કાંમ.
દયાળુ તે દાવર આપણો કાદઅર,
હમેશાં રાખે છે તે આપણી કદર;
યાદ કરો હરદમ તે કીરતારનું નામ,
શરૂ કર્યું છે આ મુબારક કાંમ.
સ્વધર્મ પર રેહેતું સદા ઓસ્તવાર.
નમનતાઇ ને શાંતિ કરો એખ્તયાર;
નેકી નીતિ ને ભલો સરંજામ, (=શી)
શરૂ કર્યું છે આ મુબારક કામ.
આ જીંદગી પછીની બીજી જીંદગી,
જે વિનાં સર્વને છુટકોજ નથી;
શીખો તમો વિદ્યા એ સર્વ તમામ,
શરૂ કર્યું છે આ મુબારક કાંમ.
એ વિદ્યા વગર નહિ થાતું મુકાંમ,
એ જાણ્યા વગર નહિ સુખ તમામ;
પવિત્રાઇથીજ મેળવશો એ તમામ,
શરૂ કર્યું છે આ મુબારક કાંમ.
ભલી આગલી જીંદગીનાં સારાં હોય કામ,
તો ચાલુ જીંદગાનીમાં સુખનું રહેઠાંન;
પણ હોય જો તેમાં કંઇ ભુલ અને ખાંમ,
શરૂ કર્યું છે આ મુબારક કાંમ.
તો બદલો તેનો છે જે હોય કરણી,
હક ઇનસાફથી મલે છે તેવીજ સરણી;
શીખો સર્વ કરણીનો કાયદો તમામ,
શરૂ કર્યું છે આ મુબારક કાંમ.

દી. સો. એ.

# અર્પણ પત્ર.

તું પવિત્ર પ્રકાશ **"અમર રોશની"** કે જેમાંથી આ તમામ
હસ્તીનું પોશન છે, અજવાલું, આબાદી, ઉત્પતી,
ઈનશાનોને જીંદગી, તે જીંદગીનાં પોશન માટે ખોરાક,
પોશાક, વિગેરે જોઇતી દરેક જરૂરી ચીજો ગેબી
પ્રકારે હરહમેશ તું તાહરા બંદાને પહોંચાડયો
જાય છે તો અએ રહેમી ખાવીંદ, દરેક ઈન-
શાનોનું સાર્થક તું માલીકથી છે તો આ
નાહનું પુસ્તક માહરી તરફની અદનાં
પીછાણ તરીકે સર્વ માન પ્યાર,
નમનતાઈ, ફીદાગીરી, અને
તાહરી લખોલખ મહેરબાંની
માટે શુક્રગુજારી, તાહરી
પવિત્ર યાદમાં અર્પણ
કરી, વાંચનારી
આલમ સનમુખ
રજુ કરૂં છું.

(દી. સો. એ.)



રોશન રાહબર પયગમબર સાહેબ
સંત અશો જરતોશત.

લક્ષ્મી આર્ટ, ભાયખળા, મુંબઇ

# નેમસેતે અહુરમજદ.

## દીબાચો.

તું અય અને મજદ ઓ અહુર, તારી તમામ પેદાયસપર તું સુખી રાજઅમલ ભોગવ અય રહેમી ખાવીંદ તારૂં પાક અને મુબારક નામ ઝુબાંનપર લઇ તું કીર્તિવંત કીર્તારની યાદ હૈડે ધરી હું આગળ વધીશ. તારા પાક અને ઝલેહમંદ નામની એજમતી અસરથી બેસમજ ચરંદાઓ બેખબર નથી તો ઇનશાન કે જેઓને તું મીનોઆંન સાહેબ તરફની સમજશક્તિની બેમુલ ભેટ મળી છે. તેઓ કેવી પ્રકારે તારી પવિત્ર યાદ ભુલશે ? તું સાહેબે સખાવતની યાદ ડર ડગલે ને હર પગલે દાનેશમંદ આદમ કરવાને ચુકતું નથી.

તું એકજ પરવરદેગાર કે તમામ હસ્તીની પરવરશનો તું કરનાર છે. નુરમંદ ખુરશેદ, રોશન માહાતાબ, ઝલકતા સેતારાઓ, શાન્ત દર્યાવ, તલીઆં વગરની ઉંડાઇ, જગત અને જન્નત એ સર્વ ચીજો તુંજ હસ્તીની ગવાહી છે, ઓ રાસ્તીનાં ચાહનાર ખાવીંદ, તારી શક્તિ, તારી ગેબી કરાંમત, તારાં ડહાપણ, તારાં અનહદ ભંડોલ, તારા પ્યારની પિછાણ કરવામાં આદમ જાતનો પ્રત્યેક પ્રયત્ન પાછલ પડે છે. મહેનત કરવાને ઉત્તેજન આપનાર, ભલાં કામોમાં ઉત્શા આપનાર, શાંત ભલાકો વચ્ચે જીવમાં ખુશાલી પ્રશાવનાર તું માલીક છે, આતુર અંતઃકરણને દીલાશી દેનાર પણ તારૂંજ નામ છે.

અમે દસ્તગીર, તાહરી યાદ તે કોણથી ભુલાશે ? તું રથસો

સ્થલ જાહેર છે. જેને તેં જીંદગી બક્ષી છે તેને જજ્ઞાસા પણ છેજ.

તું અશો અહુરમજદનું નામ તારીફ અને વખાણવાને લાયક તથા નીઆએસ અને સેતાએસ કરવાને સજાવાર છે. તું દર પલે ને હરદમે તાહરા બંદાઓને ખુબી ને નેકીનો પહોંચાડનાર છે તેવા તું સખાવતનાં **શહેનશાહની** બેહદ બક્ષેશનો ઉપકાર માની, તું મુરબીનાં તમામ અહેશાંનો, હઝારો હઝાર બલકે લાખોલાખ મહેરબાની અને ગેબી બક્ષેશ માટે પ્રથમ નેમાજ કરી આગળ વધુ છું. અનેક સંકટો વેઠી, દર ડગલે ને હરપગલે અનેક વીરૂદ્ધ મતીમાંથી અને વીશેશ તકરારી બાબદમાંથી પસાર થઇ આ કેતાબે અનજુમન સનમુખ અજવાળું જોયું એ તું રાસ્ત દાવરની ખુબી છે.

---

ઇનસાન માત્રને તું હમેશગીનાં શેહેનશાહ અને જમાનાઓનાં સરદાર રેહેમી અહુરમજદે આ ફાનીં જેહાંનમાં હસ્તી આપી, પોતાની બહોળી કુદરતની અનેક નેક ખાયસો તેઓમાં ઉત્પન્ન કરી છે, તેમાં આદમજાદને પોતાની હયાતીબાદ પોતા પાછલ યાદગારીભરી પીછાણ મુકી જવાની લાયક ખાયસ પણ પહેલો દરજ્જે ભોગવે છે. મુજ કમતરીનનાં દીલમાં પણ તેવીજ જજ્ઞાસા પહેલવહેલાં ઉત્પન્ન થઇ કે મારાં હમદીનો માટે ધાર્મીક જ્ઞાનને લગતી ફાયદાકારક ઉપોગી કેતાબો છપાવી પ્રગટ કરવી કે જે એક યાદગારી તરીકે જલવાઇ રહે, તે વિચારને અનુસરતી કેતાબ (તે વેલા ૧૯૦૨ ની સાલમાં મારી તરફથી પ્રગટ થતાં પહેલાં પુસ્તક તરીકે) **તમામ પાક ખોરદેહ અવસ્તાએ શેહેનશાહી બા એજમતી નીરંગ** માલમ પડી; તે પ્રગટ થયા પછી **પાકીટ દફતર અવસતા** તથા **ગાથાના હા, અને સેતાએસો** વિગેરે ય. સ. ૧૯૦૫ માં આ બીજી ત્રણ કેતાબો

પ્રગટ થઇ. અને ૧૯૧૪ ની સાલમાં **"પાક મહજબે જરતોશ્ત વ હાલતે જરતોશ્તી આંને ઇંજમાન"** પ્રગટ થઇ હતી.

તે વેળા મને કેટલાંક માહરાં મિત્રો તરફથી એલતેમાસ થઇ કે નીતિ રીતી વાલી નોવેલ પ્રગટ કરો. મને પોતાને એમ લાગ્યું કે કલપીત વાતો કરતાં ઇતીયાસીક ખરી બનેલી બાબદો હોય ને જેનું રાજ નામીચું વખણાયું હોય તેવા રાજાઓની જીંદગીનો અહેવાલ લખવો.

આ બાબદને અનુસરતી કેતાબ તે વેલા મને આ **"નોશેરવાન આદેલ વ મજદક"** માલુમ પડી, પાછળથી તેમાં મેં **મેહેસુદ-શાહનો કીસ્સો** પણ આપ્યો છે. આ કેતાબમાં **નોશેરવાન** તથા મજદકનો અહેવાલ અને દોખ્મે **નોશેરવાનનું** લખાંણ છે એ સઘળું અસલ હાથની લખેલી ચોપડી પરથી મ્હેં ઉતારેલું હતું જે બીજીવાર હરફ સુધારીને છપાવી છે છતાં કોઇબી વાંચનારની નજરમાં ભુલચુક આવે તો દરગુજર કરી સુધારી લેવા મહેરબાની કરવી.

---

આ કેતાબમાં જ્યાં જ્યાં જે જે પુસ્તકનું લખાંણુ છે ત્યાં તે જગ્યાએ તે પુસ્તકનાં નામો આપ્યાં છે ને બાકી સર્વે લખાંણુ અસલ પરથી લીધું છે ને ફુટનોટ ખુલાશા વિગેરે ગોઠવણી કરી છે. બએત બાઇમાં લખાંણુ મારી પોતાની તરફનું છે. છતાં પણ આ પુસ્તક રચનામાં મેં જે જે પુસ્તકોની મદદ લીધી છે તેમાં આ પુસ્તકો મુખ્ય છે. શાહાનામાએ ફીરદોસી, તવારીખે કદીમ ઇરાન, મહજબે જરતોશ્ત, અસલ જમારૂપી વિગેરે મુખ્ય છે. તેમજ બીજી પરચુટણ કેતાબોનો પણ સાર લીધો છે. આ મારી કોશેશ સર્વેને પસંદ થઇ પડે એવા હેતુથી મહેનત અને ખરચની કચાસ રાખી નથી. મારી દરેક કેતાબોને જેવું ઉત્તેજન મળ્યું છે તેવુંજ આ કેતાબને પણ તેનાં ખરીદનારાંઓથી મલશેજ.

તે કરીમ રહીમનાં હજારો હજાર સુક્રાનાં કરૂં છું કે તે માલેક-ની મહેરથી આજે મારી કબુલાત મુજબ આ મારી છઠ્ઠી કેતાબ પ્રગટ થયલી જોઇ વાંચનાર સંતોશ પામ્યા વિના રહેશે નહી, એવી મને સંપુર્ણું ખાત્રી છે.

---

**એક અગત્યનો ખુલાસો**—વળી જ્યારે "મહજબે જર-તોસ્ત" કેતાબ ૧૯૧૪ ની સાલમાં માર્ચ માસમાં પ્રગટ થઇ તે વેલા એ પુસ્તકમાં આ "નૌશેરવાન આદેલ" કેતાબની જાહેરખબર પાછલા ભાગમાં છાપી હતી અને આ કેતાબનાં આગમચથી થનાર ગ્રાહક પાસેથી રૂ. ૧ પછીથી રૂ. ૨) કીંમત રાખી હતી. હવે લડાઇનાં સબબે પછીથી કાગળોપર દીવસે દીવસે ભાવો ઘણાજ વધતા ગયા અને ગ્રાહકોની આતુરતા તેમજ વીશેષ માંગણીપરથી ૧૯૧૬ ની સાલમાં છપાવ્વા શરૂ કરી. ૧૯૧૪ ની સાલ કરતાં આ વેલા કાગળના ભાવો ત્રગણા (=ત્રણ ઘણાં) છે. છાપાકલાની દરેક ચીજો મોંઘીના સબબે ધારવા કરતાં ત્રણ ઘણો ખરચ આ પુસ્તક પાછળ થયો છે છતાં આગમચથી કહ્યા મુજબનાંજ ભાવે તેનાં અસલ ગ્રાહકોને આપી છે. આ બાબદસર ખુલાસો કહેવાની ફરજ માનું છું. કહેવાનું ફક્ત એટલું કે દરેક વાંચનાર પોતા વરફથી એકેક ગ્રાહક મેળવી આપશે એટલું બસ છે.

તમો મહેરબાંન વાંચનારાઓ હરહમેશ આ ગરીબડી કલમ માટે જે મમતા રાખતાં આવ્યા છે તેથી દીલે હામ ધરી આ પુસ્તક હું તમારા હાથમાં મેલું છું. પછી તેને માટે વાજબી અભીપ્રાય આપશો તે હું સર ઝુકાવીને માન્ય રાખવાને અલબત બંધાયલ છું.

**આભાર**—થોડીક લીટીઓ ઉપકારની મારે અત્રે લખવાની છે. પ્રથમમાં ખરેજ ઉંડા અને પ્રમાણીક આભાર તે પરવરનો છે કે જેની કૃપાથી આ કામ સરનજામ ઉતર્યું છે.

**બીજો આભાર**—ખરેખરો ભલી લાગણી અને સંપૂર્ણ માહીતીનો ઉંડો આભાર—મારાં માનવંત રૂડાં અને મને સરસ્તે દોરવનાર મારાં વડીલ મીત્રો ખુદરત સાવર શક્તીઓ ( = આ પુસ્તકનાં પાછલ વધારામાં આ બાબદ છે ) નો છે. તેઓવી મારી તરફની હેતભરી લાગણી મહેરબાની ખચીવજ કંઇ ઓર છે. એક બાળક સમાન પ્રિતીથી તેઓ મને મારી જીંદગીની શરૂઆતથી સ્હાય થતાં આવ્યાં છે. હું એ માહરાં અઝીઝ રફીકોનું હેશાંન કેમ વાળીશ તે ખરૂં કહું છું મને સુજતું નથી. અત્યારે પણ તે મદદ વગર આ કોશેશ જવલેજ સંપૂર્ણ થાત.

**સબી મારે ખુલાસો**—આ વેલા મને લખ્યા વગર ચાલતું નથી કે ઇ. સ. ૧૯૦૨ ની સાલમાં મારી ખોરદેહ અવસ્તા પ્રગટ થઇ તે વખતથી મારાં પુસ્તકોમાં મારી સબી આપવા માટે ઘણાંક જરતોસ્તી ભાઇઓ અને બહેનો તરફથી મને હમેશાં લખાણ મળતાં હતાં. ઇ. સ. ૧૯૧૪ ની સાલમાં મારી મહજબે જરતોસ્ત કેતાબ પ્રગટ થઇ તે વેળા પણ સબી નહી આપવાથી મને ઘણો આગ્રહ થયો, અને મને ખુદરતનો પણ જવાબ હોવાથી ચાલુ સાલનાં ઇ. સ. ૧૯૧૭નાં જાનેવારી માસમાં લાંના પરમાનંદ અને જનારધન ફોટોગ્રાફરને ત્યાં મેં ખાસ આ સબી પડાવી. મારે અત્રે કહેવું જોઇએ કે આ ચાલુ વખતમાં મહીનાના લગભગ પંદર દીવસો મારા અપવાસ બંદગીમાં જાય છે ( = પાછળ ખુલાસો વાંચો ) તે વેળાની આ સબી છે, ત્યાં એ ઓમાઇડ લેવાડયા પછી મુબાઇનાં લક્ષ્મી આર્ટ પ્રેસમાં તે મોકલી, એ સબીપરથી એ પુસ્તકની સાઇઝનું નાહનું કટ બનાવી ત્યાંજ છપાવી મંગાવી આ પુસ્તકમાં આપી છે. આ સબી લક્ષ્મી આર્ટમાં છાપવા આપ્યા બાદ મને એમજ લાગ્યું કે મહાનગુરૂ સત જરતોશ્ત સાહેબની સબી પહેલાં આપવી. તે મુજબ આ સબી પણ લક્ષ્મી આર્ટમાં ખાસ

બ્લોક બનાવીને છપાવી મંગાવી છે. આ સર્વે માટે અત્રેના ફોટોગ્રાફર તથા મુંબાઇમાં લક્ષ્મી આર્ટ પ્રેસના મેનેજર વિગેરેનો આભાર માનું છું કે ટુંક મુદતમાં સફાઇદાર કામ બનાવી આપ્યું છે.

આ પુસ્તક છપાયું તે છાપખાનાના માલીક લાયબીવાળા ભાઇ દેવીદાસ અને તેમના બેટા પોપટલાલનો પણ આભાર માનું છું. તેમજ આ છાપખાનાની વ્યવસ્થા કરનારને પણ શાબાશી ઘટે છે કે પુરતી કાળજીથી કામ સફાઇથી કર્યું છે.

તેમજ જે જે ગ્રાહકોએ પોતા તરફથી બીજા ગ્રાહકો મેળવી આપ્યાં તેઓ સર્વેનો પણ આ તકે આભાર માનું છું.

ચાલો હવે-આપણે મારાં નવાં પુસ્તક **જામાસ્પીનું હકીમુ અને મોટું ખ્વાબનામું** એ વૉલ્યુમમાં ભેગાં મળ્યે તેટલાં હાલ ખુદા હાફીઝ !

દાદાર તમારૂં ભલું કરો.

લા. નેક દોઆગીર મીમ **દીનશાહ સોરાબજી અન્જીનયર.**

અમદાવાદ રોજ ગોશ માહ બેહેમન ૧૨૮૬ યજદેઝરદી.

તા. ૨૧ મી જુલાઇ ૧૯૧૭.



# સાંકળ્યું.




તુંજ દાદારની દરઘાહે નમાવી સર,
નુરી તુંજ પૈદાયસપર રાખી નજર.
લઈ પવિત્ર અવસ્તાના હોઠપર કલાંમ,
દુવા ગુજારૂં દીલોજાનથી તમામ.
તે પહેલાં હું ધરૂં તું સાહેબનું નામ,
બની આવે તુંથીજ કુલ જગતનું કામ.
છે તારી કુમકનો આધાર મોટો,
તું બગર કુલ ચીજનો ઈતબાર ખોટો.
અહુરા ! તું બક્ષ અમને કૌવત ને સુખ,
કાયમ રાખ હમેશાં સૌનું હસતું મુખ.
બક્ષ ! તેજી રોજી હીમત ને બરકત,
દે સાથે હરદમ ઉદયોગ ને હોરમત.
તું કરીમ તું રહીમ તું આલમનો પેદર,
ચોંપ હૈયે ધરી રાખ્યે તારો દર.
તું સાહેબ અજાયબ તું મહાન મુરંબી,
તારો હયાં બીજો કોઇ જોડયો નથી.

મરજી મુજબ ચલાવે સૌપર તું રાજ,
વધો તારો પ્રકાશ ને રહો સરફરાજ.
છે શકતી તુંજ માલેકની સૌમાં ભારી,
તે સબબે આલમ છે તુંજ ઉપકારી.
તારીફ તું રહીમની હમને પ્યારી,
ખુબી તું મહાજ્ઞાનની સૌમાં ન્યારી.
તેંજ બનાવ્યાં આસમાન ધરતી,
તારીથીજ બેહદ આલમ ફરતી.
આફતાબ ને માહાતાબ ને કુલે તારા,
ફરમાનો હમેશાં બજાવે તાહરાં.
આતશ ને પાણી ને વીજલી વાદલ,
દેખાડે તુંજનું એઓ માહાબલ.
દરીઆને ડુંગર ને ઝાડો જંગલ,
એ સર્વે તાહરીજ ડાહાપણુનાં છે ફલ.
કુલ જીવજન્તાં પશુ ને પક્ષી,
સર્વને જીંદગી તું દાદારે બક્ષી.
અક્કલવાળું બોલતું આદમ,
ને આ જગમાં કીધું તે સર્વમાં હાકમ.
એવા બલનો તું મહાજ્ઞાન માલેક,
બંદગી કરવી છે તાહરી વાજેબ.
પ્યારો તું હમારો પેદા કરનાર,
રહેમ રાખી વળી તું રોજી દેનાર.

તું પ્યારો પાલનહાર તું તારણ કરનાર,
તાહરાપર હમારો સઘળો આધાર.
મહેરનો તું ખાવીંદ ને બક્ષેશનો બાહાર,
સૌ પહેલાં ઉમેદનો હાથનો ધરનાર.
એવા તું કરીમ રહીમની દરઘેહ,
બંદગી કરી સરને નીચાં ધરીએ.
હમો સૌ નર નારી તું સાહેબથી,
હમેશાં ચાહીએ છીએ ઉમેદ દીલની.
નાપાયદાર ને ફાંની આ દુનીઆમાં,
હરદમ તું રાખજે તાહરી પનાહમાં.
સાચવજે હમેશાં દીનો ને રાત,
ખુશી બક્ષી કરજે હમેશાં શાદ.
પાપી માર્ગથી હમારા દીલને તું,
કરજે હમેશાં બદકામમાં બીહીતું.
નેકી હમારી તું કરજે જીઆદે,
હરદમ ખુશ રહેશું તુંજની યાદે.
દીન ઇમાંનમાં હમારા દીલની મોહોબત,
કાયમ તું રાખજે મીશાલે અમરત.
સંભાળજે હમેશાં તું દુઃખ પીડાથી,
થઇ રહેજે હમારો દીલસાથી.
આ સંસારમાં તું રાહાબર રહેજે,
નેક નેમમાં હમેશાં ફતેહ દેજે.

## ખુદાની તારીફમાં.

સુખ સંતોષથી હમારા દીલને ભરજે,
કુટુંબને ઘેરને તું આબાદ કરજે.
તેજી ને રોજી હીમત ને બરકત,
આપ સાથે ઉદ્યોગ ને બેહદ હોરમત.
કોમ ને તોલાની તું કરજે ચહડતી,
ઓલાદની હમેશાં કરજે વધતી.
કાયમ તું રાખજે નીતીને રસ્તે,
ને બોલાવજે હમને તું મોહોડે હસ્તે.
તુંજ હોકમાનાં ખુરશેદ રીતે,
ચાલુ તું રાખજે હમેશાં નીતે.
તું આપ મુજને હુશીઆરી અકલ,
અશોઈથી રહી કરૂં જીંદગી સફલ.
સુખી જીંદગીને પુરતું પોષણુ,
મોટાઈ ને તેજ જબાંન સાથે ડાહપણ.
રોજી ને રજખનાં ખુલ્લાં કર બાર,
સાથે સુખ અને શાંતિ હીમતને કરાર.
થી રાખજે તું હમેશાં હમોને શાદ,
રહે તાહરી પેદાયસ સુખી ને આબાદ.

આમીન !!! સધળે અબાદી વ્યાપો.



# " જરથોશ્તીઓનું વ્હાલું ગુલઝાર વતન ઈરાંન. "



ઇરાંન ઓ ઇરાંન મુજ વ્હાલાં વતન,
શરૂઆતમાં કીર્તિમાં પહોંચ્યું ગગન.
હજુ પણ દરરોજની ઉગતી બામદાદ,
કરેચ તાજી મુજ દીલમાં અસલની યાદ.
હેમ વતન ઇરાંન પર દોડેચ મુજ મન,
તે ઇરાંન જે કીર્તિમાં પહોંચ્યું ગગન.
જગ મશહુર તું મુલક માજદીઅસનાંન મુકાંમ,
જન્મ પામ્યું જ્યાં બુલંદ જરતોશ્તી નામ.
ગુલઝાર તું હમેશનું પ્યારૂં વતન,
તે ઇરાંન જે કીર્તિમાં પહોંચ્યું ગગન.
પવિત્ર તે ભુમી જ્યાં દીને—અહુર,
રોશ્નીમાં લાવ્યો જરતોશ્ત પુર—નુર,

હરદમ યાદ આવેચ તું મુલ વતન,
તું ઈરાંન જે કીર્તિમાં પહોંચ્યું ગગન.
બચાવ્વા પોતાની દીન અને જાંન,
આવી ને વસ્યા મુલ્કે સંજાન.
અદેખાઈ ખાતર છોડયું તું બ્હાલું વતન,
તું ઈરાંન જે કીર્તિમાં પહોંચ્યું ગગન.
આહ, યાદ આવેચ આજે નેઆગાંનો મહાન,
જગ આશકાર કીધી જેઓએ જરતોશ્તી શાંન.
તે પહેલવાંનો પાદશાહો નામવર દેલેર,
તે દસ્તુરો દાવરો નુરમંદ ચેહેર.
તે દીનપર એસ્તવારી તે મહજબનું માન,
જરતોશ્ત નામ પર ફીદાગીરીએ જાંન,
વહી સદીઓ આજે બીજે મુકાંમ,
સંભળાય છે બુલંદ માથ્રવાંની કલાંમ.
વતન આપણું પડયુંચ તદ્દન દુર—દરાજ,
પણ દબાયો નથી કદી અવસ્તા અવાજ.
નથી રહ્યાં રાજ તાજ ને જાહોજલાલ,
પણ બળતી રહીચ પવિત્ર દીનની મશાલ.
ને જ્યાં સુધી તનમાં બાકી રહેશે દમ,
જ્યાંસુધી ચકકર પર ફરશે ગગન.
ત્યાં સુધી મહજબપર રહીશું ફીદા,
જરતોશ્તી નામ કાયમ રાખીશું સદા.

કોતરાઈ રહેશે દીલમાં નેઆગાંનનાં નામ,
છપાઇ રહેશે મનમાં મહાન તેમનાં કાંમ;
અહુરા ! હમ કોમને મારી તું હરદમ સંભાલ,
ફતેહમંદી આપ દીનનાં કાંમમાં હરહાલ.
આપ સુખ ને શાંતી દરૂસ્તીએ મન,
જીંદગી કર હમારી જેમ ખીલતો ચમન.
દરેક તારી બક્ષેશથી અમને નવાઝ,
બળતી રાખ કોમમાં દીન માટે દાઝ.
આલમમાં જ્યાં હોય હમકોમ મુકામ,
ઝલકતું રાખે હમેશાં જરતોસ્તી નામ.

આમીન

( અસલ ઉપરથી ફારફેર સાથે ) પ્રગટ કર્ત્તા.





# ઈરાંન દેશની સંક્ષેપ્ત તવારીખ.

## એક વખત આખી દુનિયામાં સરદારી ભોગવી ગયલા ઈરાંની પાદશાહોનાં રાજ્ય અમલનાં વરસોને કોઠો અને ઈરાંનૂ દેશનો ટુંક અહેવાલ.



હરેક કોઈ ચીજનું આપણે બ્યાંન કરીએ તે પહેલાં તે દેશ અને શેહેરનું ટુંક વર્ણન થયું હોય અને ત્યાંની જમીનનો વીસ્તાર, દેશનો પાક તેમજ ઉત્પતીનાં મૂળ બાબે થોડીક કેફીયતની માહીતી આપવી તથા બોલવું એ અગત્યનું છે. કેટલાક લોકો ઈરાંનને શહેર કહે છે. પણ નહી, ઈરાંન એક દેશ છે. અને તે **એશીઆ** ખંડમાં આવેલો છે. આપણી પૃથ્વીપરનાં પાંચ ખંડોમાંનો **એશીઆ** એક ખંડ છે. આપણી પૃથ્વીપર **યુરોપ**, **એશીઆ**, **આફ્રીકા**, **અમેરીકા** અને **આસ્ટ્રેલ્યા**. આ મુજબ પાંચ ખંડો છે. ભુગોળ વીદ્યા પ્રમાણે **એશીઆ** ખંડમાં ૧૩ દેશો છે. જેવાં કે–

**ઈરાંન**, **બલુચીસ્તાંન**, **અફગાનીસ્તાંન**, **આરબસ્તાંન**, **તુરકસ્તાંન**, **તાતારદેશ**, **રૂશીઆ**, **જાપાન**, **ચીન**, **તીબેટ**, **શ્યાંમ**, **બ્રહ્મદેશ**, **હીંદુસ્તાંન**.

---

ઉપલા દરેક દેશમાં કેટલાંક શેહેરો છે. ઇરાંન દેશમાં પણ મોટાં શેહેરો છે. ઇંગ્રેજીમાં ઇરાંનને Persia=**પરસીઆ** કહે છે. યાને પારસીઓનો દેશ. અસલ ઈરાંન શબ્દ પરથી ત્યાંનાં રહેવાસીઓને **ઈરાંની** કહેતા હતા.

તેઓની માદર ,જબાંન ( સ્વભાષા )=Mother Tongue ફારસી ભાષા હતી. અસલ ઈરાંનમાં જંદ, પેહેલવી, પાજંદ, ડરી, ફારસી વિગેરે ભાષાઓ વપરાતી હતી. હીંદુસ્થાનમાં પારસીઓ આવ્યા ત્યારથી ગુજરાતી ભાષા તેઓ બોલે છે. આ દેશમાં અસલ જે હતું તે કરતાં હમણું તેમાં ઘણો ફેરફાર માલમ પડે છે. સબબ દર દીવસે નવો ફારફેર હરેક જગોએ થાય છે. પણ જે દેશની જે જગ્યા અને તેની આસપાસની જમીન શેહેરો, નદીઓ, પાહાડો, ખીણો વિગેરેમાં જોઇતી સગવડનો ફેરફાર થઇ શકે, પરંતુ એકદમ તે ત્યાંથી હઠી જતું નથી. તે મુજબ અસલ ઈરાંનદેશની રીતી નિતી અને રાજ્યમાં ફેરફાર થયો છે, તેમજ ત્યાંનાં પાહાડો, ખીણો, નદીઓ વગેરે જે ખુદરતી ઉત્પતી છે તેનું થોડુંક બ્યાંન નીચે મુજબ મળે છે.

ઇરાંનદેશની ઉત્તરે કારસ્પીઅન સમુદ્ર કોકેશશ પર્વત અને **રૂશીઆની** સતા આવેલી છે. આઠમણ દીશા (પશ્ચીમે) **એશી-**

 

આટીક ટર્કી છે. અને યુક્રેતીશ (ફેરાત) નદી છે. દક્ષીણે અહુરમજદની સામુદ્રધુની, હીંદીમહાસાગર અને ઇરાની અખાત છે.

પુર્વે અને ઇશાન ખુણે સીંધુ અને ઓકસસ (જહુન) નદીઓ રૂશીઆની સતા, અફગાનીસ્તાન તેમજ બલુચીસ્તાન છે. પુર્વથી પશ્ચીમનો વિસ્તાર ૯૦૦ માઇલ છે. અને ઉત્તરથી દક્ષીણ સુધી ૭૦૦ માઇલ છે. અને એનો સ્કૅવર માઇલનો એરીઆ ૬,૩૮,૦૦૦ નો છે. એનો પુર્વનો ભાગ હમેશાં (ઘણો ખરો મોટો ભાગ) ઉંચી સપાટ જમીનનો અથવા ઉત્કૃષ્ટ પર્વત સપાટી કે જેની પુર્વ સાઇડ હમેશાં ખારા ખડીઆની છે. જ્યારે ઉત્તર, પશ્ચીમ અને દક્ષીણ બાજુઓ પાહાડોથી ઢંકાયલી છે. આજરબાઇજાન માજંદરાન, ઘીલાંન, કુરદીસ્તાંન, લુરીસ્તાંન અને ફારસનાં મુલકો પાહાડી છે. આજરબીજાંનની દક્ષીણ બાજુની હદમાંથી અલબુર્જની ઉંચી હાર પુર્વ દીશા સુધી લંબાય છે. તેમજ વળી કાસ્પીઅન સરોવરનાં કીનારાની લાઇન સુધી ૧૨ થી ૬૦ માઇલ વેર લંબાય છે. કાસ્પીઅનની નદીમાં હમેશ મછીઓ ઘણી રહે છે. આજરબીજાંનમાં પુર્વથી દક્ષીણ વેર પતા માફક પોહોલો પાહાડ ઇરાંનને આડો છે. ત્યાં ખીણની હાર પણ તેજ ઢબમાં છે. આ પ્રમાણે હામાદનથી શીરાજ સુધી પાહાડોની હારો છે. કેટલાક પાહાડોની ટેકરીઓ નીરંતર બરફથી ઢંકાયલી હોય છે. તે ઝગડાનાં પહાડો અને પુશ્તીકહ પશ્ચીમ બાજુએ છે. ઇરાંની પાહાડો બહુ જુના વખતનાં છે. તેમાં અરદીઓ પથર=Granite, ઉંચો આરસપાહાણનો પથર=

Torphyry, કાચો પથર–Felspar, ચુનારો પથર–lime-stone, વિગેરે છે. તેની મેળવણી ખણીજ પદાર્થોની છે. તેઓ હમેશાં જ્વાળામુખી પદાર્થોની નીશાની દેખાડે છે. દેમાવંદની ટોચ ૧૮,૬૦૦ ફીટની છે. એ અલબુર્જ પાહાડની એક હાર છે અને જ્વાલામુખીથી તેનો નાસ થયેલો છે. ત્યાં ધર્તીકંપ વારંવાર થાય છે. કેમકે જમીન ઘણીજ પાહાડી છે. ત્યાં પાહાડો દરીઆ બાજુએ પણ ૨૦૦૦ ફીટથી ૫૦૦૦ ફીટ સુધી ઉંચા છે. ત્યાં ખુરાશાંનનાં દક્ષીણ પશ્ચીમમા મીઠાંનું મોટું અગર છે.

તે દરીઆ બાજુએ ૨૦૦૦ ફીટ ઉંચાઇમાં છે તેની દરીઆ તરફની અખંડ ઉંચાણ સપાટ જમીન ૩૭૦૦ ફીટ સુધી છે. ઈરાંનનો મોટો ભાગ પાહાડી જંગલો છે પણ દેખાવ ખુશનુમા અને રમણ્ય છે. ત્યાં ખીણો છે. તેમાંની કેટલીક ખીણ ૧૦૦ માઇલ સુધીનાં વીસ્તારની છે. અને કેરમાંન તરફની જુદી જુદી હારો લીલોતરીના પાકથી ભરપુર છે. અને માજંદરાંન તથા ઘીલાંન કે જે કાસપીયન સમુદ્ર અને અલબુર્જની વચ્ચે આવેલા છે, અને અલબુર્જનો દક્ષીણનો દેખાવ ઘણો ખુબસુરત આંખને ઠંડક આપે એવો રમણીય લાગે છે કેમકે લાકડાં પાણી, ગરમ રૃતુ પાહાડની તે બાજુ આડો છોડવાઓ અને રોપઓથી છવાયલી છે. તે જમીન ૫ થી ૩૦ માઇલ સુધી પોહોળાઇમાં અને ૩૦૦ માઇલ લંબાઇમાં છે. તે વાડી કાલાં જાંબુ, તથા સેંતુરનાં ઝાડ; ચોખાનાં ખેતરો, દરાખની વાડી, મોસંબીનાં ઝાડ, સેલડી, રૂનાં રોપાઓ, અને ફલબાગથી ભર-

પુર છે. **અલબુર્જનાં** જંગલમાં ઘણાં જંગલી પ્રાણીઓ વસે છે. વરૂઓ, વાઘો, જૅકૉલસ, સફેદ રીંછ, ભેંસો, લોંકડીઓ, અને કાસ્પીયન બીલાડીઓ (જંગલી બીલાડી) વિગેરે. **માજંદ્રાનમાં** ચીત્રા વાઘો, અને **ફારસ** તથા **અરબસ્તાનમાં** સીંહ જોવામાં આવે છે. અને ઘર વપરાસનાં પ્રાણીઓ ઘોડા, ઘદેડા. ઉંટ, આગેવાન ગણાય છે.

પુર્વ તરફનાં ઘોડાઓ હમેશાં વખણાય છે. તે ઘોડાઓ ઘણાં દેખાવલા, ઘણાં મોટાં પણ આરબી ઘોડાઓ કરતાં ઓછી ચાલનાં છે. તેઓ ઘણાં મજબુત બાંધાનાં હોય છે. હયાંનાં જાનવરો (ઘોડા, કુતરા,) ઘણાં મજબુત અને મોટા કદનાં જોરાવર અને દેખાવળાં હોય છે. યાંનાં પાહાડોમાંથી કેટલીક કીમતી ઉપધાતુઓ મળે છે, કોઇબી જણસ જથ્થાબંધ મળતી નથી. તેથી સીસાં, લોહોડાં, રૂપાં અને સુના સારૂ ઇરાંન હમેશ પારકા દેશોપર આધાર રાખે છે.

હયાં રેતીનાં મેદાંનો ઘણાં છે અને ખજુરીનાં ઝાડોની મોતી વાડો અને કુવાઓ તથા તાજાં પાણીનાં ઝરા જે ઘુટા છપાયા હોય છે અને ખેડાણીની જમીન પણ મગજને તાજગી આપનારી દેખાય છે. ત્યાં નીમકનાં મેદાંનો **યઝદ** તરફ જોવામાં આવે છે. ઘણુંજ વખણાયલું નીમકનું મેદાંન છેક **સીસતાંનથી મકરાંન** સુધી આસરે ૪૦૦ માઇલ લંબાઇમાં છે, અને પોહોળાઇ ૨૦૦ માઇલ છે. ત્યાં રેતીની એકેક ટેકરીઓ આવે છે તેનો આકાર ઘણું કરી મોજાઓ જેવો આડો અ-

તારો હોય છે. તેમાં રાતી રેતીની કરચો હોય છે. અને ઘણી હલકી હોવાથી હાથમાં પકડતાં વજન લાગતો નથી. ઉનાળામાં જ્યારે વાવ્ય ખુનાનો પવન જોશમાં ફુંકે છે ત્યારે તેનો વંટોલ્યો થઈ જાનવરો અને ઝાડપાનોનો ઘણો નાસ કરી નાંખે છે. ઈરાનનાં માંડવાઓમાં સઘળી જાતનાં મેવાઓ ઉગે છે.

હયાંનાં પડત જંગલોમાં એવાં સરસ ફુલો ખુદરતી ઉગી નીકળે છે કે વીલાયત તરફનાં બગીચાઓમાં ઘણી સંભાલ અને ખેડણીથી કવચીતજ ઉગી શકે. ઈરાનનાં બીજા ઘણાએક ભાગોમાં Table-Lands-ઉંચી સપાટ જમીન છે અને તે કારણે ત્યાં થંડી ઘણી પડે છે. ત્યાં દશ માસ શીયાળાનાં અને બે માસ ઉનાળાનાં છે. હયાંનાં રાજની હવા તરેહ તરેહ વાર છે. ઉનાળાની મોસમમાં હયાં અકલામન છે. શીયાળામાં અને વસંત રૂતુમાં હયાં ઘણું ખુશનુમા લાગે છે. ફારસનું હવા પાણી હયાંની ઉંચાઇનાં પ્રમાણમાં સાધારણ છે. ત્યાંનાં એક સરખાં મેદાનોમાં હવા પાણીની સરદી ગરમી અને તેની અસર જુદી જુદી દેખાય છે. તેમાં માઝંનદરાંન અને જ્યૉરજીઆની તેકરીઓ બહુજ ઉજડ હોય છે. કુરદીસ્તાંનનાં વાવ્ય ખુના તરફનાં ફારસ અને ખોરાસાનનાં ભાગોમાં એવાં જંગલો છે કે જ્યાં મોટાં મોટાં ઝાડ આવેલાં છે ખરાં, પણ ઈરાનનાં મોટા પાહાડો છુટી છવાઈ નાની ઝાડીઓથી ઢંકાઈ ગયલા છે.

ઈરાનનાં મધીઅ પ્રાંતો માંહેની ખીણોમાં અછત અને સૌથી ઘણીજ કીમતી વનસપતીઓ ઉગે છે. અને હરેક હદ સુધી તેઓ.

ખેડી શકાય છે. ત્યાં ઢોરોને ચરવાની જગ્યા ઘણી સરસ છે; એથી બીજી સરસ જગ્યા બીજે કોઈ પણ દેશમાં જોવામાં આવતી નથી. ઈરાંન દેશની જમીન એટલી રસાલ છે કે જે જગાપર ઝાડ રોપ્યાં હોય તો તુરત ઉગી નીકળે છે એટલે ઘણી ફળદ્રુપ અને રસાલ જમીન કહેવાય છે. આ દેશની ખુજીસ્તાંન માહેની કારૂન્ન આજરબીજાંનમાંની આરાસ અને એરાકસીસ, અને સીસ્તાનમાં વહેતી હરમંદ નદી સીવાય આ દેશમાં મોટી નદીઓ નથી. માજંદરાંન સીવાય બીજે કેઠે આ દેશમાં વરસાદ ઘડીએ આવતો નથી અને જોશમાં પડતો નથી.

જેથી પાણીની તાણુ ઘણી પડે છે. તેથી બેશક આ દેશની આબાદાંનીને ઘણી મોટી હાંણી પુગે છે. આ ખુદરતી ખાંમી મટાડવા સારૂ આ દેશનાં લોકોએ આબાદાંની ભરેલા વખતમાં ઘણી કોશેશો કરી હતી. પણ ઈરાંન દેશ ઘણો કઢંગી રીતે આવેલો છે જેથી પારકાદેશનાં જંગલી હુમલા કરનારાઓ ઘણીવાર એક સદીની (સો વરસની) મહેનતને એક દીવસમાં જમીનદોસ્ત કરી નાંખતા, તેથી સુધરાઈમાં આગળ વધવા બદલે એ લોકોને પાછળ રહી જવું પડતું. આ દેશમાં એકજ સમયમાં જો નીચેની ખીણુપરથી ઉપરની ખીણુપર જાય તો તે જનારને ઉનાળાની મોસમમાંથી એકદમ શીયાળામાં ગયો હોય એમ લાગે છે. હવા જો કે થોડે થોડે જગ્યે આગળ જતાં તરેહ તરેહવાર છે પણ તનદરોસ્તી ભરેલી છે. અને તે કારણે ત્યાંનાં માણુસો સુખવાસી બાંધાનાં અને ઘણાં મેહેનતુ દીસે છે.

સબબ કે પેહેલું તો હવા સુખવાસી અને બીજું જમીન ફળદ્રુપ તેથી મેવાદાર વાડીઓ જુમાઇ જાય. તે સૌ મુફત ખાવા મળે એટલે ફલ મેવાથી તનને તરોતાજગી મળી આનંદ થાય, અને સ્વચ્છ લોહીનાં સબબે શરીર પ્રકૃતિ સારી રહેવાથી સુખવાસી બાંધો રહે તે કારણે વધારે મહેનત કરી શકાય. ઇરાંનમાં યઝદ શેહેરમાં હજુ ૯૦૦૦ પારસીઓ વસે છે. ઇરાંનીઓ મહજબપર યકીન અને પુર એતેકાદ રાખી પવિત્રતાઇથી ધર્મ પાલે છે. ઇ. સ. ૧૮૬૮ની સાલમાં સર **રોનાલ્ડ** થોમશને ત્યાંની ગણત્રી કરી રીપોર્ટ આપેલો જે **નીચે** મુજબ છે.

**ત**બ્રીઝમાં વસ્તી ૧,૧૦,૦૦૦; **તે**હેરાનમાં ૮૫,૦૦૦; **મુશે**દમાં ૭૦,૦૦૦; ઇસ્ફાંનમાં ૬૦,૦૦૦; યઝદમાં ૪૦,૦૦૦; અને કેરમાંન, કેરમાંનશાહ અને હામાદાંન દરેક શેહેરમાં ૩૦,૦૦૦;

ઇ. સ. **૧૮૮૧માં** સરકારનાં રીપોર્ટમાં વસ્તીનો ટોટલ આંક ૭૬,૬૦,૦૦૦ હતો. અને **૧૯૦૨ની** ગણત્રીમાં વસ્તીનો વીસ્તાર ૯૫,૦૦,૦૦૦ નો હતો અને તેનાં મુખ્ય શેહેરો આ મુજબ આપેલાં છે. **તે**હેરાંનમાં ૨,૫૦,૦૦૦; તબ્રીઝમાં ૧,૮૦,૦૦૦ ઇસ્ફાંનમાં ૮૦,૦૦૦; **મુશદ**માં અને કેરમાંનમાં દરેકમાં ૭૦,૦૦૦; યઝદમાં ૫૫,૦૦૦; **બરફ્રુરૂઝ અને શીરા**ઝમાં દરેકમાં ૫૦,૦૦૦; **હામાદાન, કાઝવીન, કોમ, કાશન, રેશ**ત આ દરેકમાં ૩૦,૦૦૦ **થી** ૪૦,૦૦૦; તેમાં **નામદેની આરબ** ૨,૬૦,૦૦૦, તુરક ૭,૨૦,૦૦૦ **કુરદસ અને લેકસ** ૬,૭૫૦૦૦; **લુરસ** ૨,૩૪,૦૦૦; બલુચીલોક **અને જીપસીજાત** ૨૦,૭૦૦૦;

ત્યાંનાં રસ્તાઓ ધ્યાનમાં રહી શકે તેવા નથી. ત્યાંનાં ઘરોની બાંધની સુધરેલા દેશોની રીતભાતને અનુકુલ નથી. શેહેર બાહારનાં ઘણાંખરાં ઘરો જમીનની માટી અને કાદવથી થાપેલાં હોય છે. શેહેરમાં પણ એવાં ઘણાંખરાં ઘરો હોય છે અને બાહારથી દીવાલ ભરી લીપેલી હોય છે. બીજી જાહેર બીલ્ડીંગસ જેવી કે કૉલેજ, ધર્મશાળા, મસીદ, પણ એ સરખાં દેખાવનાં અને રેહેવાનાં સાધારણ ઘર જેવાં છે. અને બાંધકામનો સામાન પણ તેજ મુજબ વાપરેલો છે.

તોપણ મોટા લોકોનાં ઘરોની બાંધની સારી હોય છે. કોઇ કોઇ બાંધકામ સુખનાં સાધનોથી ભરપુર ચીજોથી સનગારાયલાં જોવામાં આવે છે. શેહેરનો દેખાવ કેટલેક ઠેકાણે કંગાલ છે પણ તે ઉપરાંત શેહેરને ફરતી ત્યાંની ફળદ્રુપ જમીનનાં વાડી બગીચાની રમણીય દેખાવથી તેનું રક્ષણ થયલું છે.

ઇરાન દેશનાં હુન્નરમાં જો ત્યાંના લોક પાકમાં નીશફલ થાય તોપણ રૂ, ઉલન, કાપડ, શાલ, ગલીચા, ચામડું બનુસ=felt વિગેરે જુદા જુદા શેહેરોમાં જુદો જુદો હુનર ચાલે છે. હયાંનાં રાજમાં પેહેલાં જે જે ઉમદા બાંધકામો અસલી વખતમાં હતાં, તેમાં તખ્તે જમશેદ, નકસે રૂસ્તમ વિગેરે હજુ થોડાક ખંડીઅર ભાગ સચવાયલાં છે. મોટા મોટા મેહેલોનાં પાલીસ કરેલાં કકડાઓનાં મોભાદાર કોતરકાંમોની તાજા નીસાનોપરથી એટલું તો સાબીત થાય છે કે તેઓ દોલતમંદ અને જબરદસ્ત પાદશાહો હતા પણ તેઓની રૈયત સુધરેલી નહતી. ઇરાન દેશની તવારીખને લગતું અખંડ લખાંણુ ઘણું લંબાણુ હોવાથી જાણવા-

જોગ બાબદો આપી ઈરાંની રાજાઓએ ઈરાંનદેશમાં કેટલાં વરસ રાજ્ય કર્યું તે બાબદ કહીશું.

તે પેહેલાં અત્રે દરશાવવું અગત્યનું થઇ પડશે કે જેઓ પોતાને જરતોસ્તી કેવાડે છે અને જેઓ અસલ જાહોજલાલી ભરેલાં આ વતનનાં બેટાઓ અને નબીરાઓ છે તેઓએ પોતાનાં વ્હાલાં વતન દેશ ઈરાંનને ભુલવું જોઇતું નથી. આજે આપણાં લોકો વીલાયત જવાનો મોટો શોખ અને હરખ રાખે છે. અલબતે વીલાયત જવા માટે રસ્તો સકળ અને અડચણ વિનાનો છે. તેમજ વાટમાં લુંટાવાનું નથી તેમજ ઈંગ્રેજી પ્રજા સુધરેલી હોવાથી ખુદરતી રીતે ત્યાંની મુસાફરીનું મન થાય એ સ્વભાવીક છે. પણ પોતાનું વ્હાલું અસલ વતન દેશ ઈરાંન જવા માટે બીકટ રસ્તાઓ આડા છે અને કેટલેક ઠેકાણે વાટમાં લુટાવાનું હોવાથી તેમજ બીજી કેટલીક અડચણોનાં લીધે ઈરાંન દેશની મુસાફરી મનમાનતી થઈ શક્તિ નથી. તેથી આપણાં કોમનાં અકાબરો અને લાગતા વળગતાઓએ તથા કાંઉનસીલમાં બીરાજત્તા પારસી અકાબરો સરકાર તરફથી તેમજ ત્યાંનાં રાજ તરફની પરવાંનગી મેળવીને અને પારસી કોમમાં આપસ આપસમાં મોટા પાયા પર નાણાનું ફંડ ભેગું કરી આ બીકટ રસ્તા સુધારવા કોશેશ કર્યાથી આપણાં દેશને ઘણો લાભ છે અને ધંધાનાં લાભ સાથે પારસીઓનાં પોતાના "જીગરમાં પોતાનાં અસલી નેઆગાનોની યાદ તાજી રેહેવાથી ધર્મનો એતેકાદ વધે અને કોમની ધર્મસંબંધી કીર્તી વધુ ઝલકે એમાં શક નથી, પણ તે કાંમ બોલવામાં જેટલું સહેલ છે તેટલુંજ કરવામાં મુશ્કેલ હોવાથી બનવું અશક્ય છે. તોપણ ઉપર

કહ્યા મુજબ કોમનાં આગેવાનો ધ્યાંનપર લેશે તો કોમ આગલ પડવાને ચુકે એમ નથી અને સુધારાનાં સડાએ જડ ઘાલી જે ધર્મની ડુબાડુબ કરી છે તેમાં પણ કેટલેક દરજ્જે ફાયદો થતાં વલી ધંધાનું બોહોળું ખેતર પારસીઓને હાથ થાય.

હીંદુસ્થાનથી ઈરાંનની રેલવે નખાય અને ત્યાંના રસ્તાઓ સુધરે તો કોમને તેમજ હ્યાંની પ્રજાને ઘણો લાભ થાય એમાં શક નથી. આ બાબદ થકી જાહેર છાપાનાં આગેવાનોનાં ધ્યાંન ખેંચાય અને તેઓની કલમથી કોમનાં આગેવાનોને અને કોમને અપીલ થાય તો શુભ પરીણાંમ નીપજે.

# ઈરાંની શેહેનશાહતનાં વરસોનો કોઠો.

**ગયોમર્દ** જેને ગીલશાહ (દુનિઆનો સરદાર) કહે છે, તેની અગાઉ એક **મેહેઆબાદી** ટોલો થઈ ગયો છે. પણ કોઈ થેકાંને તેની હસ્તીનું લખાંણુ મળે છે અને કોઇ ઠેકાણે નથી મળતું. પણ દુનીઆની શરૂઆતમાં પહેલું આદમ મેહેઆબાદ ગણાય છે જેને સર્વથી પહેલો પયઘમબર પણ કહેલો છે. આ ટોલો શરૂઆતમાં થઇ ગયો છે. આપણાં બાકી રહેલા અવસ્તામાં આ ટોળા વિષે કંઇજ પણ ઇસારો કે લખાંણુ કેથે કાંઇ પણ જોવામાં આવતું નથી.

કોઈ ગ્રંથકાર કેમ લખે છે અને કોઈ ગ્રંથકારનું લખાંણુ કેમ મળે છે તેમાં સને બરોબર મળતો નથી. રૂહશાદ ફીરદોશી તુશી શાએરે શાહનામામાં પેશદાદી અને કયાંની પાદશાહોનું વર્ણન આપેલું છે. અને તેને લગતું લખાંણુ આપણાં

અવસ્તામાં પણ મળી આવે છે. ઘણાં ખરા યુરોપયન ગ્રંથકારોના લખાણોની ગનત્રીમા પણ ભુલો રહેલી છે. **શાએર ફીરદોશી** તુસીએ બાસતાંન નામાનો ઉતારો કીધેલો તે પોતે જણાવે છે. બાસતાંન નામાંનાં બનાવનારને ચાતો તે જમાનાનું દાસ્તાંન નહી મલ્યું હોય. **ગુસ્તારપશાહ** પછીથી એક લાબા જમાનાનું દાસ્તાંન રહી જાય છે. શાહાનામા મુજબ **પેશદાદી** વંશના ૧૧ પાદશાહો નીચે મુજબ છે.·

| | બેકટ્રીઆનું રાજ. | રાજ કીધુ વરસ | | બેકટ્રીયાનું રાજ. | રાજ કીધું વરસ. |
|---|---|---|---|---|---|
| | **પેશદાદી વંશ.** | | | **કયાંની વંશ.** | |
| ૧ | ગયોમર્દ | ૩૦ | ૧ | કેકોબાદ | ૧૨૦ |
| | સ્યામક | ૪૦ | ૨ | કએકાઉશ | ૧૫૦ |
| ૨ | હોશંગ | ૩૦૦ | | શીયાવક્ષ | |
| ૩ | તેહેમુરસ | ૯૦૦ | ૩ | કએખુશરૂ | ૬૦ |
| ૪ | જમશેદ | ૧૦૦૦ | ૪ | કએ લોહોરાસ્પ | ૧૨૦ |
| ૫ | જોહાક | ૫૦૦ | ૫ | કએ ગુસ્તાસ્પ. | ૧૨૦ |
| ૬ | ફ્રેદુન | | | **દશાતુરોનું રાજ.** | |
| | ફ્રેદુનના દીકરા { સેલમ, | | ૧ | જરતોસ્ત્રો | ૨૨૪ |
| | તુર, | | થી | તેમો | |
| | એરચ. | | ૮ | ઇ. પુ. ૨૪૨૮થી ૨૦૫૮ | |
| ૭ | મીનોચેહર | ૧૨૦ | | **એસીરીયાનું રાજ.** | |
| ૮ | નવઝર | ૭ | | નાઇનસ વિગેરે | ૧૩૬૦ |
| ૯ | અફ્રાસીઆબ. | ૧૨ | | **મીડીઆનું રાજ.** | |
| ૧૦ | જુ | ૫ | ૧ | દીજોદીસ ઇ. પુ. ૭૦૮ | ૨૨ |
| ૧૧ | કેરસારપ | ૯ | | થી ૬૮૬ સુધી. | |

| | | |
|---|---|---|
| ૨ | ફ્રેઅરતીસ ઈ. પુ. ૬૮૬ થી તે ૬૩૩ સુધી. | ૫૩ |
| ૩ | ક્યાકસરીસ ઈ. પુ. ૬૩૩ થી ૫૯૩ સુધી | ૪૦ |
| ૪ | એશતાએજ્‍સ ઈ. પુ. ૫૯૩ થી તે ૫૫૯ સુધી. | ૩૪ |

## હુખામનીઅન વંશ. ઈરાંની રાજ.

| | | |
|---|---|---|
| ૧ | સાઈરિસ ઈ. પુ. ૫૫૯થી તે ૫૨૯ સુધી | ૩૦ |
| ૨ | કમબાઈસીસ ઈ. પુ. ૫૨૯ થી ૫૨૨ સુધી સ્મરદીસ | ૭ |
| ૩ | દારાયસ હીસ્તારપીસ ઈ. પુ. ૫૨૨થી ૪૮૫ સુધી | ૩૭ |
| ૪ | જરકજીસ ઈ. પુ. ૪૮૫ થી ૪૬૪ સુધી | ૨૧ |
| ૫ | આરતેજરકજીસ ઈ. પુ. ૪૬૪થી તે ૪૨૪ સુધી | ૪૦ |
| ૬ | જરકજીસ (બીજો) ફક્ત ૧ાા માસ રાજ કીધું. | |
| ૭ | સોગદીઅનસ ફક્ત ૭ માસ રાજ કીધું | |
| ૮ | દારાયસ–નોથશ ઈ. પુ. ૪૨૪ થી ૪૦૪ સુધી | ૨૦ |
| ૯ | આરસીસ ઈ. પુ. ૪૦૪ થી ૩૫૮ સુધી | ૪૬ |
| ૧૦ | દારાયસ ઑકસ ઈ. પુ. ૩૫૮ થી ૩૩૮ સુધી | ૨૦ |
| ૧૧ | આરસીસ ઈ. પુ. ૩૩૮ થી ૩૩૫ સુધી | ૩ |
| ૧૨ | દારાયસ કોદો માનસ ઈ. પુ. ૩૩૫ થી ૩૩૦ | ૫ |

## ગ્રુનાની રાજ.

| | | |
|---|---|---|
| | સીકંદર પાદશાહ ઈ. પુ. ૩૩૦ થી ૨૪૬ સુધી | ૭ |
| | સીકંદરના સરદારો ઈ પુ. ૩૨૩ થી તે ૨૫૬ સુધી | ૬૭ |

## પારથીઆનું રાજ.

અશ્કાનીઅન શહેનશાહત.

| | | |
|---|---|---|
| ૧ | અશ્ક ઈ. પુ. ૨૫૬ થી તે ૨૪૧ સુધી | ૧૫ |
| ૨ | તીરદાદ ઈ. પુ. ૨૪૧ થી ૨૧૪ સુધી | ૨૭ |
| ૩ | અરદવાંન ૧ લો ઈ. પુ. ૨૧૪ થી ૧૯૬ સુધી | ૧૮ |
| ૪ | ફ્રીઆરતીસ ઈ. પુ. ૧૯૬ થી ૧૮૧ સુધી | ૧૫ |
| ૫ | પીરૂઝ ૧ લો ૧૮૧ થી ૧૭૭ સુધી | ૪ |
| ૬ | મીથ્રેદેનીસ ઈ. પુ. ૧૭૭ થી તે ૧૩૬ સુધી | ૪૧ |
| ૭ | પીરૂઝ ૨ જો ૧૩૬ થી ૧૨૬ સુધી | ૧૦ |
| ૮ | અરદવાન ૨ જો ઈ. પુ. ૧૨૬ થી ૧૧૫ | ૧૧ |

| | | |
|---|---|---|
| ૯ | મીથ્રેદેતીસ ઇ. પુ. ૧૧૫ થી ૮૫ સુધી | ૩૦ |
| ૧૦ | મનાસસીરાશ ઈ. પુ. ૮૫ થી ૭૭ સુધી | ૮ |
| ૧૧ | સાનાત્રોતીસ ઇ. પુ. ૭૭ થી ૭૦ સુધી | ૭ |
| ૧૨ | ફીરૂઝ ૩ જો ઇ. પુ. ૭૦ થી ૫૫ સુધી | ૧૫ |
| ૧૩ | મીથ્રેદેતીસ ૩ જો ઇ. પુ. ૫૫ થી ૫૩ | ૨ |
| ૧૪ | ઓરોદીસ ૫૩ થી ૩૬ | ૧૭ |
| ૧૫ | ફીરૂઝ ૪ થો ૩૬ થી ૪ | ૪૦ |
| ૧૬ | ફ્રાતેશીશ ઇસ્વી સન ૪ થી ૯ સુધી | ૫ |
| ૧૭ | [illegible] | |
| ૧૮ | વોનોનીસ ઇ. પુ. ૯ થી ૧૪ સુધી | ૫ |
| ૧૯ | અરદવાંન ૨ જો ૧૪ થી ૪૪ સુધી | ૩૦ |
| ૨૦ | વારદાનીશ ૪૪ થી ૪૭ | ૩ |
| ૨૧ | ગોતારજીશ ૪૭ થી ૫૦ | ૩ |
| ૨૨ | વોનોનીશ ૨જો ફક્ત એ-કજ વરસ રાજ કીધું | |
| ૨૩ | વોલોગોશીશ ૫૦ થી ૭૯ સુધી | ૪૯ |
| ૨૪ | પેકોરસ ૭૯ થી ૧૦૭ | ૮ |
| ૨૫ | ખુશરૂ ૧૦૭ થી ૧૨૧ | ૧૪ |
| ૨૬ | વોલોગોશીશ ૨જો ૧૨૧ થી ૧૪૯ સુધી | ૨૮ |

| | | |
|---|---|---|
| ૨૭ | વોલોગોશીશ ૩જો ૧૪૯ થી ૧૯૧ | ૪૨ |
| ૨૮ | વોલોગોશીશ ૪ થો ઇ. સ. ૧૯૧ થી તે ૨૦૭ સુધી | ૧૬ |
| ૨૯ | વોલોગોશીશ ઇ.સ. ૨૦૭ થી ૨૧૬ સુધી | ૯ |
| ૩૦ | અરદવાંન ૪ થો ઇ. સ. ૨૧૬ થી ૨૨૬ | ૧૦ |

## ઇરાંનનું રાજ.

## સાસાનીયાંન વંશ.

| | | |
|---|---|---|
| ૧ | અરદેશીર બાબેકાંન ઇ.સ. ૨૨૬થી ૨૪૦ સુધી | ૧૪ |
| ૨ | શાહપુર ઇ. સ. ૨૪૦ થી ૨૭૧ સુધી | ૩૧ |
| ૩ | અહુરમજદ ઇ. સ. ૨૭૧ થી ૨૭૨ સુધી | ૧ |
| ૪ | બેહેરાંમ ઇ. સ. ૨૭૨થી ૨૭૫ સુધી | ૩ |
| ૫ | બેહેરાંમ ૨ જો ઇ. સ. ૨૭૬ થી ૨૯૨ | ૧૭ |
| ૬ | બેહેરાંમ ૩ જો ચાર માસ રાજ કીધું | |
| ૭ | નારસી ઇ. સ. ૨૯૨ થી ૩૦૦ સુધી | ૮ |
| ૮ | અહુરમજદ ૨ જો ૩૦૦ થી ૩૦૮ | ૮ |
| ૯ | શાહપુર ૨ જો ૩૦૮ થી ૩૭૫ | ૬૭ |

| | | |
|---|---|---|
| ૧૦ | અરદેશીર ૨ જો ૩૭૫ થી ૩૮૦ | ૫ |
| ૧૧ | શાહપુર ૨ જો ૩૮૦ થી ૩૮૫ | ૫ |
| ૧૨ | બેહેરાંમ ૪ થો ૩૮૫ થી ૩૯૬ | ૧૧ |
| ૧૩ | યઝદેઝરદ ઉલ અથીમ ઇ.સ. ૩૯૬ થી ૪૧૮ ખુશરૂ ફક્ત નામનું રા-રાજ્ય કર્યું | ૨૨ |
| ૧૪ | **બેહેરાંમ ગોર** ૪૧૮ થી ૪૪૧ સુધી | ૨૩ |
| ૧૫ | યઝદેઝરદ ૨ જો ૪૪૧ થી ૪૪૯ | ૮ |
| ૧૬ | અહુરમજદ ૩ જો ૪૫૯ થી ૪૬૦ | ૧૧ |
| ૧૭ | ફીરોઝ ૪૬૦ થી ૪૮૬ | ૨૬ |
| ૧૮ | પાલાષ ૪૮૬ થી ૪૯૦ | ૪ |
| ૧૯ | કોબાદ ઇ. સ. ૪૯૦ થી ૫૩૨ સુધી આ રાજાનાં વખતમાં મજદકે પેગમ્બરીનો દાવો કર્યો હતો. | ૪૨ |
| ૨૦ | **નોશીરવાંન અદલ** પાદશાહ ૫૩૨ થી ૫૮૦ સુધી મજદકની દીનનો નાસ એને કર્યો હતો. | ૪૮ |
| ૨૧ | અહુરમજદ ૪ થો ઇ. સ. ૫૮૦ થી ૫૮૮ | ૮ |
| ૨૨ | ખુશરૂ પરવીજ ૫૮૮થી તે ૬૨૭. "શીરીનને ખુશરૂની જોડી" નામે પારસીઓ ગાયન ગાય છે તે પાદશાહની હકીકતનું છે. | ૩૯ |
| ૨૩ | શેરોય. ફક્ત એકજ વરસ રાજ કીધું. એને મત્રાઇમાપર બદનજર કરીપોતાનાં બાપનેમારી નખાવ્યો. એ જુલમી હતો | ૧ |
| ૨૪ | અરદેશીર ૩ જો ૬૨૮ થી ૬૨૯ સુધી. આ શાહજાદો ફક્ત ૭ વરસની ઉમરે ગાદીનસીન થયો પણ દુસ્મનોએ ચઢાઇ કરી મારી નાખ્યો, એકજ વરસ રાજ કીધું. | ૧ |
| ૨૫ | પુરાંનદોખ્ત. ખુશરૂ પરવીઝની દીકરી થાય. ૬૨૯ થી ૬૩૦ | ૧ |
| ૨૬ | આઝરમીદોખ્ત એ પુરાંનદોખ્તની બહેન થાય. આ બન્ને બહેનો નેકજાદ હતી પણ દુસ્મનને હાથ મારી ગઇઓ. | ૧ |
| ૨૭ | ફીરોજજાદ ૬૩૧થી૬૩૨ | ૧ |
| ૨૮ | યઝદેઝરદ શેહેરીયાર ૬૩૨ થી તે ૬૫૨ સુધી પારસીઓની પાદશાહી આ પાદશાહથી ગઇ. | ૨૦ |

**[1]યઝદેઝરદ શેહેરીયાર** પાદશાહનાં પોતાનાં અમલમાં ૨૦ વરસ દરમીઆનમાં આ પાદશાહે ફક્ત ૪ વરસ રાજ્ય આનંદથી ભોગવ્યું અને ૧૬ વરસ નાસભાગમાં અને લડાઇમાં પુરાં કર્યાં. નેહાવંદની લડાઇમાં યઝદેઝરદ નાહાસી ગયો અને [2]મરવમાં ભરાયો. યઝદેઝરદને માટે એમ કહે છે કે આ પાદશાહ ઘણો નબળો હતો તેથી આરબોએ એનાં પર ચોતરફથી હુલડ કર્યું અને ઘેરો ઘાલ્યો, અને ફીસાદ ઉઠાવ્યો.

---

૧. ઇરાંનનાં રાજ્યપર યઝદેઝરદ શેહેરીઆર પાદશાહ પછી ખલીફ ઉમર ખેતાબે રાજ્ય કર્યું અને ત્યારબાદ આરબ લોકોએ રાજ્ય લીધું. અને ઇસલામી અમલમાં ઇરાંન ગયું તે ઇ. સ. ૬૪૦ થી ૧૩૫૪ સુધી આજુબાજુનાં ગામોમાં પારસી હાકમોનાં વંશજે રાજ્ય કર્યાં હતાં. અને ઇરાંનનાં રાજ્યપર ઇસલામો રાજ્યપદ ભોગવતા હતા હજુ પણુ તેઓનોજ અમલ ત્યાં છે. અત્યાર સુધીમાં યાને ઇ. સ. ૬૪૦ થી ઇ. સ. ૧૯૧૬ સુધીમાં લગભગ ૧૨૭૬ વરસ થયાં પારસી શેહેનશાહત ઇસલામોને હાથ ગઇ છે. હાલ પારસીઓનો યઝદેઝરદી સને ૧૨૮૬ ચાલે છે જે આ છેલ્લો પાદશાહ તખતપર બેઠો તે દિવસથી છે એમ ગણાય છે. મજકુર ૧૨૭૬ વરસ દરમીઆનમાં ઇસ્લામોનાં ઘણાં વંશોએ રાજ્ય ભોગવ્યું તેમાંનાં નામ ખલીફાનાં વંશ, સામાની વંશ, દીલમી વંશ, ગજની વંશ, સલજુકી વંશ (ઇ. સ. ૧૧૦૦ માં) અતાબેગ, મોંગલ વંશ, મુજફર વંશ, તુરાની વંશ, સફવી વંશ.

આ સફવી વંશ, શિયા પંથ કહેવાય છે. મજકુર વંશોમાં એકથી અનેક પાદશાહોએ રાજ્ય કર્યા છે. ઇરાંની તવારીખો વાંચો.

૨. પાદશાહોનું વરણન આપું લેતાં આ જેવાં આખાં અનેક પુસ્તકો થાય તેથી અત્રે ટુંકમાં લીધું છે. વધુ ખુલાસા માટે વાંચો શાહાનામું, તવારીખે ઇરાંન.

**પાદશાહ યઝદેઝરદ શેહેરીઆર ઈ. સ. ૬૩૨ ની સાલમાં ૧૫** વરસની વયે ગાદીનશીન થયો, આવેલાં આરબોનું બલ ઘણું વધી ગયું હતું. અને જ્યાં ત્યાં તેઓનીજ ફતેહ હતી **યઝદેઝરદ** શેહેરીઆર પોતે રાંક અને નરમ હતો, તેવી વેલાએ ઈરાંનનો બગડેલો મામલો જોઇ ખલીફ ઓરમાને પ્રથમ લડાઇ કરી પણ ઈ. સ. ૬૩૪ માં પુલની લડાઇમાં આરબો હારી નાસી ગયા, તે પછી હીરાની લડાઇમાં પણ તેઓની હાર થઇ, આથી તેઓએ લુટફાટ ચલાવી, અને પહેલ વેહેલું બગદાદ શેહેર લુટયું. ઇ. સ. ૬૪૦ માં કેદેસીઆની લડાઇમાં ઇરાંનીઓનો વડો સરદાર **રૂસ્તમ ઇબ્ન ફેરોખજાદ** માર્યો ગયો. જેથી ઇરાંનીઓની તદ્દન હાર થઇ, અને **દરફસે ફાવાંની** નામનો રાજનો જુંદો દુશ્મનોએ કટકા ભુકલા કર્યો. ત્યાર બાદ બીજી લડાઇ **નેહાવંદ** તરફ થઇ ત્યાં આરબો જીત્યા ને **યઝદેઝરદ શેહેરીઆર** પાદશાહ હારીને નાઠો, ને **મર્વમાં** ભરાયો.

મર્વ શેહેરમાં લોટ દલનારને ત્યાં યઝદેઝરદ છુપાયો હતો તે લોટ દલનારે પૈસાનાં લોભે દગો કરી ઇ. સ. ૬૫૨ ની સાલમાં **યઝદેઝરદ શેહેરીઆરને** મારી નાંખ્યો. આ મુજબ **યઝદેઝરદનાં** મોત સાથેજ ઇરાંનની જરતોસ્તી **શેહેનશાહતની આખેરી** થઇ કે જે પછી ઈરાંનમાં કદી પણ આજદીન સુધી જરતોસ્તી **શેહેનશાહત પાછી થઈ નહીં, તે વખતે આખુ ઈરાંન શેહેર જંગલી જનુની આરબોને હાથ ઉજડ થયું. ને જરતોસ્તી રાજ્ય તેઓએ નાબુદ કર્યું રાજ્યની પડતી સાથે જુલમાત ઘણો ગુજરવા માં-**

હયો તેથી દીનની લાગણીને લીધે હાંદેશાના મારેલા હીંદુસ્થાન આવી સંજાણમાં વસ્યા.

હવે યઝદેઝરદનાં ઈરાનસર જમીનથી નાહાસી જવા પછી પારસીઓની શહેનશાહત ખતમ થઇ. **ખલીફ** ઓમર નામનાં આરબોનાં સરદારે જરતોશ્તી ધર્મની કેટલીક ઘણીખરી કેતાબોનો નાસ કર્યો. (તે આગમચ ઇરાનદેશમાં ઇસ્વીસન પૂર્વે ૩૩૦ **થી** ૩૨૩ વેર યાને આજથી બે હજાર વરસ ઉપર જ્યારે **સીકંદર** રૂમીએ ઇરાનમાં રાજ્ય વાપર્યું હતું તે અમલમાં તે પાદશાહે ઇરાંનનાં ભાગલા પારીને પોતાનાં સરદારોને વેહેંચી આપ્યા હતા કે તેનાં મુલ વતન યુનાનપર હુમલાની ધાસ્તી ન રહે. તે વખતે **સીકંદર** પાદશાહે પણ પારસીઓનાં ધર્મનાં પોથા બાલી નાંખ્યા છે. એવું લખાણ આગલી કેતાબોમાંથી મળે છે.

યઝદેઝરદને પદભ્રષ્ટ કરી આરબોનાં સરદાર **ખલીફ** ઓમરે પોતે યઝદેઝરદશાહનાં એક બેટાને કેદ પકડયો પણ તે શાહજાદા પર ખલીફ ઉમર બેતાબે મેહેરબાની કરી કે વાલી તથા વારસ તથા જરખજાનાં વગરનાં આ સાલેસ શાહજાદાને નહીં મારવો અને પુછયું જે "તુંને જોઇએ તે પુગાડું તે માટે તું માંગણી કર. હું તુંને કોઈબી ચીજથી નુકશાન નહી પુગવા દેવું. આ સાંભળી દલેર [1]શાહજાદાએ **ખલીફ** ઓમરને કહ્યું કે અએ નામદાર મરદ હવે હમારી આગળ એવો વખત આવ્યો છે કે ઇરાંનીઓનું નામ દેહેકાણી કહેવાશે. વાસ્તે તું જો મેહેરબાંની કરેચ તો એક ગાંમડું ઉજડ જગા મને આપ, કે જે વેરાંનને હું આબા-

૧. આ બાબત બહમન પુંજીઆની રેવાએતમાં મળે છે.

દાંન કરૂં અને તેનો હલાલ તોસો આવે તેથી હું ખુશાલ થાવું. અને મારો દન ગુજારો કરૂં.

પછી ઉમર ખતાબે ફરમાવ્યું કે જે એ માંગે તે આપો કે રંજ તથા ફેકરમાંથી છુટે. ત્યારપછી ઇરાનસર જમીનમાં જગેજગ ખલીફ ઓમરે માણસો મોકલ્યાં અને મંજલે મંજલ જગા જોઇ પણ કેંહેબી ઉજડ જગા જોઈ નહીં; જ્યાં ત્યાં બાગ બગીચા વાડી વજીફા અને આદમીઓથી ભરપુર જોયું. પહાડો, ખીનો જોઇ જ્યાં માણસોનો વસવાત નહી પણ લીલોતરી હતી અને ગુલજાહાર જેવી આબાદ હતી. અને સોના રૂપાંનો પણ બોહોલો વેપાર જથ્થો જોયો તેથી પાદશાહને ( ખલીફ ઓમર ખેતાબને ) એ ખબર કીધી. તે સાંભળી તે પાદશાહે પેલા શાહજાદાને કહ્યું કે તું ઉજડ જગા માંગે છે પણ તમામ જગા જોઇ પણ કસ્સું પણ ઉજડ નથી. તું આબાદાંન જગા અને વીલાયત માંગ. તું જે માંગે તે આપું અને પુસ્તી કરૂં. શાહજાદાએ જવાબ દીધો કે નામદાર પાદશાહ મને ઉજડ કે આબાદાંન કોઇ પણ જમીન જોઈતી નથી. પણ મેં જે માગણી કરી તે એટલા ખાતર કે મારા નેઆગાંનોનો મુલક મેં તુંને દેખાડયો કે એવો આબાદાંન મુલક મેં તુંને સોંપ્યો છે. હવે પાદશાહ કેઆંમતનાં દન તાઈની વાત તું જાણે કે મુલક રાખવાનું કામ બાજી નથી. [૧]મુલકનો રાખનાર આફ-

૧. દેશનાં હાકમ માટે છે તેમ વેરનાં વાલીઓ અને ગામનાં મોટાઓ, કોમનાં અફાબરો, ધરાનાં હીમાયતીઓ, સભાનાં આગેવાનો, અને ધર્મનાં વડાઓ બાને દરેકે દરેક કામ છે કે જે કામપર જે વડો

તાબની મીશાલે પાદશાહ જોઈએ. જેમ આફતાબ ગરીબ તથા તંવગરનાં ઘરપર એક સરખો તપેચ, ને ઝલકેચ અને પાહાડપર તથા ઘાસનાં તણુખાંપર રેશનાઇ કરેચ તેમ પાદશાહે ખલકની દાદ દેવી એવો દલેર જોઇએ. ફરેસ્તા માફક રાહબર અને વરસાદનાં વાદલ માફક રેહેમદીલ હોય તો મુલુક આબાદ રહે. જો આબાદાંન મુલુક ખરાબ થાય તો તેનો બોજ તે પાદશાહની ગરદનપર રહે. જો પાદશાહનાં અદલથી જેહાંનમાં તંગી, ખરાબી, દેહેશત, માલમતાની નુકશાંની, થાય અથવા પાદશાહથી કરીને તેની રૈયતને જોલમ, રંજ શખ્તી, નામોરાદી, અને ખરાબી પુગે, બેદાદી થાય, એ સર્વે બોજ પાદશાહની ગરદનપર રહે; કારણ કે ખુદાએ દુનિઆ સરજી તેમાં જે પાદશાહ થયા છે, તેઓને લાજમ છે, કે પોતાની રૈયતનું રક્ષણ કરે, અને આકરા કર નહી લીએ, રૈયતની સુખશાંતી જાલવે. એવો પાદશાહ હોય તે ખરો નર છે અને તે તાજ તખતને લાયક છે. ખુદાએ દુનિઆમાં આદમીઓ પેદા કીધાં તે દીનથી હમારા કયાંની પાદશાહોને ચુનંદા કીધાચ તેનાં તોખમથી ઇબરાંહીમ દસ્તુર છે.

ઈબરાંમહીમ દસ્તુર જેને તમો લોકો ગણો છો તે હમારો પેગમબર જરતોશ્ત છે. તે કયાંની ઓલાદનો છે. આ દુનિ-

---

નેમાયો છે ને દરેકે પહેલાં પોતાની ફરજ પુરેપુરી સમજવી જોઇએ, અને તે ધોરણે ચાલવું જોઇએ ત્યારેજ તેની આગેવાની કાંમની છે નહી તો તે જોખમદારી કરતાં ખુદાની બંદગી કરે તો ભલું. કેમકે જે જોખમદારી પોતાને સીર છે તે ફરજ જો તે ઇનસાફ બજાવે નહી તો વ્યર્થ છે.;

આમાં પહેલો પાદશાહ [1]ગયોમર્દ થયો છે. અને શાહાન-શાહ યઝદેઝરદ શેહેરીઆર લગી પાદશાહી ચાલી. અને હજુ પણ હમારા પારસીઓ છુટા છવાયા છે તે ઈરાંનમાં આજુ-બાજુનાં શેહેરોમાં ૭૫૦ વરસ વેર રાજ્ય કરશે પણ આ તખત જે સઘળી માલેકીનું છે અને મારા નેઆગાન ગયોમર્દના વ-ખતથી તે મારા બાપ યઝદેઝરદ શેહેરેયારનાં વખત સુધી આ વખત તાજ વાપર્યું.

હવે તમો આરબોએ જાસ્તી જુલમ ગુજારી મારા બાપ યઝદેઝરદ શેહેરેયારને નસાડયો, મને કેદ પકડયો અને હવે મેહેરબાંની બતાવો એ જોઈ જીવમાં દુ:ખ ઉપજે છે તે ખુદાને રોશન છે. અએ પાદશાહ તું સાંભલ કે તમારા આરઓપર પણ હજુ ગણું ગુજરશે અને એવો બુરો વખત આવશે કે જુવાન હશે તે બુઢા નજર આવશે અને જમીન કંપે ધરતીકંપ થાશે અને શેહેરોનાં શેહેરો પાયમાલ થાશે. જે કોઇ ખુદાનું નામ પઢશે તેને લોકો દેવાનો કહેશે, અને જે ખરો દેવાનો હશે તે ડાહયો થઈ ધરમ નહી પાલતાં દેવની રાહે ચાલશે. તે વખતમાં આજનાં દીવસ પછી કાલનો દીવસ ઘણો બુરો આવશે. તે વખતમાં કોણબીનાં તોખમથી એક મરદ પેદા થશે તેનું નામ અબુ મસલાંમ મરોજી. તે માણસ હમેશે કશાબનાં કામનો કરનાર તેની નીશાની એ જે તેની પેશાની

---

[1] યઝદેઝરદ શેહેરીઆરનાં બેટાએ ગયોમર્દથી તે આખર હુ-જારા સુધીનું બ્યાંન કહ્યું તે લીધું નથી. આ લખાણ દસ્તુર જરતોસ્ત બેહેરાંમનું લખેલું છે અને બહમન પુજીઆની રેવાયતમાં પણ મળે છે.

ફરાખ હશે. તમામ બદનપર અને જાતપર બાલ ઘણાં હશે, અને પીઠપર એક નીશાન હશે. તે ખોરાશાંન તથા રગ (રએ) શેહેરની તરફથી આવશે, મુલુક લેશે, લડાઇમાં ફતેહ પાંમશે. તે વારે એક બીજો મરદ પાદશાહી લેશે. તે મરદ અકલીમ ચેહારમથી આવશે. તે એમ કહેશે જે હું મહમદની નસલનો ફરજંદ છેઉં. તેનું નામ અબુ અબાશ. તેનો લકબ ખોનદીનને કેહેશે. તેનું મોહ લાબું, દાહાડી સાંકડી હશે. તે પાદશાહી લેશે તે પેગમબરની જગો લેશે તેની નીશાંન એ જે બાપને મારશે કુટુંબને ખરાબ કરશે. મહમદનાં કબીલાનાં બેશો સઇઅદ ૬૦૦૦ ને તે સખસ બેગુનાહ મારશે. તે ખોદાથી બીહીશે નહી અને તે આખર મરશે. તે પછીથી જેહાંન હેર નસા ભરી થશે. નહી યજશને કે નહી જંદ અવસ્તા પઢવા કે નહી નાપાકી પલીદીની પરહેજગારી થશે. આ બુરાઇથી અસપનદારમદ અમે-શાસપંદ ( ધરતીમાતા ) દાદાર અહુરમજદ આગલ ફરીઆદ કરશે કે આ મારી પર જુલમ છે માટે હું [1]કોરદઇશ. ત્યાર પછી મેહેર યજદ તેની ફરીઆદને પુગશે તેથી ખુબીનાં કર-નાર પેદા થાશે અને બુરાઈ કરનારાંનો અંત આવશે. તે વ-ખતે એટલી સખતી પડશે કે આદમીઓ મુરાદમાં મોહોત માંગશે. ઈરાંનમાં રડાકુટ અને દોડધામ પડશે. અને તમામ આદમી નાહાસીને દરીઆને કિનારે જઈ ભરાશે. બાપ પોતાનાં

૧ યાને ધરતી ઉંચી નીચી થશે કે જેથી ધરતીકંપ વિગેરે થઈ જમીન વેરાંન થઈ દુનિઆ તલે ઉપર થવાથી હસ્તીનો નાસ થશે અને કયામત થશે.

ફરજંદની દરકાર નહી કરશે ત્યારબાદ રૂમ, તથા શાંમ, તથા ફીરંગ તથા ઉગમનની વેલાયતથી તુરક તા, અરબ, તારૂમી લશકર બેશુમાર આવશે અને કયામત જેવી લડાઈ જાગશે. તમામ જમીન લશકરના દોડવાથી હાલશે અને તેનો રંગ અંગુરી જેવો થાશે અને આરબોનાં ઘોહોડાનાં જીન લગે લોહી ચાલશે. ખુદાની પેદાયસ તંગીમાં આવશે. આતશ, પાણી, જમીનપર ગજબ થવાથી ખુદા આગળ પોકાર કરશે અને દાદાર અહુરમજદ તેઓને બખશશે અને ગુનેહગારોને ભાંજશે. અને ઇરાંનમાં બેહેરાંમ વરજાવંદ પાદશાહ થશે, અને જેહાંન આરામ પામશે. શરોશ યઝદ કંગદેઝમાં પેશોતનને તે વધાઇ પોહોંચાડશે તેથી પેશોતન દસ્તુર ૧૫૦ સાગેર્દો સાથે આવી ખુશીથી જશન યજશને કરશે. તે યજશનેથી દેવો નાપેદા થશે. યજશનેનો જોર પાણીમાં રેડશે, તેથી તમામ ફીસાદ નાપાકી બરતરફ થશે. કયાંનીઓને તોખમનાં બેહેરાંમ વરજાવંદ પાદશાહથી જેહાંન બેહેસ્ત મીશાલે થાશે. અને પેગમબર જરતોસ્તની દીન ઘણી ચાલશે. **એ દીનની રાહ હોશેદર ખુબ ચલાવશે અને હોશેદરને પેગમબરી કરતાં ઘણું સોસવું પડશે,** પણ તે ખુદાની રાહથી સર નહી ફેરવશે અને દુશ્મનોને માહાત કરશે અને પોતાની દીન સીકકે ચાલુ કરશે.

અય પાદશાહ! હવે સાંભલ કે આસમાનની ચાલની ગીરદેશ ભલાં અને બુરાંઓપર હમેશાં એક સરખી નથી રેહેતી. ગરીબ તથા તવંગર સર્વેને મરવું છે. એક વાર રાજપર બેસાડે, બીજી વાર ખાકમાં નાખે, દોલત, જોર પર મગરૂર નહી થવું, સબબ

આ કેબત કરણીજ પાર ઉતારશે. આસમાનની હોનર બેવફાઇની છે. તે મુજબ પરથમ કયાંનીઓની પાદશાહી હતી, ત્યાર પછી આરબોની પાદશાહી થઇ. હવે આરબો પછી તુરકોને હાથ ઇરાંનની પાદશાહી જશે. અને તુરક પછી ફરીવાર કયાંનીનાં તોખમનો શાહ બહેરાંમ વરજાવંદ પાદશાહી કરશે. જરતોશ્તની દીન તાજી થશે. ગયોમર્દનાં વખતથી તે આજદીન લગે હમારા નેઆગાંનોએ રાજ કીધું. તેઓએ જાસતી જુલમાતનું દુઃખ કોઇને નથી દીધું. હવે હમારૂં બખત ફર્યું અને પાદશાહી ગઈ, તુંને મુબારક થઇ અને તારીબી તેજ ફ઼ેજ થશે.

યઝદેઝરદથી તે શાહ જમશેદ સુધી અને ગયોમર્દ સુધી મારા નેયાગાંન છે અને મારા નેઆગાંનોનાં કાંમથી મારૂં દેલ ફીકરમાં પડયું છે. મને શેહેર, બાગ, વાડી નહી જોઇતી. હવે પછી મને મુલક, મેહેતરી, તથા ફરમાની નહિ હોય તો ભલું છે. હવે તારી તાજી અરબીનો વખત છે તેનો અમોને કંઇ ફ઼ાયદો નહી થાય. જેહાંનમાં હમારી હાલત ખરાબ થઇ જો આરબથી પાદશાહી માગું તો ખતા છે. જો તું મને બક્ષે અથવા મારે તો તે વાતની મરદાંનગી નહી. એ જીંદગાંનીનો મને હીસાબ નહી. હવે મને જીંદગાંની નહી હોય તો ભલું છે. મારો મુલક હોકમ પાદશાહી ગયું તો હવે પછી મને જીંદગાંની નહી હોય તો ભલું છે. મારા બાપને તેં નસાડયો અને મારા દોસ્તોને કુવામાં નાખ્યા અને ખાકમાં નાંખ્યા તો શેહેર તથા મુલક તથા બાગને શું કરૂં ? જે વારે લડાઇથી નાહાશીએ તે વારે નગારાંનો અવાજ નહી જોઈએ. ખુબ જીંદ-

ગાંની હાયવાહાએમાં નહી હોય. પાદશાહી પછી જે કોઈ ગો-
લાંમ થાએઓ તેને ભલું છે. જે જીવે નહી, જીવતો નહી રહે
તે મરે તે ખુબ છે. શાહાજાદે એ ભાંતે ઘણીએક વાત કહી
પોતાનો દેલ મરવા પર એખ્તયાર કીધું. જ્યારે આદમી પો-
તાની જીંદગીથી હાથ ધોએ ત્યારે તેનાં દીલમાં જેમ આવે
એમ બોલે, તેમ તે શાહાજાદાએ મરવાનોજ ઈરાદો દેખાડયો.

હવે જ્યારે **ખલીફ** ઉમર ખતાબે એ સરવે વાત સાંભળી
ત્યારે દરદ આજારભર્યો થાયો અને આસમાનની ગેરદશથી ઘણો
દલગીર થયો. પછી પાદશાહજાદાને સમજાવીને એક ગાંમ આપ્યું;
તમામ સાજ અસબાબ સુદ્ધાં આપી તેને વદા કીધો. પછે પાદ-
શાહજાદે તે ગાંમ વસાવી આબાદાંની ઘણી સારી કીધી."

**ખુલાશો**:—સુજ્ઞ વાંચવાર, આ યઝદેઝરદ શેહેરીઆરનાં
બેટાનું લખાણુ વાંચી શું ધા ? અને આરબ પાદશાહ ખલીફ
ઉમર ખતાબ વિષે પણ શું વીચાર્યું ? સાર મતલબ એ છે કે
આ વાકયો દરેક ઈનશાંને ગોખી રાખવા જોઈએ. આજનાં
જવાંનો જરા તરા વધારે શીખ્યા તો સાલેસાઈ દાંનાઈની જગ્યા-
એ મગરૂરી તોર બતાવે. અને જો તેમાં કંઈ માન ઓહ્દો મળ્યો
તો મગરૂરીનો સુમારજ નહી. તેઓનાં ઘેરને આંગણે જો કોઇ
ખુદાપરસ્તી સાદાઈથી ગયું તો વેહેમી ગણે, અને તેઓ પોતે
સુધારાનાં સડાનો ડુબાડુબ ધરમ પાલે તે તરફ તો કોઇએ
આડી નજરે જોવું પણ નહીજ જોઈએ એવો તેઓ ફાંકો રાખે
છે. તેવાઓને આ મજકુર પાદશાહજાદાની દાંનાઈની વાત ખલીફ
ઓમરે બતાવેલી મેહેરબાનીની બાબદ ગોખી રાખવા લાયક

છે કે માન ઓહ્દા મેળવ્યા પછી કેવું અને કેટલું શાંત રેહેવું અંને ઓરખી વધારે સાદાઈ વાપરી આસપાસનાંઓને અને હાથ હેઠલનાંઓને વધારે માયાથી ચાહીને ચાલવું કે જેનાં ખરા આશીશથી તેની કીરતી બધારે કહેવાય. અને ખુદરતી ગેબી મદદનો સફ્રો ઉમેરાય. પોતાને જે કંઇ ઓહ્દો મળ્યો છે તે દુનિઆનાં લોકોમાં મોટાં ગણાવા થકીજ છે એવું ડોલ નહી રાખવું પણ ખરા હમદર્દી જે સ્વાર્થ અને પરમાર્થ બન્ને સાચવી શકે અને તેવાઓ જો ખરા હાજતમંદ હોય તો તેઓની દુઃખની દાજે પુગીને બનતી કોષેશથી તે માટે કાલજી ધરીને તેની હાજત પુરી પાડવી કે ગેબી માલેક અને તેની અશો શક્તિ ખુદરતી ગેબી રીતે તે મદદનાં પુગાડનારને રહાય થાય છે. અને તેથી સ્વાર્થ અને પરમાર્થ બન્ને સાચવી આ અવતાર સફલ થાય છે. ઉપરટપકેની કેલવણીએ અકડકું બનેલી બાનુઓને પણ આ ઉપલો દાખલો નશીઅત લેવાજોગ છે.

પણ આવાં કાચી મટોરીનાં અને અવલી બુદ્ધીનાં ઇનિશાંનોએ જાણવું અવસ્યનું છે કે શીખવું ભણવું સાદાઈ વાપરવી અને એક કાને સમજી ઉરકેસઇ ચાલવા પહેલાં પોતાનાં બન્ને કાંને વાદવીવાદવાલી બન્ને પક્ષનું સાંભલી લઈ પછીજ પોતાની અકલે તેનું તોલ ધારીને સમાધાંનમનથી સાવધાંન ચાલવું. આ મુજબ ચાલવું એ સમજુ શક્તિનાં અને ચતુર ધ્યાંનવાલાં આસામીઓનું કામ છે.

ગમે તેવી ઉંચ કેલવણી લીએ અને મનથી વિચારી ચાલવાનું

નહી હોય ત્યારે સામા સમજુ ઈનશાનો પેલાંઓથી ઘણાં વિચારમાં પડે છે અને જ્યારે ગ્રેજ્યુએટમાં ખપતાં અને તેથી પણ ઉંચ કેલવણી પામેલાં ઈનશાનો એક કાંને સાંભળેલી વાતપર પોતાની અકલને તાલું દીએ ત્યારે સાંમાંઓને બહુ ખેદ થાય છે.

સામું ઈનશાન કોણ પંક્તીનું છે તે પુરેપુરૂં સમજવા વગર એકદમ તુચ્છકાર પર આવી જનાર ઈનશાનોનેજ આ લખાંણ લાગુ થાય છે. સમજુ અને સાલેસ માણસો વિચારીનેજ ચાલે છે. આપણે ઈચ્છીશું કે ખુદા સૌને નેક અકલ બક્ષી સત રાહ બતાવો અને સુખી રાખો.

---

## નામાંકીત પારસી પહેલવાંનોનાં નામો.

પારસીઓનાં રાજ્ય અમલમાં અસલ શાહ જમશેદની ઓલાદથી તેનાં બેટા તુરનાં દીકરા, શેદરપ, નો દીકરો તુરક, તેનો બેટો સમ, સમનો દીકરો અસરત, તેનો દીકરો કેરેશારપ.

આ કેરેશારપે પહેલવાંનગીરી ઘણી મરદાંનગીભરી કરી હતી અને તેનાંથીજ નામીચા પેહેલવાંનોની પેહેડી ઉતરી આવી છે જેઓનાં નામ ધુપનીરંગનાં ભણતરમાં અને આફ્રગાંનોમાં દેવામાં આવે છે. શાહાનામા મુજબ તે નામો નીચે પ્રમાણે છે.

કેરેશારપ નરીમાન-સાંમ (એને સામેસવાર પણ કહેતા), જાલ એની ઓરતનું નામ રોદાબે. જાલનાં ફરજંદો તેહેમતન રૂસ્તમ, પેહેલવાંન ઝવારિ, ખુરશેદબાનું. રૂસ્તમ પેહેલવાનનાં ફરજંદો, સોરાબ, ફરાંમરોજ, બાંહાંગીર, ગેશબાનું, જરબાનું.

હવે સોરાબ પેહેલવાંનનો દીકરો બરજો. અને બરજોનાં ચાર દીકરા કરીમાંન, જેહાંનસુજ, તૈમુર, ખુરશેદમાહપેકર. ફરાંમરોજનાં ચાર દીકરા જેહાંબખશ, આદરબુરજીન, સાંમ, તુખારે. ગોશબાતુનો દીકરો બેજન, બેજનનો બાપ ગેવ. ગોદરેજ, ગુરગીન, મીલ્લાદ બેહેરાંમ, રેહાંમ, ગેશવાદ, કારન, કોબાદ, ગાવે, વિગેરે.

એકંદર ૨૯ નામો જણાય છે. તે સિવાયનાં બીજાં હશે પણ આ નામો વારંવાર વંચાય છે. એઓમાં તેહેમતન રૂસ્તમ અને કેરેશાસ્પનું બલ વધારે વંચાય છે. કએ ગુશ્તાસ્પશાહનાં બેટા અસફંદીઆરે પેહેલવાંનગીરી કરી છે અને બલવાંન છે અને અસફંદીઆરના બેટા ચાર હતા. બેહેમન, મેહેરનોશ, નોશઆજર, અને આદરફરૂજ. આ ચારે જણાંઓએ જરતોશત સાહેબને દીન ફેલાવવામાં ઘણી મદદ કરી છે. અને નોશાજર અને આદરફરૂજ આ બન્ને જણાઓએ ઇરાંનમાં બે આતશકદેહો બાંધ્યાં હતાં અને તેઓનાં નામ પોતાના નામ પરથી રાખ્યાં હતાં.





# અહેવાલે નૌશેરવાંન આદેલ
## વ
# મજદક બા મેહેમુદશાહ

## બેહેરાંમગોર.

જરતોશ્તીઓનું પ્યારૂં ગુલઝાર વતન ઇરાંન સરજમીનમાં પારસી શાહનશાહત દરમીઆંનમાં ઇ. સ. ૪૪૦ ની સાલમાં સાસાનીઅન વંશનો ૧૫ મો પાદશાહ **બેહેરાંમગોર** ગાદીએ આવ્યો હતો. આ આસામી બાહાદુર, દયાલુ, સખી અને બલવંત પાદશાહ તરીકે પ્રસીધતા પાંમી ગયો છે, એને તખ્ત આપવાની જેઓ વીરૂદ્ધ હતા તેમને એને ઉદારતા અને માફી બક્ષી પોતાની પક્ષમાં લીધા.

**બેહેરાંમગોરે** તાતારનાં ખાકાંન સાથે લડાઇ કરી તેમાં જીત મેલવી, તેમજ **હીંદુસ્થાંનમાં** અનેકવાર જીત ફતેહ મેલવી ત્યાંથી દશ હજાર ગાનારીઓને ઇરાંનમાં લાવી ઇરાં-

નીઓ સાથે પરણાવી હતી. એને આરબ અને રૂમીઓનાં દેશો-પર હુમલા કીધા પણ તેમાં ફાવ્યો નહી. **બેહેરાંમગોર** એક અચ્છો નીશાંનબાજ શેકારી હતો.

બેહેરાંમગોર પોતે શેકારનો ઘણોજ શોખીન હતો ઘુર અથવા જંગલી ઘધેડું જે ઘણીજ શેતાબ ચાલનું હોય છે તે એને ઘણુંજ પસંદ હતું. એજ જાનવરનાં શેકારમાં એને પોતાની જીંદગીબી ખોઈ દીધી, કેમકે એવાં એક જાનવરની પછવાડે લાગીઆથી એકાએક એ પોતે એક ઉંડા ખાડ કુવા આગલ આવી પુગો કે જેમાં એનાં ઘોડાએ ડુબકી મારી ને તેમાંથી તે જાનવર તથા તેપરનો પાદશાહી સવાર પણ કદી પાછો કોઈના જોવામાં આવ્યો નહીં. આ અકસમાત બનાવ **શી**રાજ અને અશફાંહાંન વચેની એક સુંદર ખીનમાં બન્યો હતો જેને આજ લગી પહેલવાનોની ખીન કહે છે. એ પાદશાહની શીકારગાહની તારાજ થઈ ગયલી એક બેઠક હજુ છે.[1]

તીરંદાજીમાં બહેરામે પોતાની કાબેલીઅતનો ગર્વ પકડી પોતાની એક વ્હાલી બાનુ આગળ તેની પોતીકી ચાલાકી દેખડાવવા ચાહ્યું. પેલીને પોતે એક મેદાનમાં લઈ ગયો. તાંહાં એક

---

૧ તવારીખે કદીમ ઇરાનનાં બનાવનાર ૧૯૧૦ ની સાલમાં તે નજરેનજર જોઇ આવ્યા તેવણ પોતાનાં એજ પુસ્તકમાં લખે છે કે ત્યાં એ પાદશાહની તીરંદાજીની માહીતમારી તથા જે કારણથી એ મહેલ બાંધવામાં આવ્યો છે તે વિશેની મજકુર કહાણી પોતે સમજી આવ્યા છે.

હરણ સુતેલું હતું પાદશાહે એક તીર એવી તો નીશાંનથી ફેંકયું તે તેના કાનને લાગીનેજ માત્ર પસાર થઈ ગયું. પેલું જાનવર સજાગરૂ થયું તે એવું સમજ્યું જે, મને માખે ઉપદ્રવ કીધો હશે માટે તેને ઉડાડી મેલવા પોતે પોતાનાં પાછલા પગની ખરી પોતાના કાન સાથે અડકાવી. પાદશાહે એક બીજું તીર એવી તો આબાદ નીશાન કરી ફેંકયું કે જેથી તેની ખરી તેનાં શીંગડાંની સાથે જોડાઇ ગઇ.

મેહેરામે મનમાં મગન થઇને પોતાનું મોહોડું તારીફનાં શબ્દો સાંભળવા રાણી સામે ફેરવ્યું, પણ રાણીએ ઘણા ધીમા સ્વભાવથી જવાબ વાળ્યો કે "નીકો કરદન કે પુરકદન અસ્ત."

યાને માહવરાથી કમાલીયતપણું હાંસલ થાય છે. આવા ગેરસલુકાઇ ભરેલા શબ્દો સાંભલી પાદશાહે તેણીને એક પહાડમાં કતલ કરવા તરતજ હુકમ કર્યો, પણ એક વજીરની દયાથી તેણીની જીંદગી બચી. તે વજીરે તેણીને એક ટેકરી સોરેનાં નાહનાં ગામડાંમાં ભરાઈ બેસવા પરવાનગી આપી, ત્યાં તે એક માલપર રહેવા લાગી.

એક માલપર ચઢવાનાં વીસ પગથીઆં હતાં. ને ત્યાં આવી રહ્યા બાદ તરતજ પેલી રાણીએ એક નાહનું વાછરડું વેચાતું લીધું, જેને દરરોજ તે દાહાડામાં એકવાર ઉચકી નીચે ઉપર લઈ જવાનો પોતે માહવરો રાખ્યો, એ મુજબ ચાર વરસ વેર એ માહવરો જારી રાખ્યો, ને જેમ જેમ પેલા જાનવરનું કદ વધતું ગયું તેમ તેમ પેલીના શરીરનું કૌવત વધુ ને વધુ ચાલુજ રહ્યું.

બેહેરામે જાણ્યું જે મારી બાનુને મારીજ નાંખી હશે. એક દીવસે એવો એતેફાક બન્યો જે શીકારગાહમાંથી થાકી ગયા બાદ સાંજનાં એજ ગામડાંમાં બેહેરામે છાવણી કીધી. તેણે એક જુવાન ઓરતને વીસ પગથીઆં સુધી એક મોટી ગાય ઉચકીને ચહડી જતાં જોઇ, પોતે તેથી બેહદ તાજુબ થયો ને માણસને પુછવા મોકલ્યું કે દેખઈતાં આવાં નાજુક શરીરની નારીએ શી તરેહથી આવું અજાયબ જેવું જોર મેલવ્યું?

પેલી બાનુએ જવાબ દીધો જે એ મારી છુપી વાત બેહેરામ સિવાય બીજા કોઇ આગલ હું કહેનાર નથી અને જો તે મારે ઘેર એકલો આવશે તોજ હું તેને તે કહીશ. તે પાદશાહ તુરતજ ત્યાં ગયો ને પોતે જે જોયું તેથી તેની પોતે જેવી તારીફ કરવા માંડી કે પેલીએ તુરતજ કહ્યું કે "હું એટલી બધી તારીફને લાયક નથી માહવરાથી કમાલીઅતપણું હાંસલ થાય છે" એવું પોતાના ખુદરતી અવાજથી બોલી પોતાનો બુરખો પોતાનાં મોહડાંપરથી તરત ઉંચકી નાંખ્યો.

પાદશાહે તેણીને ઓલખી ને તુરત ગલે વલગી પડયો. જે શીખામણ તેણીએ આપી તેથી તે ખુશી થયો, ને તેનો પ્યાર પાછો મેળવવા ચાર વરસ સુધી જે જેહેમત તેણીએ ખેંચી તેથી મગન થઇને એ જગ્યાપર પોતે એ બાબદની યાદગારી કાયમ રાખવા નખચીરગાહની એક બેઠક સારૂ એક મહેલ બનાવવા હુકમ આપ્યો. જે ત્યાં બાંધવામાં આવ્યો.

મજકુર પહેલવાનોની ખીન માટે હવે બોલીશું કે ત્યાં

ચારો ઘણો સારો અને શેકાર પુરકલ છે તેથી અસલી જમાનાથી ઈરાનના પાદશાહો અને અમીરો મોટી ખુશીથી તાંહાં હમેશાં આવજા કરતા હતા. એ આખી ખીનમાં ઝરહો આવેલા છે જેઓમાંના કેટલાએકો તો ઘણાજ મોટા અને ઘણાજ ઉંડા હોય છે, ને જમીન અંદર તેઓનાં મુલો એક એક સાથે સંબંધ ધરાવે છે એવું વિચારયલું છે. આ ઉપરથી બેહેરામ શીકારગાહમાં જ્યાં ગરક ગયો તો ત્યાં તેનાં શરીરની ઘણીબી તપાસ કીધી પણ તે કોઈને હાથ આવ્યું નહીં, આ બનાવ બની શકે તેમ છે તેથી કોઇએ પણ અજાયબ થવા જેવું નથી.

ઈરાંનસર જમીનપર જે સૌથી સરસ પાદશાહો રાજ ચલાવી ગયા છે તેઓમાંનો બેશક બેહેરામગોર પાદશાહ પણ હતો. એનાં રાજનો સઘળો વખત પોતાની રૈયતને સુખી રાખવામાં મુખ્ય કરી રોકવામાં આવ્યો હતો.

એ પાદશાહ બહુજ નેક, સાદો, ડાહ્યો, બાહાદુર, બાહોશ, દુરઅંદેશ, મીલનસાર, રાંક, મજબુત, અને તીખા સ્વભાવનો હતો. બેહેરામે ઇરાનમાં ૧૮ વરસ રાજ્ય ભોગવ્યું હતું. જે અરબ સરદારે નાહનપણમાં દાખલા દલીલોથી એને કેલવણી આપી હતી અને જે કે એનાં કુમલાં મનપર થઈ ગઇ હતી, તેવીજ ટેવ તથા નેકીની ખાસીઅતો એની આખી જીંદગી સુધી ચાલુ રહી હતી.

એનું રાજ બીજા ઈરાની પાદશાહો કરતાં વધારે સાદુ ને માબાપનાં પીઆર જેવું હતું એક ખરા અરબ માફક તે શેકા-

રનો અત્યંત શોખીન હતો ને તેમાંજ એની જીંદગીનો અંત આવ્યો ને શરીર વટીક હાથ આવ્યું નહીં.

એનું મરણ શેકાર કરતાં અચાનક રીતે મોરદાબાદ નામનાં બાગનાં કુવામાં ઘોડા સાથે પડી જવાથી નીપજ્યું હતું.

એની પછી એનો બેટો **યઝદેજરદ** ર. એ ઇ. સ. ૪૫૦ માં ગાદીએ આવ્યો. એ ભલો ને બાપ જેવો સખ્ત તબેહનો હતો. કોન્સટેન્ટીનોપલનાં પાદશાહે ખંડણી આપવા નાં પાડવાથી પોતાનાં દાનેશમંદ વજીર મેહેરનારસીની સરદારી તળે સરદારી આપી ત્યાં મોકલ્યો. તેણે રોમનોને હાર આપી ફરી ખંડણી લેવા માંડી હતી. એનું મરણ ઈ. સ. ૪૫૯ માં નિપજ્યું.

**હોરમજદ ૩ જો**—એ યઝદેજરદ ર. જા નો નાનો ને માનીતો શાહજાદો હતો; આથી એનાં વડા ભાઇ **ફીરોજ** ને સીસ્તાનની હાકમી આપી રાજ્યમાંથી દુર કીધો. હોરમજદ ગાદીએ બેસતાં **ફીરોજે** સાંમી ચઢાઈ કરી, તેમાં પ્રથમ હાર મલતાં તેણે જીહુન નદીને બીજે પાર નાહસી જઇ ત્યાંથી તારતરી પ્રજાનું નવું લશકર એકઠું કરી પોતાનો હક્ક મેળવ્યો હતો. હોરમજદ એક વરસ નામનુંજ રાજ્ય ભોગવી પદભ્રષ્ટ થઈ મરણ પામ્યો.

**ફીરોજ**—પોતાનાં ભાઈને પદભ્રષ્ટ કરી મારી નાંખી પોતે તખ્તનશીન થયો. એનાં શરૂઆતના અમલમાં લાગટ ૭ વરસવેર દુકાલ પડયો ને પુરો વરસાદ નહી તેથી પાણી વીનાં પ્રાણીઓને ભારે આપદા પડી હતી. તે વેલા ફીરોજ પાદશાહે ખુ-

દાની બંદગીમાં મશગુલ રહેવા ઉપરાંત પ્રજાને મદદ કરવામાં વખત ગુજાર્યો હતો. એને તાતારનાં ખુશનવાજપર ચઢાઇ કરી પ્રથમ તે નાહસી ગયો પણ તેનાં બાહોશ સરદારે યુક્તિથી **ફીરોજ**નાં લશ્કરને બિયાબાંનમાં ઘેરી પાણીની તંગી પારી તાબે કર્યું. આવી રીતે ખુશનવાજનાં ફંદામાં ફસી પડતાં સેવટે કોલ-કરાર કરી લડાઈ ફરી નહીં ઉઠાવ્વાનાં સોગંદ લઈ ઇરાન તરફ પાછો ફરયો. ઇરાંન ફર્યા પછી વચન તોડી બીજે મરતબે ચઢાઇ કરી, તેમાં **ફીરોજ** માર્યો ગયો અને તેની બેટી દુશ્મનોને હાથ કેદ પકડાઇ. આ બનાવ ઇ. સ. ૪૮૬ માં બન્યો. એનાં પછી એનો બેટો પાલાષ ગાદીએ આવ્યો.

**પાલાષ**—પોતાનાં બાપ પછી ગાદીનો વારસ થયો, ત્યારે તેનો ભાઇ **કોબાદ** જેબી તખ્ત પર આવવાનો દાવો લઇ બેઠો હતો તે ખાકાંનનાં મુલ્કોમાં નાહાસી ગયો, **પાલાષે ફીરોજ**નાં વખતમાં થયલો અંધકાર દુર કીધો. એનાં અમલમાં "એફ્ટ-લાઇટ" પ્રજાએ રાજ્યપર ચઢાઇ કરવાની દેહેશત આપવાથી તેને ખંડણી આપી નરમ પાડયા; આથી તેઓએ **ફીરોજ**ની બેટી તથા રાણીને કેદ કરી હતી, તેમને પાછી આપી. પાલાષે આ-ર્મેનિઆ પ્રાંતની પ્રજા સાથે સારી વર્તણુક ચલાવ્વાથી તેઓ તાબે રહ્યા. પાલાષ ૪ વર્ષ રાજ્ય અમલ ભોગવી ઇ. સ. ૪૯૦ માં મરણ પામ્યો.

## નૌશેરવાંનનો જન્મ.

જ્યારે **પાલાષ** પોતાનાં બાપ પછી ગાદીનો માલેક થયો

ત્યારે તેનો ભાઈ **કોબાદ** જેબી પોતે તખ્તપર આવ્વાનો દાવો લઇ બેઠો હતો તે ખાકાંનનાં મુલ્કોમાં નાહાસી ગયો; અને જ્યારે તે (=તે **કોબાદ** પાદશાહ) **ની**શાપુરમાંથી પસાર થયો ત્યારે તે શેહેરની જવાંન ખુશનુમા ઓરત સાથે તેને અચાનક ઓલખ થઇ અને ફક્ત બાર કલાકમાં સાહીનાં કોલકરાર તેનાં સાથે કરી ત્યાં તેને થોડીક વાર તેનાં સાથે ગુજારી હતી, અને ત્યાંથી ખાકાંનનાં મુલ્કોમાં ગયો તો. જ્યારે તે ખાકાંન સોરેથી એક મોટું લશ્કર લઇ ચાર વરસ બાદ પાછો ફરયો ત્યારે તે **ની**-શાપુરમાં પાછો આવ્યો ત્યારે પેલી બાઇએ તેઓ વચ્ચેની થોડીવારની પ્રિતથી જે બાળક (બેટો) ઉત્પન થયું તું તે **કો**-બાદને સ્વાધીન કર્યું.

પેલા બચ્ચાંનાં દીદાર જોઇ તે નેહાએત ખુશી થયો ને તેનાં વીશે જ્યારે તે વિચારમાં હતો ત્યારે તેને એવી ખબર સાંભળી કે તેનો ભાઇ **પાલાષ** ગુજરી જવાથી ઇરાંનનું તાજ તેને સારૂ મુકરર થઇ ચુકયું છે. આવી વખતે આ ખબર પોતે સાંભળી તે પરથી એ પાદશાહની ખાત્રી થઇ જે તેનો બેટો ઘણો ભાગ્યશાળી છે તેથી તે દિવસથી તે તેનાંપર ઘણો ચાહ તથા મમતા બતાવ્વા લાગ્યો. આ જવાન શાહજાદાનું નામ તેને "**નોશેર-વાંન**" રાખ્યું અને એવીજ બીજી પણ બાબદોમાં આ ધારેલા સારા સગનથી સારાંજ પરિણાંમો ઉપજીઆં હતા ત્યાર બાદ તે બન્ને મા બેટાને તે ઇરાન સાથે લાવ્યો હતો.

---

# કોબાદશાહની દરબારઈરાંનનો મામલો..

**કોબાદ**—ઇરાન આવી ખુશાલીશું તખ્તે બેઠો જ્યારે એ પાદશાહ ઇ. સ. ૪૯૦ ની સાલમાં ખાકાનની મદદથી ઇરાનપર ચઢાઇ લઇ આવતો હતો તેજ વેલા ઉપર મુજબ પોતાનાં ભાઇ-નાં મરણુની ખબર સાંભળી અને બેટાને પણ ચાર વરસનો જોયો વિગેરે, વલી પોતાને તાજે તખ્ત મલવાની ખબર સાંભલી બેહદ ખુશ થયો કોબાદે તાતાર પ્રજા સાથે સ્નેહ બાંધી ખાઝાર પ્રજા સાથે લહાઇ કરવાની ફરજ પડતાં તેમને સખત હાર આપી.

## નોશેરવાંન, કોબાદશાહ, અને મજદકની હકીકત.

ઇરાન સર જમીનમાં કોબાદશાહની દરબારે મજદકનું પેગ-મબરી દાવાથી આવવું, અને રાજાને તેમજ અનજુમ-નને ફતવાઓ આપી પોતાની દીન રવેશ કબુલ કરાવવી તે સબબે કોબાદશાહનું પદભ્રષ્ટ થઇ કેદ પકડાવું, ફરી બીજીવાર ઇરા-નનું રાજ્ય મેલવવું અને નો-શેરવાનને હાથે મજદ-કને શિકસ્ત મલવી વિગેરે.

કોબાદશાહનાં રાજ્ય અમલનાં દશમાં વરસમાં મજદક નામનો એક આશામી કોબાદશાહની દરબારમાં આવ્યો. જે વેલા કોબાદ પાદશાહ દરબાર ભરી ખુશાલીશું તખ્તે બેઠો હતો.

**અને** તમામ **અનજુમન અદનાં** કે આલા **અમીર** ઉમરાવો તેમજ ગરીબો સર્વે મજલીસ કરી બેઠા હતા અને આગલા નેઆગાનોની વાતો કરતા હતા જે કોબાદશાહ ધ્યાન દઇ સાંભળતો હતો ત્યાં [1]મજદક પણ બેઠો હતો. તે તેજ વેલા ઉઠી ઉભો થઇ કોબાદશાહને કહેવા લાગ્યો કે–

"જેહાંનપનાહ હું ચાહુંચ કે એક દીન નવી જાહેર કરૂં. (યાને નવો ધર્મ ઉભો કરવા માંગ્યો.) કે જેથી તમામ ખલકતમાં હું વડો થાવું ને તમામ ખલકત મારી દાદ જોય ને કહ્યાસર ચાલે. મને બસારત મલી છે તે મુજબ મારે તે દીન જાહેર કરવી."

તે સાંભલી પાદશાહે કહ્યું કે—

"એ રાહનાં બતલાવનાર તું મને શું કહેવા માંગેચ? જો કોઇ પયઘમબર દીન લાવે તો તે મોઝેજો બતાવે કે જેથી તેની દીનપર સૌને યકીન આવતાં તે દીન સૌ ખુશીથી કબુલ રાખે છે, ને ઈમાંન લાવે છે. માટે કહે કે તું શું મોઝેજો બતાવે છ?"

તેનો જવાબ **મજદક** નહી આપી શકયો ને હેરાન રહ્યો, ને મુંગો બેઠો.

જ્યારે કે મજલીસ બધી બરખાસ્ત થઇ અને સૌ ઘર ગયા ત્યારે પાદશાહ **કોબાદ** અને **મઝદક** પણ પોતાને મુકામે ગયા. ઘર ગયા પછી **મઝદકે** પોતે યુક્તી કીધી અને "**આત**

---

[1] એક તવારીખ નવેસના કહેવા મુજબ મજદક મોબેદાંન મોબેદનો બેટો થતો હતો.

**શગાહ**"ની પાછળથી એક **તલેસમાત** ઉભો કીધો. તે એ કે દરેમેહેરની ત્રણસો દગલાં દુરથી જમીન ખોદી. અને ભોયરાં માફક જમીન તળે આવ્વા જવાનો રસ્તો કીધો. અને બે માલમ સમારીને તૈયાર કર્યુ. જમીન જે ત્રણસે (૩૦૦) દગલાં દુરથી ખોદેલી તે છેક **આતશ**નાં **કુણ** સુધી રાખી હતી અને વાંસની ભુંગળી એક અજાયબ જેવી રીતે ગોઠવી મુકી હતી. તે એવી કે જો કોઇ આદમી ભોંયરાંમાં પેસીને પેલી ભુંગળીમાંથી બે માલમ રહી બોલે તો **આતશખાંનાં**માં ઉભેલો માણસ એમજ સમજે કે આ કંઈ મોઅજેજો છે.

આ મુજબ કીધા પછી મજદકે પોતાનાં એક ગોલાંમને પોતે કહયું કે જ્યારે હું **પાદશાહ** તથા બુઝર્ગોને લઇને આવું ત્યારે આતશને હું વાત પુછીશ તેનો જવાબ તું દેજે અને આ ભરમ કોઈનેબી કહેતો નાં વિગેરે. **પાદશાહ** અને બધા બુજર્ગો જ્યારે આ **આતશખાંનાં**માં આવશે ત્યારે હું ઘણી બંદગી કરશ અને આતશને સવાલ પુછશ તેનાં જવાબ બરોબર તું દેજે તે વખત તુંને સારૂં ધ્યાંન થશે. તે બધું મેં ગોઠવી રાખેલી ભુંગળીમાંથી બોલજે. એમ ભરમ સાચવો રાખજે કોઇને કહેતો નાં. એવું કહીને પોતે [1]**કોબાદ પાદશાહ**

[1] કોબાદ પાદશાહનાં રાજ્યનાં દશમાં વરસમાં એટલે ઇ. સ. ૪૯૯ ની સાલમાં **મજદક** નામના એક આસામીએ પેગમબરીનો દાવો કર્યો, ને કોબાદશાહની દરબારમાં ગયો. પહેલાં તેની દીન થોડાંકોએ પસંદ કીધી. તવારીખમાં લખે છે કે તે એવા ફટવા આપવા લાગ્યો કે—"એક બીજાંનો માલ સરખે હીસ્સે વેહેંચી લેવો, પરાઇ સ્ત્રીઓ

જયાં તખતે બેઠો છે ત્યાં દરબારમાં જઈને **કોબાદને** ઘણીએક દુવા કીધી અને કહ્યું કે એ દાદનાં ચાહનાર દીનદાવરશાહ હું એક મોઅેજો રાખું છું તે તું પાદશાહ ઇચ્છે તો માહારી દીનનો તરઝબો તું પાદશાહ નજદીક ખુલ્લો કરૂં. તું પાદશાહ પોતે અને દાનાવો તેમજ બુજર્ગો બધા, અને હું સાથે એકઠાં થઈ આતશખાનાંમાં જઈએ અને જંદ અવસતા પઢીએ. પછી હું કેટલાએક સવાલ જવાબ આતશબેહેરાંમને પુછું તેનો જવાબ

---

સાથે સંબંધ રાખવો, પોતાની બહેન દીકરીઓ સાથે પરણવું વિગેરે ઉલતા ફતવાઓ આપવા લાગો. આ ઠગારાએ ઢોંગથી મોજેજાઓ બતાવી ઘણાંકાને પોતાનાં પંથમાં દાખલ કીધા, તેમાં કોબાદશાહ અને તેનાં હમશરીકો પણ તેનાં ફંદામાં ફસ્યા. મજદકે ખુદ **નોશીર-વાન**ની માને પોતાના પાસે મોકલવા શેખી કરી કોબાદને કહ્યું, જે માગણી એ પાદશાહે કબુલ રાખી હોત, પણ **નોશીરવાને** આંખમાં આંસુ લાવી પોતાનાં બાપ તથા **મજદક** તરફથી એ કામ નહીં કરાવવા બાબે બાપને મીનતજારી કરી. આ નવો ધરમ જાહેર થવાથી દેશમાં પુરેપુરી અંધાધુંધી દાખલ થઇ.

હર જગોએ **મજદક**નાં ચેલાઓ બીજાઓની બૈરી, છોકરીઓ તથા તેઓની મીલકત જબરદસ્તીથી લઇ જવા લાગા. પાદશાહ પોતે બી તેજ રાહરશમે ચાલતોતો તેથી તેનાથી કોઇને સજા થઇ શકતી નહી. પણ તેના અમીરો તેથી ઉલતુંજ મત ધરાવતા હતા તેથી પોતાનાં બચાવ સારૂ એક સંપની ઘણી જરૂર છે એવું તેઓ ધારવા લાગા.

કોબાદશાહની બહેન ખુદ **મજદક**ની દોસ્તીમાં પડી. કોબાદને કુછંદી ધર્મમાં પરેલો જોઇ આર્મેનિયનોએ કોનસટન્ટીનોપલનાં પાદશાહને ઉશ્કેરી ઇરાનપર ચઢાઇ કરવા કહ્યું. આ ખબર કોબાદનાં અમીર

જો આતશપાદશાહ આપે તો પછી તું મારી દીન કબુલ કર.

એવી કેફીઅત સમજી **પાદશાહે** તમામ દાનાવો બુઝર્ગો ઉમરાવો મોબેદોને બોલાવીઆ અને ફરમાવ્યું જે કાલે સવારને પોહોર સૌ જલદી આવો અને અત્યારે સાથે મળી આતશખાનામાં જઈએ. અને **'મઝદક'** મોઝેઝો બતલાવે છે તે **જોઈએ તે શી તરેહ તરઝબો બતલાવે છે તે જોઈએ.**

---

ઉમરાવોમાં પડતાં તેઓએ કોબાદને પદભ્રષ્ટ કરી કેદ કર્યો, ને તેનાં ભાઇ **જા**માસ્પને ગાદીએ બેસાડયો.

**જા**માસ્પે દયા આણી પોતાનાં ભાઇનો જાન લીધો નહીં, તેટલાં કોબાદની બહેને પોતાનાં ભાઇનાં દરોગા સાથે પ્રપંચ રમી તેનો છુટકો કર્યો. ત્યાર બાદ કોબાદ ઓકસસ (જહુન) નદી ઓલંગી પોતે નાહસી ગયો, ને તાતારનાં પાદશાહની પનાહ માંગી કે જેને તેનો હક પાછો મેલવવા એક મોટાં લશ્કર સહીત પાછો મોકલ્યો, તેથી તેની બલવાખોર રૈયતે શરણ થઇ, માફ માંગી. આ નબલા પણ સખી પાદશાહે પોતાની રૈયતને તેમજ પોતાનાં ભાઇ **જા**માસ્પને માફ કીધાં, ને ઇરાંનનું રાજ પાછું મેલવ્યું, જે પછીથી **નૌ**શીરવાંને કોબાદને સમજાવીને **મજદક** તથા તેનાં અનુયાયીઓને શીકસ્ત આપી અને ફરીવાર ઈરાંનમાં શાંતિ ફેલાઇ. તવારીખમાં આ લખાણ મલે છે કે **મજદકે** ધર્મ ફેલાવ્યાથી રાજાને પદભ્રષ્ટ થવું પડયું ને ફરીવાર રાજપર આવ્યા પછીથી **નૌ**શીરવાંને **મજદકને** શીકસ્ત આપી વિગેરે. હવે આ **મજદક** અને **નૌ**શેરવાંનનો કીસ્સો દસ્તુર **નૌશીરવાન મરઝબાને** લખેલો જે અસલ લખાણપરથી **નૌ**શીરવાન આદેલની હકીકત છે આ માટે દસ્તુર **જર**તોસ્ત **બેહેરામ**નું પણ લખાણ એજ મુજબ છે.

ત્યાર બાદ બીજે દીવસે સહવારમાં તમામ મોબેદો અને બુઝર્ગો તથા **પાદશાહ** અને સર્વે અનજુમન એકઠાં થઇ **આતશ દરગાહે** ગયાં, પાદશાહનું લશકરબી ગયું, ત્યાં જઇ સર્વે પાદશાહ નઝદીક સફ સમારી બેઠાં. જ્યારે **મઝદકે** આતશ પાદશાહના દીદાર દીઠા ત્યારે બંદગી કરવા બેઠો, અને ઘણીએક દોઆ પઢીને બોલ્યો કે "એ દાદગર પાદશાહ હું જે રાહ રશમ બતલાવું તે ખુબ જો, અને જો આતશ પાદશાહ મારી ગવાહી દીએ તો તેહકીક કરી જાણ." એટલું કહી જંદ અવસતા પઢયો, અને આતશને પુછવા લાગો અને કહ્યું કે—

**"એ દાદદીન હું દેખરાવું છું તે ખુદાયનો હોકમ છે?"** ત્યારે દરેમહેરમાંથી જવાબ આવ્યો જે—

**"એની દીન રશમ કબુલ કરો. જે કંઈ એ વાત કહે છે તે ખુદાઇ સંદેશો છે."**

એ સમજી **પાદશાહ** સર્વ અનજુમનને કહેવા લાગ્યો કે "અએ તમામ અનજુમનો, તમો આ **મઝદકની** રાહરશમનું શું વિચારો છો?" એવું સાંભલી અનજુમન હેરાન રહી; પણ તે નાપાકનો તલેશમ કોઇને માલમ નહી. સર્વ કોઇ આ સાંભળી અજબ થઇ હેરાન રહ્યા અને સૌ કોઇ ઘેર ગયાં.

બીજે દિવસે તે નાપાક પાછો પાદશાહની દરઘાહે ગયો અને કહ્યું જે મારી દીન કબુલ કર, અને ખલકને ખબર કર. ત્યારે પાદશાહે પોતાની પાસે સુન્નાની ખુરસી મેલાવી અને **મઝદક** તેપર બેઠો. ને કહ્યું જે "એ રાસ્ત દાદઘર હું એવું

ચાહુંચ કે મારી દીન જાહેર કરે."

**કોબાદ પાદશાહે** દીન કબુલ કરી અને ખુશી થયોં.

**મઝદકે** કહ્યું કેઃ—

"એ **જહાંપનાહ** તારી ખલકમાં ગરીબ, તવંગર યા ભુંડાં ભલાં જેઓ પાસે જેટલો બી માલ મીલકત હોય તે તમામ સરખે હીસ્સે વેંહેંચી લીએ. સબબ કે તમાંમ ખલક તે પેદાનાં કરનારનીજ છે, અને વલી દરેક આદમજાત બી તેનીથીજ છે, ગરીબ ને થોડા પૈસો છે ને તંવગર પાસે વધારે છે ત્યારે તે સરખે હીસ્સે વ્હેંચી દેવોજ જોઇએ, **ખુદા** આગલ દરેક આદમી સરખાંજ છે."

**પાદશાહે** એવી વાત કબુલ રાખી અને **મઝદકનાં** કહેવાથી પોતે ખુશાલ થયો અને પોતાની રૈયતને ફરમાવ્યું કે "તમામ ખલકત **ખોદાની** છે અને સર્વ માલ તે માલેકનો છે માટે ગરીબ તવંગર સર્વ કોઈ પોતપોતામાં સરખે હીસ્સે વ્હેંચી લેવો."

જ્યારે આ વાત સર્વ કોઇએ સાંભળી ત્યારે સર્વ કોઇ હેરાંન થયા અને ફીકરમંદ થયા. હવે **પાદશાહે** સુન્નાની ખુરશી પોતા પાસે મેલાવીને **મઝદકને** વજીરાત આપી વજીર બનાવ્યો. **પાદશાહે** પોતાની આગલી રાહરશમ મુકી અને **મઝદકની** રાહ રશમ પકડી બેઠો.

**ખુદા** અથવા **પેગાંમબર** કોઇનું બી ફરમાન નહી તેથી દરેક આદમીઓનાં દીલ ગમ ભરેલાં થયાં. હવે થોડા દીવસ

ગયા અને વલી પાછો **મઝદક** નવો એક ફતવો કાઢયો ને **પાદશાહને** કહ્યું કે–

અએ **પાદશાહ** જેહાંનમાં જે ચીજ ખુશ લાગે તેની લેહેઝત આદમીએ લેવીજ જોઇએ, જો કોઇને (ઓરતને) ખુબ સુરત દેખે ને તું ખુશી થાય તો ઓસો લીએ સેહેવત કરે નઝદીક રહે તો કંઇજ પણ ગુનાહ નથી. આવી પણ ખુબી છે અને તે એટલા વાસ્તે કે **ખુદાવંદતાલાએ** જે પેદા કીધું તેની લેહેજત સર્વ કોઇ સરખે હીસ્સે ભોગવે અને નાઉમેદ નહી થાય. સરખી મોરાદ પાંમે. ”

**પાદશાહે** તે વાત કબુલ રાખી સૌને ફરમાવી, જે કોઈ બેબુનીઆદ અને ફિસાદખોર હતા તે લોકને એ વાત પસંદ પડી અને પાકજાદ પરહેઝગાર ઈનશાંનો સાંભલીને હેરાંન થયાં અને નહી કબુલ કર્યું. ત્યારબાદ **કોબાદ પાદશાહે મઝદકનો** મરતબો ઘણો વધાર્યો. અને **મઝદક** ખુશી થયો અને રૈયત બહુ દુઃખી અને હેરાન થઇ, અને સર્વે અજાયબ થયાં.

રૈયત માંહોમાહે વાતો કરે જે નાપાક **મઝદકે** આપણા ભલા **પાદશાહને** ફરેબ આપી ફેરવ્યો છે. **જંદ અવસતાથી** કે ખુદાનાં ફરમાનની એ રાહ નથી, માટે કંઇ ચારો કરીએ એમ રૈયત વિચાર કરાવે તેટલાં પેલા બુરાએ વલી પાછું બંડ ઉભું કર્યું ને **પાદશાહને** ફેરવ્યો.

**પાદશાહ** અને **મઝદકે** રૈયતપર એવો જુલમ કર્યો જે “ કોઈ ઘેર કોઈ મેહેમાન જાય તેમાં એક હોય કે પછી વીસ

મેહેમાન હોય તે સર્વેને ખાનું આપે, શરાબ ખુબ પાય, ખુબ મસત થાય કે પોતાનાં ઘેરમાં જે કોઇ મા, બેહેન, બૈરી, દીકરી હોય તેની પાસે મેહેમાન જાય અને ગમે તેમ વર્તે, તેની મોરાદ હાંસલ થાય. કોઈ નારાજ રહે નહી. સબબ કે **ખુદાએ** મરદ ઓરતને એકબીજાંને માટેજ પેદા કર્યાં છે. તેથી એક બીજાં સાથે ગમે તેમ વર્તે. તેનો ગુનાહ નથી."

હવે તમામ આદમી **પાદશાહની** દેહેસ્તથી **મઝદકની** રાહ રશમપર ચાલ્યાં. જે કોઇ બુરાં હતાં તેઓને તે પસંદ પડયું અને ભલાં તથા પાકજાદને એ નહી ગમ્યું તેથી ફીકરમંદ થયા, અને બહુજ હેરાંન રહ્યા; અને સર્વે મોબેદ અને દશતુરો **અને બુઝર્ગો કોબાદનાં** બેટા **નોશીરવાંન** આગલ ગયા અને **કેહેવા** લાગા જે "આ રાહરશમ શી રવેશની છે જે તમામ આદમી અને દુન્યાનો માલ ખરાબ થાય છે. ?"

**નોશેરવાંનને** સર્વ કોઇ કહેવા લાગ્યા જે "આગળ એવું કદી હતું નહી, એ ઉલટા રિવાજોથી ફાયદો નહી, બલ્કે ઓર ઘણું નુકશાંન છે. જરતોસ્તી દીનનું ફરમાંન નહી તોડવું અને **મઝદક** જે રાહરશમ બતાવે છે તે તદ્દન ઉલટી છે, ખ્વાર થઈશું, એ બધું જુઠું છે, પણ આપણો શાહ **કોબાદ** કસ્સું માનતો નથી ને તેનો (**મઝદકનો**) થઈને બેઠો છે, ને દીન દુન્યા ખરાબ થાય છે, તેથી ઓ શાહજાદા **નોશેરવાંન** તું પોતે હમો સાથે ચાલ **ને પાદશાહને એ વાતથી સમજાવ કે એ મઝદકને** આપણાં રાજ્યથી દૂર કરે."

તે વખતે **નૌશેરવાંનની** ઉમર ૧૭ **વર્ષની હતી. નૌશેરવાંન** પોતે સર્વ મોબેદો સાથે પાદશાહ આગલ ગયો. કોબાદ પાદશાહ **નૌશેરવાંનનો** ખુદ પોતાનો બાપ હતો અને પોતાનાં બાપને પોતે સર નમાવી અરજ કરી કહ્યું કે "અએ જહાંનપનાહ, ઈરિંનસર જમીનમાં ગુસ્તાસ્પ પાદશાહનાં વખતમાં જગજાહેર પયઘમબર સાહેબ સરજરતોસ્ત સપેંતમાંન જે દીન ખુદાઇ દરબારથી લાવ્યા હતા, અને મોજેજા, તરજબા બતલાવીને જાહેર કરી હતી તે તું બરબાદ કરી આ **જુઠા મજદકનાં** કહ્યા પ્રમાણે ચાલે છે તેથી તું સર ફેરવ અને તેનું કહ્યું કબુલ નાંકર, એ જરતોસ્તી દીનખાતર પાછળથી **અરદેશર** બાબેકાંનનાં વખતમાં ( રાજયમાં ) આદરબાદ મારેસપંદ નામનાં દસ્તુરે એક મોજેજો બતલાવ્યો જે તમામ ખલકે નજરે જોયો છે. કે ૯, મણ પંચકુટ ઉકાલી પોતાની છાતીપર નામયું તે જોયાથી સર્વ ઇનિશાંન એ દીનપર બેશક રહ્યાં, ને હવે આ નાપાક **મજદકને** કેહેણે લાગી તું દીનની પાયામાલી કરે છે અને બુજર્ગો હેરાંન થાય છે."

જ્યારે **નૌશેરવાંનથી** તેનાં બાપે એમ સાંભળ્યું ત્યારે તેજ **વખતે મજદક** દરબારમાં હોવાથી તેને પાદશાહે તુરત કહ્યું કે **"મજદક** આ **નૌશેરવાંને** કહ્યું તે બધું તેં સાંભળ્યું છે માટે તું શું મોજેજો બતલાવે છે. ? આ સર્વ ખલક કહે છે તેનો જવાબ દે. તારો મોજેજો જોવાથી એઓનાં દીલમાં ખાત્રી થાય તો તારી દીનની રાહ રશમ કબુલ કરશે."

જ્યારે **મજદકે** આ વાતો પાદશાહને મોહથી સાંભળી કે તુરત એક્કી નજરે **નૌશેરવાંનને** જોવા લાગો. તેમ મોબેદ દસ્તુરો અને **નૌશેરવાંન** પણ મજદકને જોવા લાગ્યા. જેથી પાદશાહે બીજીવાર **મજદકને** કહ્યું કે " તું જે મને કહે છે તે સઘળું એઓ આગલ જાહેર કર. " તેથી **મજદક** ખુરશી ઉતરી ઉભો, ને કહેવા લાગો જે " માહરી ગવાહી ( જામીનગીરી) આતશ છે. કે તે આતશ જવાબ આપે છે કે આ દીન ખરી છે. "

જ્યારે **મજદકે** એવો જવાબ આપ્યો કે અનજુમન હેરાંન રહી, અને દલગીર થઇ સૌ ઘેર ગયાં.

બીજે દહાડે પાદશાહે દરબાર ભરી ત્યાં **મજદક** આવ્યો અને **નૌશેરવાંનને** પણ બોલાવ્યો. અને પાદશાહે પૂછયું કે " **મજદકની** દીનપર તું ઈતબાર ધરાવે છે ? " શાહાજાદા **નૌશેરવાંનને** જવાબ દીધો કે—

" જરતોશ્તી દીનપર હું બેશક છું, **મજદકની** રાહ, રસમ, દીન, ને ધીક્કારૂં છું. "

" **નૌશેરવાંનને** મોહેડેથી આ સાંભળી પાદશાહે પોતે મઝદકને કહ્યું કે " આ સાંભળ, **નૌશેરવાંન** શું કહે છે ? " **મજદકે** પોતે પાદશાહને કહ્યું કે " એ પાદશાહ આ **નૌશેરવાંન** તમારો બેટો છે તેથી તમારે એને નશીઅત કરવી જોઇએ, જે અનજુમનમાં બેસી આવું નહી બોલે અને અનજુમનને નહી ઉશ્કેરે. " તેથી પાદશાહે પોતાનાં ખેદમતગારને

બોલાવ્યો અને ફરમાવ્યું કે "એનાં નાશેરવાંનનાં હાથ બાંધો" જ્યારે નોશેરવાંને એવું સાંભળ્યું કે તુરત પાદશાહને અરજ કરી કે "મને ચાલીસ દીવસની મહેલતલ આપ હું બરોબર અવસતા વાંચું. તેથી પાદશાહે આપી અને નોશેરવાંન પોતાને મુકામે ગયો. જતાં વાર એક કાસદ શીરાજ શેહેર મોકલ્યો અને મોબેદાંન મોબેદ એક શીરાજ શેહેરથી બોલાવ્યો કે—

"આ રૂકો દેખત તુરત આવો તમારી બહુજ મને જરૂર છે. તમે અક્કલમંદ છો જેથી પાદશાહને તમે કહી શકશો. નાપાક મજદક હયાં જુઠ્ઠી દીન ફેલાવે છે અને લોકોને હેરાંન કરે છે લોકની માલમત્તા લુટાવે છે ને સેવટ કહે છે કે એક બીજાની બહેન, દીકરી, બાયડી[1] પ્રત્યે અનીતિથી વર્તવા હરકત નથી વિગેરે. તેથી હું તમુને બોલાવું છું કે તમો આકેલ છો અને તમે આવીને અવસતાની રાહ રશમ પાદશાહને દેખાડો."

કાસદ કાગળ લઇ ગયો અને આ કાગળ વાંચી તે મોબેદાંન મોબેદ તુરત શીરાજ શેહેરથી નીકળ્યો અને ઇરાંન આવ્યો.

---

[1] વાંચનારને યાદ હશે કે હાલનાં ચાલુ વખતમાં ધારાસભામાં આ પ્રમાણેનું "બાસુનું બોલ" રજુ થયું હતું કે કોઇબી ઇનશાંન કોઇબી જ્ઞાતિની સ્ત્રિ વરસે અને જોડું બને વિગેરે. એ બીલ સાંમે પારસી અન્જુમને તેમજ સર્વે કોમ વાળાઓએ સખ્ત અનગમો દેખાડયો છે, અને તે વાજબી છે. સબબ આ રેવાજથી અનિતીનું પગલું મજબુત થાય છે. તે માટે સખ્ત ધ્યાંન પુગાડવું જોઇએ તેમજ એ બાબદ ચાઠી નહી પ્રગટે તે થકી સલાહસંપથી નીવેડો થવો જોઇએ. કર્તા.

હવે એક દીન **મજદકે** પોતે પાદશાહને કહ્યું કે "**નોશીરવાં**ન દીન કબુલ કરતો નથી અને વળી અનજુમનને ફતવાં આપે છે તેથી એને સજા કર અને બંદીખાને નાંખ, અને અનજુમનને નશીઅત કર કે હવે પછી જે કોઇબી મજદકની રાહ રશમે નહી ચાલે તેને ગરદન મારવામાં આવશે." તેથી **કોબાદ પાદશાહે** ખીદમતગારને બોલાવી કહ્યું જે "**નોશેરવાં**નને બાંધીને લ.વો." તેથી તુરત તે ગયો અને **નોશેરવાં**નને પકડી લાવ્યો. તે વખતે **નોશીરવાં**ને કહ્યું જે "મેં ચાલીશ દીનની મેહેતલ માંગી છે અને ઓગણચાલીશ દીન થયા છે માટે ચાલીશ દીવસ પૂરા થયા પછી હું જવાબ દઇશ. આજનો દીન માફ કર, કાલનો પુરો થવા દે, અને તે પછી હું જવાબ દઇશ." એટલું બોલી પાદશાહથી રૂખશત લઇને **નોશેરવાં**ન પેલા મોબેદાંન મોબેદ આગલ ગયો. અને પોતે તેને જોઈ ખુશી થઇને કહ્યું કે "અએ મોબેદાંન મોબેદ તમોને આવતાં આટલા બધા દીવસ કાંએ લાગા ?"

તે મોબેદે જવાબ દીધો જે "તું ફીકર નાં કર, ફક્ત એટલું કરજે કે મારા આવ્યાની ખબર **મજદકને** નહી પડે, અને ખાંનગીમાં પાદશાહ આગલ મને લઈ જા, હું પાદશાહને પુછું કે **મજદકની** દીન કેવી છે ?" **નોશેરવાં**ન ખુશી થયો અને તે મોબેદને પોતાનાં બાપ પાસે લઇ ગયો અને પાદશાહ આગલ અરજ ગુજારી કે "એક મોબેદાંન મોબેદ **શીરાજ શેહેરથી** આવ્યો છે. અને તુંને મળવા ઇછે છે." તે સાંભળી

પાદશાહ કોબાદ બાહાર આવ્યો અને તે મોબેદે પાદશાહને જોયો કે નમન કર્યું અને દોઆ કીધી અને કહ્યું કે "જહાંનપનાહ તેં દુન્યામાં શું દાદ દીન ધરી છે કે જેથી સએતાંન ખસલતનાં ખુશી થાય છે અને ધર્મીઓ આજુર્દે છે? આ નાપાક મજદક જે તુંને દીન બતાવે છે તે એ પોતે થોડીક રમલ નજુમ જાણેછે અને ફતવા આપે છે. માટે એ પાદશાહ કાલશોજે હું દરગાહમાં આવીશ, એ નાપાકને મારે થોડાએક સવાલો પુછવા છે, જોવું એ શું જવાબ આપે છે અને મોજેજો બતલાવે છે.?" એટલું કહી રૂખશદ લીધીને ઘેર ગયો.

બીજે દીવસે પાદશાહે દરબાર ભરી અને સર્વ અનજુમન તથા **મજદક** તથા મોબેદાંન મોબેદ અને **નૌશેરવાંન** વિગેરે આવ્યા. પાદશાહનાં સોનાના તખત પાસે ખુરશી પર **મજદક** બેઠો. અને મોબેદાંન મોબેદે પોતે **મજદક**ને કહ્યું કે–

"તેં નીઆગાંનોની રાહ રશમ છોડી આવી દાદ કાંય ચાહી છે? તે દાદ શું છે તે મને જાહેર કર."

પાદશાહે **મજદક**ને કહ્યું કે "મોબેદ પુછે છે તેનો જવાબ આપ." તે વખતે **મજદકે** પોતે મોબેદને એમ જવાબ દીધો જે 'મારી દીન ખુદા તરફની છે.'

**મોબેદે પોતે મજદકને કહ્યું કે—**

"ખુરસીથી હેઠલ ઉતર અને હયાં આવી ઉભો રહે."

મોબેદને મુખથી આ શબ્દો સાંભળી **મજદક** શરમીંદો થયો. અને હેઠલ આયો.

મોબેદે પુછયું કે "અએ નાંદાન કમઅક્કલ તું બલથી આ દીન જાહેર કરેચ? નકામું અનજુમનને હેરાંન કરેચ? તું શું મોજેજો બતલાવે છે?"

**મજદકે** જવાબ દીધો કે "આતશ માહારી ગવાહી આપશે કે મારી દીન નેક છે અને ખુદાઈ રાહ રશમથી ભરપુર છે."

મોબેદે પુછયું કે "પેહેલાં તું માહારા પુછયાનો જવાબ આપ, તું પોતે દીનને લગતી ખુદાઇ વાતો જાહેર કરે છે તો માહારા સવાલ પણ દીનને લગતાજ છે."

**પેહેલું**—એ કે તું કહે છે કે કોઇબી ખુબસુરત નાર સાથે કોઇ પણ પુરૂષ મુલાકાત કરે, અથવા દશ આસામી ચાહે તો તેબી તેમ કરે, અને તેથી જે ફરજંદ થાય તે ઘણું નેક ને ખુબસુરત ગણાય, ત્યારે હું પુછું છું કે તેનો ખરો બાપ કોણ?"

**બીજું**.—"તેં સૌની દોલતનાં ભાગલા પાર્યા છે કે દોલત એક સરખી ચીજ છે, દોલતબી ખુદરતથી પેદા થાય છે અને ઇનશાંન પણ સર્વ ખુદાનાં બંદા છે ત્યારે આપશ આપશમાં સૌએ પોતાની દોલત વેહેંચી લેવી, ગરીબ તંવગર બધા સરખાજ થવું. ત્યારે તું મને જવાબ આપ કે દુન્યાનાં ભાગમાં કોઇ ખરી મેહેનતનો કમાનારબી હશે, કોઇ ધાપ મારનારબી હશે, કોઇ બાપદાદાની મીલકતનો ધણીબી હશે, વળી કોઈ રાતોદીન મેહેનત કરી સકમાઇ કરતો હશે, તો કોઇ ગુનેહગાર એવો બી હશે કે જે આલસાઇમાં આખો વખત ગુજારે અને વળી બુરાં કામમાંજ પૈસો ખર્ચે, કોઇ રંજ સ-

ખ્તીથી પૈસો એકઠો કરે તો વળી કોઇ મરગરજાંની ગુનાહ કરે આથી બી નહી ડરે ? ત્યારે તું તો રૈયતમાં જે ગરીબ હોય કે તવંગર હોય સૌ એક સરખો પૈસો વેહેંચી લીએ એમ તેં પાદશાહને ફરમાવ્યું જેથી પાદશાહે પોતાની રૈયતમાં તવંગરોને હોકમ કર્યો કે જે ગરીબ પાસે નાણું થોડું હોય અને તવંગર પાસે વધારે હોય તો સૌ આપશ આપશમાં સરખે ભાગે વેહેંચી લીએ. તથા જેહાંનમાં ગુનેહગાર હોય અથવા આલસુ હોય અથવા અજ્ઞાન હોય તો તેબી દીલ ચાહે તો તવંગર અથવા પાદશાહની બેટીસે મુલાકાત લીએ. તો અએ નાપાક, બેબુનીઆદ બદબખ્ત, બુરા, બદગુમાની, લુચ્ચા, એ તારી વાત સાચી છે ? તદ્દન ગલત છે. ફતવો છે."

જ્યારે મોબેદને મોહોડેથી [૧]મજદકે ઉપર મુજબ શબ્દો સાંભળ્યા ત્યારે એકકી નજરે જોયા કર્યું પછી ગોરસાથી બોલ્યો કે "તમામ ખુશી અહુરમજદથી છે. જ્યારે ઓરત છે એ ખુશીની જગો છે. ત્યારે ખુશખુશાલ થાય એમ ધારી આ કહ્યું છે તું પાદશાહનાં તખ્ત પાસે ઉભો રહી મને તારા મન ભાવ્યું બોલ્યો છે." એટલું કહીને પાદશાહ તરફ ફર્યો અને કહ્યું કે "એ મોબેદને તું મારવા હોકમ આપ, કે ફરીથી આપણી પાસે કોઇ એવી વાત નહી કરે."

પાદશાહે કહ્યું કે "મજદક તું દીન ફેલાવા માગે છે અને આ મોબેદે દીનની રવેશની વાત તુંને કહી છે તેનો તું જ-

---

૧ મજદક પોતે પણ મોબેદ છે.

વાબ નહી આપતાં ગુસ્સો કરીને મને કહે છે કે મારી નાંખ, તે નહી બને એને તું ખરો જવાબ આપ કે તારી દીન સૌ કબુલ કરે. "

પાદશાહનાં મુખથી આ સખુન સાંભલી **મજદકને** બહુ ગુસ્સો ઉત્પન્ન થયો અને ઘણો દર્દમંદ થયો, અને પાદશાહ, તથા નાશેરવાંન, તથા મોબેદ અને સર્વ અનજુમનપર ગોશી દેખાડયો. પણ પાદશાહ સિવાય સર્વ ખુશખુશાલ હતા કે મોબેદે સારૂં કર્યું કે જેથી **નૌશેરવાંન** આજે છુટો થયો. કારણ કે આજે ચાલીસ દીવસની મુદત પુરી થઇ હતી[1] વિગેરે.

તે દીવસે સર્વ ઘેર ગયા અને બીજે દહાડે મજદકે એક ચારો કર્યો કે ખુદ પોતાનાં ખાસ બે માણસો હતા તેને બોલાવ્યા અને કહ્યું કે " હું જે કંહું તે ખાંનગી રાખજો કોઇ બીજા આગલ કહેતા નહી. આવતી કાલે સર્વે આતશ-દરઘાહે જશું ત્યાં બે માલુમ તમો હથીયારબંધ રહેજો, અને હું જ્યારે આતશની બંદગી કરૂં ત્યારે તમો પાદશાહને તેમજ **નૌશેરવાં**નને મારી નાંખજો. " આ પ્રમાણે મનસુબો ઘડયો.

આ પ્રમાણે **મજદકે** વિચાર કર્યો છે જ્યારે બીજી તરફ મોબેદે પોતે **નૌશેરવાં**નને કહ્યું કે " આવતી કાલે આપણે આતસ-દરઘાહે જવાનું છે તેથી સંભાલ રાખજો કે **મજદકનાં** માણસો હથીયારબંધ નહો હોય અને આપણુને હેરાન નહી કરે.

---

૧. એવી બાતમી મલે છે કે **નૌશેરવાં**નેં પહેલાંથી મોબેદને સમજ પાડેલી હોવાથી તેના કહેવા મુજબનાંજ સવાલો મોબેદે પુછ્યા હતા.

નહીં તો આપણું સર્વ કામ ખરબાદ જશે વાસ્તે તું ખબર દાર રહેજે. "

બીજે દીવસે સર્વ અનજુમન, પાદશાહ, લશ્કર, અને મોબેદ તથા નૌશેરવાંન, તથા **મજદક** વિગેરે સર્વ આતશ–દરઘાહે ગયાં, ત્યાં પાદશાહે પાંઉપ્યાદા થઈ પાક મોબેદ સાથે આતશની બંદગી કરી અને મુરાદ માંગી.

**હવે મજદકે પોતે પાદશાહને કહ્યું કે:—**

" જહાંનપનાહ તું આ આતશને પુછ કે મેં જે આ દુન્યામાં દાદદીન ધરી છે તે ભલી છે, યા બુરી છે. ? મેં ખુદાનાં ફરમાન પ્રમાણે તમોને એ દીન દેખરાવી છે. "

જ્યારે મોબેદોએ વાત સાંભળી ત્યારે બહુ હેરાંન રહ્યા. પાદશાહે અને મોબેદોએ કુસ્તી કરી અને આતશ નેઆએશ કીધી. અને આતશને નમ્યા. ત્યારે **મજદકે** મોટે અવાજે આતશને પુછયું જે " અએ આતશ તું નુરી કેબલો છે તારેપર શું કરવું ? મને આ દીન ખુદાએ આપી છે માટે તું જવાબ દીએ તો સર્વની ખાતર નીશા થાય. " પછી આતશ તરફ ફરી નજર કરી ઉભો રહ્યા.

ત્યારે આતશની દરઘાહેથી અવાજ આવ્યો કે " મજદક તારી દીન કબુલ કરવી જોઇએ. સર્વ કોઇએ તારાં ફરમાન મુજબ ચાલવું જોઈએ, તારી દીન ખુદાઇ છે, અને ખુદાનો એ હોકમ છે જે આજે ત્રણ દીન થયા મેં કંઇ ખાધું નથી તેથી કોબાદ પાદશાહને મારો અને તેની ચરબી આતશપર મેલો જે જે ચરબીનાં ખાણાંથી હું ખુશાલ થાવું. "

ઉપર મુજબનાં શબ્દો આતશ-દરઘાહમાંથી સાભળી સર્વ કોઇ હેરાન રહ્યા. અને પાદશાહે પોતે કહ્યું કે "જ્યારે આતશ પોતે મારી ચરબીથી ખુશી થાય છે તો મને મરવા દેવો તેજ ભલું છે. કે જેથી મને બેહેસ્ત મલશે."

પાદશાહ પોતે તે નાપાક મજદકનાં ફરેબમાં સમજ્યો નહી. જે આતશ નીચે તલેસમ કરી આદમી બેસાર્યું છે અને તે આ મુજબ જવાબ આપે છે. કોઇબી તે તલેશમનો ભરમ સમજ્યું નહી. મજદકે આગલથી શીખવ્યા મુજબનાં પોતાનાં બે હથીયારબંધ માણસો જે છુપાં હથીઆર બીડી ફરતા હતા તેઓને ઇસારત કરી જેથી તેઓ પાદશાહને અને નૌશેરવાંનને મારવા ધસી આવ્યા. પણ પેલા શીરાજ શેહેરનાં મોબેદે નાશેરવાંનને કહ્યું કે "હવે હાંથી સેતાબ ચાલ હાં ઉભું રહેવું સજાવાર નથી."

હવે જેવા પેલા હથીયારબંધ માણસો ધસી આવી શાહાજાદા નૌશેરવાંનને મારવા જાય છે તેવામાં અનજુમને તેને બચાવી લીધો અને મોબેદ સાથે નૌશેરવાંન ઘેર આવ્યો. અનજુમન દલગીર થઇ અને સર્વ ચાલી ગયાં. પાદશાહ મેહેલમાં ગયો. મજદક ઘેર ગયો અને વિચાર નક્કી કર્યો જે પાદશાહને, મોબેદાંન મોબેદને, અને નોશેરવાંનને, ઠાર મારવા અને પાદશાહનાં કુટુંબને ખવાર કરવું.

આ તરફ પાદશાહ તથા મોબેદાંન મોબેદ, નૌશેરવાંન પોતાનાં મનથી હેરાંન રહ્યા. અને કહેવા લાગા જે "એ શું હશે?

પાક દાદાર આ વાત હમોને જાહેર કર." ત્યારે મોબેદે **નોશેરવાંનને** કહ્યું કે "મને લાગે છે કે **મજદકને** મારી નાંખવો, પણ એને બધાંને દીન દેખરાવી છે અને ઘણાં એક તે રશમ પર ચાલે છે તેથી કયામત વેર એ એમજ ચાલશે તે કારણે પેહેલાં આપણે એમ કરીએ જે **મજદકની** રાહનાં બે માણસો મેલવ્યે, તેને ખુબ સરપાવ આપી નવાજીને પુછયે કે આ આતશ-દરઘાહમાં શું તલેશમ છે? તે જાણ્યાબાદ એ નાપાકનું કાવત્રું ખુલ્લું કરીએ અને એને શિક્ષા કરીએ."

તે પછી **નોશેરવાંને** જુસ્તેજો કરી અને **મજદકનાં** ટોળામાંથી બે માણસો પકડયા અને કહ્યું કે "ખરેખરૂં જાહેર કરો આ આતશ-દરઘાહમાંથી જવાબ આવે છે એ શું ચમત્કાર છે?" વધુ એમ કહ્યું કે "જો તમે ખરૂં નહી કહો તો જંદ અવસ્તાનાં સોગંદ તમોને છે અને વલી ખરૂં કહેશો તો જીવતદાંન આપી જર અસરફીથી નેહાલ કરીશ ને નહી તો ઠાર મારીશ."

**નોશેરવાંનની** તલવાર જોઇ તે બેઉ જણાં બીધા તેથી ખરી વાત કરી કે "નાપાક **મજદકે** આ તલેશમ એવો કર્યો છે કે આતશ-દરઘાહની પાછળ એક હજાર કદમ દુરથી જમીન ખોદીને રસ્તો કર્યો છે અને એક માણસને શીખવીને તે જમીન તલારથી (તળીએથી) મોકલેછે, જે કાંઈ વાત પુછે તે પેલો આદમી જવાબ આપે છે, અને એવી યુક્તી કરી છે કે જાણે આતશ-દરઘાહમાંથી આતશ પોતેજ જવાબ દેતા હોય એવી યુક્તી રચેલી છે. એ ખાલી તલેશમ છે."

જ્યારે **નૌશેરવાં**ને આ વાત સાંભળી કે મોબેદાંન મોબેદ પાસે દોડયો અને મોબેદ તથા **નૌશેરવાં**ન બંન્ને પાદશાહની આગલ ગયા અને ઉપર મુજબ આતશનાં તલેસમથી પાદશાહ**ને** વાકેફ કર્યો. અને પેલા બેઉ મરદો જે **મજદક**નાં ખાસ માણસો હતાં તેઓને મોહોડે પાદશાહ આગલ વાત કરાવી. પાદશાહે તે માણસોને કહ્યું કે "રાસ્ત કહજો કે એ શું ભરમ છે?" તે બંન્ને જણાએ સઘળો ભરમ પાછો કહ્યો.

આ સાંભળી પાદશાહ પણ હેરાંન રહયો કે હવે શું કરવું. કેટલાએક લોકો એની દીન પર ચાલે છે. મોબેદે કહ્યું "પાદશાહ તેં પોતે તેને કેહેણે લાગીને બેરાહા કીધી છે.

જે થયું તે થયું. અને તેં પોતે હાથેજ કર્યું, માટે હવે એમ કર કે એ બેબુનીયાદને બોલાવી ઘણું માન આપીને કહે કે તારી દીનપર હું બહુ ખુશ છેવું. હું પોતે પણ સરનમાવી **કેહેવશ** કે હું **શીરાજ** જાવું છું, **નૌશેરવાંન** પણ કહેશે કે એ દીન બેહેતર છે. અએ પાદશાહ, **નૌશેરવાંન** તારો બેટો ઘણો નેક અને બુલંદ તાલેનો છે. અને આકેલ છે, વાસ્તે એની દીન થકી ખુબ ફીકર રાખવી ઘટે છે." એટલું કહી છુટા પડયા.

મોબેદાંન મોબેદ અને **નૌશેરવાંન** બંન્ને જુદીજ ફીકરમાં રહ્યા. બીજે દીને પાદશાહ ખુશાલીશું તખ્તે બેઠો. તેની આગલ નેકખાહો, અને મોબેદાંન મોબેદ, નૌશીરવાંન સર્વ ગયા. ત્યાં પાદશાહે પોતે **મજદક**ને બોલાવ્યો ને આબરૂ આપી. તેવામાં મોબેદ અને **નૌશેરવાંન** બંન્ને જણાં પાદશાહ આગલ આવી

સરનમાવી બોલ્યા જે "જહાંનપનાહ આ નામદાર મજદક ઘણો દીનદાર અને ક્ષનાવ છે" એટલું કહી તુરત ચાલી ગયા. અને બાહાર આવી મજદક માટે કેરાવ કર્યો અને પછી મોબેદે પોતે શીરાજ જવા અંદેશો કર્યો.

મોબેદાંન મોબેદ શીરાજ ગયા, અને મજદક બહુ ખુશ થઈને પાદશાહને કેહેવા લાગો કે "હું સાત દીવસ માહરાં આતશ–ખાનાંમાં જઈશ અને સાત રોજ પછીજ હું મલીશ." તે મુજબ પોતાની સાથેનાંઓને લઈને મજદક આતશ–ખાનાંમાં ગયો અને કોબાદ પાદશાહે નૌશેરવાંનને પુછયું કે "મજદકની દીન શી રીતે ભાંજવી? મોદાંદાંન મોબેદબી ચાલી ગયા છે હવે શું ચારો કર્યે?"

નૌશેરવાંને બાપને કહ્યું કે "જહાંપનાહ, એ વાત તું એમ જાણે કે એ મજદક તથા એના શરીક જેઓ છે તે સર્વેને હું સૌને દરજજે પોહોંચાડીશ. અને તું એ વાત છાની રાખજે. બહાર લાવતો નહી. સબુરીથી એ કાંમનો ચારો કરીશ. તું એ બદબુનીઆદને હમણાં સારાં માન સાથે રાખજે."

નૌશરવાંન તે પછી પોતાને મુકામે ગયો અને અંદેશો કર્યો. આ તરફ પાદશાહ બીજે દીને દરબારમાં ગયો ને મજદક પણ તેની પાસે સોનાની ખુરસીપર બેઠો, અને દીલથી ખુશાલ થયો. પણ પીઠ પાછળની તે નાપાકને ખબર નહિ કે કીધેલાં કામની કેરદાર તેની આગળ ચાલે છે, અને શાહજાદા નૌશેરવાંને તેનો તલેશમ ખોલ્યો છે ને પાદશાહને સર્વ ખબર છે. વિગેરે.

આ તરફ નાશેરવાંને એક યુક્તી રચી કે બાગ બનાવ્યો અને તે ઘણો સરસ બાગ કર્યો જેનો વિસ્તાર ૪ ગાઉ પોહોળો અને ૪ ગાઉ લાંબો, અને બે છેડે આમન સામન બે દરવાજા મુક્યા. ફરતી ઊંચી ભીંત બંધાવી. અને ખુદા પાસે મુરાદ ચાહી જે આ નાપાક મજદકને તું સજાએ પોહોંચાડે.

પછી પોતાનાં બાપ પાસે ગયો ને કહ્યું કે, " પાદશાહ તું મજદકને કહે કે તાહરી દીનપર સર્વ ફીદા છે અને માહરો બેટો નૌશેરવાંન પણ ફીદા છે. " વિગેરે.

એ મુજબ પાદશાહે કર્યું અને મજદકને કહ્યું કે " તારી દીનપર સર્વે ફીદા થયાં છે અને નાશેરવાંન પણ ફીદા છે પણ મને લખી આપ કે કેટલા આસામીઓએ તારી દાદદીન કબુલ કીધી છે. "

આ વાત મજદકે સાંભળી તેથી તે ઘણો ફુલ્યો. અને બે-અકલીએ એક લહીઓ બોલાવ્યો કે " મારી દીન કબુલ કરનાર સર્વ કોઇનાં નામ લખી લીએ. " તે નાપાકને આ ગોઠવણની ખબર નહી તેથી તે નામનું લીસ્ત બનાવી તે યાદી પાદશાહનાં આગળ ધરી તે પાદશાહ પોતાનાં દીલમાં ઘણો કીને ભરાયો અને મજદકને ધીરજથી કહ્યું કે "આ કાગળ નૌશેરવાંનને દેખડાવીશ."

દીવસ આઠમવા બાદ પાદશાહ આગળ નૌશેરવાંન ગયો, અને પાદશાહપર દોઆ કીધી. પાદશાહે નૌશેરવાંનને કહ્યું કે "તું ઉતાવળો નાં થા સબુરીથી સૌ પાર પડશે. " પછી પેલી મજદકે આપેલી યાદીનું કાગળ નોશેરવાંનને આપ્યું તે લઈ નાશે-

સ્વાંને કહ્યું કે " પાદશાહ આલમેજે દરબારમાં મજદક આવે ત્યારે ફરમાવજે કે એ નાંમવાલા સઘલા આસામીઓ એકઠા થઈ ટોલું બનીને ખુશાલીથી સાથે એકઠા થઈ મારી દરઘાહમાં આવે તેને જોયાથી હું ખુશાલ થાવું. સરપાવ આપી નવાજું એ મજદક સમજશે કે તુરત કબુલ કરશે માટે પાદશાહ તું એ ચારો કરજે. "

નૌશેરવાંન પાછો ફર્યો, અને બીજે દિને પાદશાહે પોતે મજદકને ઉપલી બીનાંથી વાકેફ કર્યો. ને કહ્યું કે " તારી દીનપર ચાલનાર સર્વ કોઇ તોલાં થઇને આવો હું સરપાવ આપું " વિગેરે.

મજદકે ઘેર થઇ જાહેરનામું કર્યું કે " મારી દીનપર ચાલનાર સર્વ એકઠાં થઇ મારે ત્યાં આવે ત્યાંથી ખુશાલીથી પાદશાહની દરબારે જઇએ, જ્યાં સરપાવ મલશે. " વિગેરે. તે રાત્રે કોબાદ પાદશાહ મહેલમાં ગયો ત્યાં નૌશેરવાંન ગયો, અને દુવા ગુજારી કહ્યું કે "પાદશાહ આવતી કાલે તું તખ્તે બેસે ત્યારે મજદકને ફરમાવજે કે તારી દીન પાલનાર મોટું નાહનું સર્વ ટોલેટોલાં થઇ આવે અને શેહેરમાં ફરે અને શેહેરમાં જગે જગે ઘાંટ વગાડે. "

નૌશેરવાંન પાંછો બાગમાં આવ્યો, અને કેટલાંએક આદમી બાગમાં છુપાં રાખ્યાં અને ૧૨૦૦૦ ખાડા ખોદાવ્યા તે એવા કે એકેક ખાડો એક ગજ ચોરસ પોહોલો અને બે ગજ ઉંડો ખોદાવ્યો, એવા ૧૨૦૦૦ ખાડાં ખોદાવ્યા એ કાંમ ૩ મહીના સુધી ચાલુ રહ્યું અને તૈયાર થયું.

એક દીવસ દરબાર ભરાયલી છે અને પાદશાહ તથા સર્વે ખીદમતગારો બેઠેલા છે, **મજદક** પણ છે, ત્યાં **નાશેરવાંન** આવ્યો અને પાદશાહને નમન કરી કહ્યું "પાદશાહ, મેં એક બાગ બનાવ્યો છે અને ધારૂંચ કે એ બાગમાં એકદંન હું **મજદકને** અને તેનાં દીનદારોને લઇ જઈ મેહેમાનદારી કરૂં, ખાણું આપું સરપાવ બક્ષું. તે પછી હું **મજદકની** દીન પુરેપુરી કબુલ કરૂં"

જ્યારે કોબાદે એમ સાંભળ્યું ત્યારે ખુશાલ થયો. અને મજદકે કબુલ્યું જે "આ મારા સર્વ દીનદારોપર **નૌશેરવાંનને** સરદાર કરૂં."

પાદશાહે તુરત નૌશેરવાંનને કહ્યું કે "એ સર્વેનો સરદાર થા. અને શેહેરમાં મનાદી કરો અને નગારાં કરનાએ કરો અને એક હપતો (આઠ દીન) લગી ખુશાલી કરો."

ત્યારબાદ બીજે દિવસે **મજદક** દરબારમાં આવ્યો અને પાદશાહ સાથે ખુશાલીથી શરાબ પીવા લાગો. **નાશેરવાંન** પોતે પાંઉ પ્યાદો થયો અને દરબારનાં લોકોને નીહાલવા લાગો. પાદશાહે ખાણાં માટે હોકમ કર્યો જેથી નાશેરવાંને તુરત કહ્યું કે "હમણાં હું નહી ખાવું. મેં બાગ બનાવ્યો છે તેમાં આ બધાની મેહેમાનદારી કરૂં પછી સરપાવ આપું તે બાદ બધું કરીશ. પાદશાહ આ નવા બાગમાં તું પોતે અમે મજદક અને તારી સાથેનાં સર્વ આવે ખુશાલીથી બેસે ખાણું લીએ અને હું સરપાવ આપું. પણ ૨૦ થી ૩૦ આદમી એક્કી વખતે મોકલવાં તેથી વધારે નહી મોકલે. બાગને એક દરવાજે તેઓ દાખલ થઇ બીજે પાછલે દરવાજે બાહાર જશે. આદમીઓને સરપાવ

આપ્યા બાદ હું પોતે તુંને બોલાવ્વા આવું, તું મજદક સાથે આવ અને જો કે એ દીનબરદારીની કેવી મેહેમાનદારી થઇ છે?"

પાદશાહે જવાબ દીધો કે " એ નેક મરદ તારી મરજી મુજબ ખુદરત તુંને જેમ નેક રસ્તો બતાવે તેમ કર." નૌશેરવાંન ત્યાંથી રૂખશદ થયો.

પાદશાહ સર્વ મીજલસ સાથે શરાબ પીવા બેઠો અને નૌશેરવાંન બાગમાં ગયો. ત્યાં જઇને ૨૦૦ મર્દ પોતાની બરોબર કાંમ કરનાર લઈને ગયો. અને દરવાજો બંધ કર્યો અને બીજા ૮૦૦ આદમી પેહેલવાંનો હથીઆરબંધ તૈયાર કર્યા. અને છુપા હથીઆરબંધ બાગમાં રહ્યા. તે એટલા વાસ્તે જે વખતે કંઇ લડાઇ આવી પડે અથવા મકર થાય તો તુરત તેઓ કાંમ લાગે. ઉપર મુજબ ૨૦૦ માણુસો બાગનાં દરવાજા આગલ રહ્યા. નૌશેરવાંને તે આદમીઓ ને કહ્યું કે " હું પાદશાહ આગલ જાવું છું અને ત્યાંથી મજદકી રાહનાં ૨૦ થી ૩૦ માણુસો થોડા થોડા વખતને અંતરે મોકલીશ. તેઓ આવે ત્યારે કપડાં ઉતારી લઈ આ એકેક ખાડામાં ઉંધા જમીનમાં દાખલ કરજો અને કમ્મરથી પગ સુધીનું બદન હવામાં દેખીતું રાખજો."

નૌશેરવાંન ઉપર મુજબ ફરમાવીને દરબારમાં ગયો અને પાદશાહને નમન કરી કહ્યું કે મજદકનાં માણુસો ને આજે મોકલો કે મેહેનદારી કરૂં અને પછી મજદકને પોતાને મકાંને લઇને તું જહાંનપનાહ ત્યાં આવ, અને ૨૦ થી ૩૦ નાં આસરમાં એકેક વખતે માણુસો જાય તો અચ્છી રીતે મેહેમાન-

દારી થાય." પાદશાહે હોકમ આપ્યાથી નૌશેરવાંન પોતે મજદકનાં ૩૦) માણસો લઈ ગયો અને કહેતો ગયો કે એ પ્રમાણે થોડા થોડાઓને થોડીકવાર થયા પછી મોકલજો.

પેલા ૩૦ મરદ બાગમાં આવ્યા તે વખતે છુપા રાખેલા પેલા ૨૦૦ મરદોએ જેમ તેઓને નૌશેરવાંને ફરમાવ્યું હતું તે મુજબ ઉંગાડા ખાડામાં જમીનમાં ઉલતા દાખલ કર્યા અને ઉપરથી મટોરી પુરી એ મુજબ ૧૨૦૦૦ મજદકી આસામીઓની વલે કરી.

આ મુજબ કરીને પાદશાહ તરફ પાછો નૌશેરવાંન ગયો કે "તું અને મજદક બેઉ જણાં આવો, અને જે બાગમાં રાહરવેશ કરી છે અને મેહેમાનદારી થઈ છે તે જોઈને મને દોઆ કરો." તે સાંભળી પાદશાહ તથા મજદક અને બીજા જરતોસ્તી લોકો હતા તે બાગ જોવા ગયા. સઘળા બેખબર હતા. કોઈને આ એઠવણુ ખબર નહી હતી.

જેવા બાગ આગલ સર્વ ગયા કે પેહેલાં મજદકે બાગમાં ચાલુ કર્યું. અને જોતાંજ રંગ જરદ થયો. બેહોશ બન્યો, અને પોતાની કરણી માટે શરમીંદો થયો કે માહરી રાહનાં ચાલનાર સર્વેની જાત ઉંગાડી થઈ છે અને ઉલતા જમીનમાં દતાયા છે, એ દેખાવ દસમનો થયો છે. તે પછી નૌશેરવાંને મજદકને કહ્યું કે—

"એ નાપાક બદ બુનીયાદ કમઅકલ, મુર્ખનાં સરદાર તારી દીન કબુલ કરનારને ખુબ રવેશે જો, કે કેવી મેહેમાનદારી

થઈ છે? તું રસ્તાખેજ સુધી તારી રાહ ચલાવનાર હતો તેથી આ મેહેમાનદારી કરવી પડી કે તું તથા તારા કોઈ શરીક રહે નહી અને દુન્યાને ફતવા આપે નહી. તેંજ મારા બાપને ઉલતો કર્યો છે તે ઉલતી રાહ દેખાડી છે અને ગોનેહગાર કર્યો છે, જરતોસ્તી રાહ સૌ પાસે મેલાવી બુરા ફતવા આપ્યા છે કે કોઈબી બૈરી, સાથે સલાહ સોબત કરવી અને સર્વ કંઇ સરખે હીસ્સે વાપરવું. તે એ તારા કહ્યા ખુદાએ દેખાડયું છે અને તે ખુદા હવે કયાં જઇ ભરાયો છે? કે તુંને આ જોવું પડયું? અને હજુ ખમવું પડશે? અએ બદબખ્ત બુરા તેંજ મને રાજમાંથી દુર કરવા કાવત્રું કર્યું હતું અને બળવો જગાવ્યો છે તો હવે તું એનો ફેજ જોજે. આ તાહરી કેરદાર તાહરી નજદીક છે. અને તેં જે કરણીનાં ઝાડ રોપ્યાં તેનાં ફલ આ બાગમાં જો કે કેવાં આવેલાં છે, અને હવે તુંને કે—"

એટલું બોલતાં પાદશાહજાદો ખુબ ઉસકેરાયલે સ્વભાવે એકદમ તે નાપાક આગલ ધસ્યો અને તે બુરા રાહ દેખાડનાર મજદકને ઘોડાપરથી નીચે જમીનપર નાંખ્યો અને તેનો હાથ પકડી બાગને દરમીઆંન લઈ ગયો ને કહ્યું કે—

"જે કોઈ તાહરી વાત સાંભલે તે બેઅકલી મગજ વીનાનો હોવો જોઈએ કે આ હાલ થાય છે. તું ખુદાથીબી નહી ડર્યો કે આ મુજબ કીધું. તેં પાદશાહી ઓલાદને બુનલેખથી ઉખેડવાનું કર્યું અને ખુદરતને નારાજ કર્યો, ને વળી કહેતો કે ખુદાઇ પેગામ લાવ્યો છું. વળી આતશે વાત કીધી એવું

સમજાવ્યા લાગો. આ દુન્યામાં લોકને હેરાંન કરી આ રંજ ખેંચી અને ખુદરત આગલ તારૂં કાલું મોંહ રાખ્યું એ તેં ગંજ મેળવ્યો છે."

**નાશેરવાંને** ઉપર મુજબ તાંનાજાની કર્યા બાદ હોકમ ફરમાવ્યો કે "એને જમીનમાં પગથી કમ્મર લગી ચુની લેવો અને માથું ઉપર રાખો એનાં હાથમાં એક ગોફન આપો કે એનાં બાગની એ ચોકી કરે, એનાં પોતાનાં જે દીન કબુલ કરનારાં આ બાગમાં ઉધાં તંગાયાં છે તેની એ સીદ્ધો રહી ચોકી કરશે. અને ચાલતાં હાલતાં એકેક જણ એ નાપાક પર પથ્થર ફેંકો." અને શેહેરમાં ધંધેરો ફેરવ્યો કે "બાગમાં આવી અજબ તમાસો જોઈ જાવો, અને પરહેજગાર આસામીઓ જેઓ **મજદકથી** હેરાંન થયા છો તો હવે જોઈ ખુશી થાવો."

તમાંમ અનજુમન જે જરતોસ્તી રાહ રશમ પાલનારી બાકી હતી તે બધી આ એક હપતા (આઠ દાહાડા) સુધી ફરી ફરીને બાગ જોયો. **નાશેરવાંને** તે બાગનું નામ બાગેદાદ[1] રાખ્યું.

ત્યારબાદ **નાશેરવાંન** પોતાનાં બાપ તરફ ફર્યો ને બાપને તેમજ દાનાવોને અને અનજુમનને કહ્યું કે—

---

૧ આ ફારસી શબ્દ છે. એનો ગુજરાતીમાં અર્થ "ઈનસાફની વાડી" એમ થાય છે. ફારસીમાં "બાગ=વાડી, દાદ=ઈનસાફ." ફારસીમાં છઠ્ઠી વિભકિતવાળો શબ્દ પેહેલો આવી દાદ શબ્દ પછી આવ્યો છે. નાશીરવાંન આદેલનું આ અસલ 'બાગેદાદ' શેહેર તે 'બગદાદ' ને નામે હાલ જાણીતું છે.

"મારાં મહેરબાંનો એનાં (મજદકનાં) હાલ જોઇ લેવો, એ ખુદાઇ રાહ ભુલ્યો, મહજબનું ફરમાન તોડયું, તેમજ સદગુરૂ રોશન રાહબર સત અશો જરતોશ્ત સાહેબનાં સખુનોની બરબાદી કરવા ધાર્યું, પોતે મોટાઇ ધારણ કરી આપખુદી વાપરી ને દીનની રાહ રવેશથી ફર્યો છે અને જુઠો જુલમાત મારીપર તેમજ રૈયતપર બી કર્યો છે ને મારા બાપને પણ ભરમાવ્યો ને ફતવા આપ્યા છે, ખુદરતની રૈયતપર આવો સીતમ એને ગુજાર્યો છે ને તેબી વળી એવું જણાવીને કે એ પયગમબર છે ને ખુદાઇ પયગામ લાવ્યો છે, વિગેરે, તો ખુદરતે એને આ નસીઅત આપી છે. જે કોઇ ખુદાઇ રાહ ભુલી ચાલે તેને નસીઅત આપવા દર ડગલે ને હર પગલે તે માલીકનો હકઇનસાફ છેજ." વિગેરે. બોલ્યો.

કોબાદશાહ આ સાંભળી ઘણો લરજ્યો ને એકરાર થયો ને ખુબ પસ્તાયો, કે **મજદકને** કેહેણે લાગી હું ખ્વાર થયો. પોતાની અનજુમન સાંમે પોતાનાંજ ખાસદારો, ખીદમતગારો, દાંનાવો, અમીરો, ઉમરાવો, દેખત આવું સાંભળી પાદશાહને ઘણુંજ દર્દ થયું અને શરમીંદો થયો ને વિચાર્યું કે અરે! હું કેવો મુર્ખ? કે મારૂં સત્યારનાસ મેં મારે હાથેજ વાર્યું છે? એમાં પાદશાહજાદા નોશેરવાંનનો રહેજબી કસુર નથી, સામાં, તેને તો સર્વેને બચાવ્યા છે. મેંજ એને કહ્યુંતું કે તું મજદકની દીન કબુલ કર, જો દીન કબુલ નહી કરશે તો તુંને કેદખાંને નાંખીશ, ગરદન મારીશ, તે આજે ખુદાએ મને આ ફેજ દેખા-

ડયો છે ને છતી જીંદગીએ મુવા દાખલ મારી કરેલી કરણીનો પસ્તાવો કરવા મારી રૈયત સાંમે ઉભો છઉં. વડવાઓ કહી ગયા છે કે 'કર હાથે તેજ સાથે' તે કહેવત અનેક બાબદમાં લાગુ થાય છે જે આજે મારા પોતાનાં બાબમાં પણ ખરી પડી છે અને આ જોવું છું, વિગેરે.

પોતે પાદશાહ કહેવાય એટલે રૈયત પાસે તથા પાદશાહજાદા નૌશેરવાંન પાસે હાથજોરી માફ માંગવી એ તેને દુરસ્ત લાગું નહી તેથી પોતેજ બદીખાંને જવા ખુશી થયો.

આ મામલો જોઇ નૌશેરવાંને તુરત બાપને કહ્યું કે—

"જહાંનપનાહ, તું ફરેબથી ફર્યો છે, તારી પાદશાહી તુંને મુબારક. તુંને ખુદા માફ કરે એ મારી અરજ બંદગી તે માલીક પાસે છે કે હવે પછી પણ તે સરજનહાર તુંને નેક રાહ બતાવો."

અનજુમન આ સાંભળી બહુજ ખુશી થઇ અને જુદા જુદા જે દાનેશમંદ દીનદાર આસામીઓ અને આબરૂવાલા ઈનશાનો હતા તેઓ તે દીનથી શાહજાદા નૌશેરવાંનને.

## "શેહેનશાહ નૌશેરવાંન આદેલ"–

કહેવા લાગા. આ બનાવ પછી સર્વ અનજુમન તથા પાદશાહ[1]

---

[1] કેટલાક લખનારાઓ લખે છે નૌશેરવાંને બાપને કેદખાંને નખાવ્યો તો ને પોતે શજપર બેઠો ને કોબાદ પર જુલમ કરતો હતો વિગેરે. પણ ખુદરતનો જવાબ ઉપર મજકુર લખાંણુ મુજબ છે કે પોતે કોબાદશાહ પાછો શજપર આવ્યો ને ૪૩ ર માં મરણ પાંમ્યો તે બાદ નૌશેરવાંન તખ્તે બેઠો.

તથા નોશેરવાંન સઘળાંઓ પોત પોતાને મુકામે ગયાં, અને ઇરાંનમાં ફરી શાંતિ પથરાઈ હતી.

**ખુલાશો**—કોબાદ પાદશાહ ઇ. સ. ૫૩૨માં મરણ પાંમ્યો. કોબાદ પાદશાહે ઇ. સ. ૪૯૦ થી ઇ. સ. ૫૩૦ સુધી ઇરાંનમાં રાજ્ય ભોગવ્યું. અને બાકીનાં છેલ્લાં થોડાંક વર્ષોમાં તેને નાપાક **મજદક** જેવો આદમી ફરેબ આપનાર મલ્યો અને તેને કેહેણે લાગાથી રૈયત તેમજ રાજકુટુંબ ત્રાસ પાંમી ગયું અને સેવટ આ મુજબ ફેજ મલ્યો. ઇનિશાન જે કંઈ કરે છે તે વેળા તે જો બેભાંન રહી ખુદરતનેબી હૈયે નહી યાદ રાખી જેમ ગમે એમ વર્તે તો પછી **'કરણી તેવી પાર ઉતરણી'** મુજબ તેનું સેવટ છે. સબબ કે અસલથી જાહેર છે અને આજની વીદ્યાએ સાબીત કર્યું છે તેમજ વળી અવસતામાં પણ આ મુજબનાં લખાંણ મળી આવે છે કે ઇનશાંનનું રૂહ (આત્મા) જે જે ધારણાં કરે છે તે યોજવાને ઇનસાંનનું મન તેને ઉલત આપે છે અને કરેલાં ભલાં યા બુરાં કોઇબી કાર્ય મુજબ તેનાં ફરોહરથી તે કરણી કરનારની આસપાસ તેનો બચાવ રેહે છે.

(ફરોહર=બચાવ કરનાર) તેજ હવારૂપ ફરોહરથી તે ઇનશાંનને બસારત, જ્ઞાન, સતમાર્ગ વિગેરે છે. તેજ મુજબ પાદશાહ કોબાદે એકવાર જગજાહેર જાહોજલાલી ભોગવી અને જ્યારે **મજદકને કેહેણે લાગી રૈયતપર જુલમાત કર્યો ત્યારેજ આ કરણીનો કાયદો તેની આસપાસ ફરી વળી તેનો ફેજ મલ્યો છે.**

બાજે વખતે જ્યારે કંઇબી દુઃખ ઈનશાંનપર ગુજરે કે તુરત તેઓ કહેશે કે 'ખુદાએ આ કર્યું, દુઃખ થયું.' વિગેરે કંઇ નહી ઘટતાં વિશેશનો ખુદાનાં નામ આગળ મુકી તે પવિત્ર પેદા કરનારને નાહક બદનાંમ કરે છે પણ ઈનશાન માત્રએ જાણવું અવશ્યનું છે કે પોતાની કરણીજ પોતાને પાર ઉતારે છે. ખુદરતનો કસુર તેમાં લગાર પણ નથી, તો શા કારણે ઈનશાને ફાવે એમ ચાલી ખુદરતને બદનાંમ કરવું ? અજ્ઞાન તેમજ જ્ઞાની કોઈ પણ ઈનશાંનની દરેકની ફરજ છે કે સુદ્ધ કરણીએ ચાલવું જેથી પોતાનેજ લાભ છે, ને પોતાની રેહેણી કરણીની ભુલચુક પોતાનેજ ભોગવ્વાની છે. અને પરમાત્માને ખાલી કહેવું વ્યર્થ છે.

કોબાદે રૂમનાં પાદશાહ "**એનીસ તેશીઅશ**" સાથે જે લડાઈ કરી હતી તેમાં તે ફતેહ પામ્યો હતો. એને "**બરદાહ**" અને "**ગનજાહ**" તથા તે સિવાય બીજાં ઘણાંએક શેહેરો વસાવ્યાં હતાં. "**ગનજાહ**" હજુ સુધી એક વખણાયલાં શેહેર જેવું ગણાય છે, તે જીઆરજીઆનાં પ્રાંતની સરહદ આગલ આવેલું છે તથા તે હાલનાં વખતમાં રૂસીઅનોનાં તાબા હેઠલ છે.

---

રે જમાનાં ! વખતનાં વેહેવામાં તેં કેટલા કેટલા ફેરફાર કરી નાંખ્યા છે. ! કોબાદે રોમન રાજ્યપર ચઢાઈ કરી તેમાં **પ્રથમ જસ્તીનીઅનની ફતેહ થઇ, પણ બીજીવાર કોબાદે જય મેળવ્યો. કોબાદનું મરણ ઇ. સ. ૫૩૨ માં નીપજ્યું.**

એ ઘણુંએક છોકરાઓ મેલી મરણ પામ્યો. પણ એવું જણાય છે કે અસલથીજ તે પાદશાહને પોતાનાં નાહનાં બેટા શાહજાદા નાશેરવાંનપર ઘણોજ પીઆર હતો; તે શરૂઆતથીજ આ પાદશાહનો તેનાં વિષે જે સારો વિચાર બેઠો હતો તેને એ શાહાજાદાનાં અજાયબ જેવાં ડહાપણ તથા નેકી ભરેલી ખસલતો જોયાથી દરરોજ ટેકો મલતો ગયો. એ પોતે મરણ પાંમ્યો ત્યારે પોતાનું રાજ પોતાનાં આ માનીતા અને વ્હાલા દીકરાને સ્વાધીન કીધું. કોબાદે પોતાની હયાતી દરમીઆંનમાં પોતાનાં આ માનીતા બેટાને માયાભરેલી શીખામણ ફક્ત તેની એકજ ખાંમી જોઈને કરી હતી.

કોબાદે નોશેરવાંનને નશીઅત કરી હતી કે—

"હું તાહરામાં સઘળી તારીફલાયક ચાલ જોવું છું છતાં પણ તારામાં એક ખાંમી છે, તે એ જે બીજાઓ વીશે ઘણી કરડી રીતે તું ઇનસાફ કરે છે. તારા ખુદ પોતાનાં મત પ્રમાણે ચાલવા મારા બેટા હું તને ભલામણ કરૂં છું, પણ બીજાઓનાં વિચાર અને આબરૂપર હાલ તું કરે છે તે કરતાં જરા વધારે રેહેમ નજરથી વિચાર કરવા હું તુંને ભલામણ કરૂં છું. આ તું ચોકસ જાણજે કે ઘણાં મહાભારત કાંમો ઇતબાર મેલવા કરતાં નહી ઇતબાર રાખ્યાથી પાએમાલ થયલાં છે."

નોશેરવાંને તે વેલા પિતાનો આભાર માન્યો ને પોતામાં ફેરફાર કરવા કબુલાત આપીને ત્યારબાદ એ કબુલાત મુજબ તે ચાલ્યો હતો. નોશેરવાંનને રાજ આપવાની માંગની કરી અને તે શાહજાદાએ લેવા ના પારી.

કોબાદે જે વસીઅતનામું કર્યું હતું તે મોબેદાન મોબેદને સ્વાધીન કર્યું હતું તેને કોબાદશાહનાં મરણબાદ શેહેનશાહતનાં સઘળા અમીર ઉમરાવો આગળ વાંચી સંભલાવ્યું ને તેઓ બાખુશી પોતાનાં ગુજરેલા પાદશાહની મરજી કબુલ રાખી પણ રાજમાં ચાલેલી તમામ અસબીઓ સુધારવા પોતે અશકત છે એવું જણાવી નૌશેરવાંને તાજ લેવા નાં પાડી. એ શાહાજાદાએ કહ્યું જે—

"સઘળા મુખ્ય ઓહદાઓ ઘણા હીનાં અને ધીક્કારવા લાયક માણસોથી ભરી નાંખેલા છે માટે હાલ જમાનામાં ડાહાપણ અને ઇનસાફની રાહે રાજ ચલાવ્વા કેણુ ફોગટ મહેનત લીએ, અગર જો હું ઓહદો બજાવ્વા માગું તો મને મોટા મોટા ફારફેરો કરવા જોઈએ જેથી લોહીલુવાની ચાલશે. મારા વિચારો તમારા ઘણાએક સારૂ કદાચ બદલાઇ જશે, અને જે કુટુંબોને હાલ હું માન આપુ છુ તે સઘળાં કદાચ તારાજ થઇ જશે. આવાં કામો કરવા મારી મરજી થતી નથી. તેઓ મારી ઇચ્છા અને મારી આબરૂને લાયક નથી માટે મને તે કરવાં પડતાં મુકવાં જોઇએ."

એનાં બોલવાની સચ્ચાઇ અમીરોથી ખોટી પાડી શકાઇ નહી, અને સુધારો કરવાની ઘણી અગત્ય છે એવી તેઓની તેજ ઘડી ખાત્રી થઇ માટે એનાં સઘળા કાંમોમાં એને મદદ કરવા, એના સઘળા હોકમોને દીલોજાનથી બજા લાવવા તથા પોતાની ચાકરી એની તથા પોતાનાં દેશની સેવામાં ધરવા તેઓએ સોગંદ લીધા. આવી કબુલાતોથી પોતાની ખાતર જમે કર્યા બાદ—

**. નૌશેરવાંન પોતે ઇ. સ. ૫૩૧ માં તખ્તનશીન થયો** ને પોતાની સઘળી દરબાર એકઠી કર્યા બાદ પોતે ભાષણ કર્યું કે—

## શેહેનશાહ નૌશેરવાંનનું ભાષણ.

"નૌશેરવાંને કહ્યું કે જે અધીકાર મારા ઓદ્ધાની રૂયે મને મલવો જોઇએ તે તમારાં શરીર ઉપર, અને નહી કે તમારા જીગર ઉપર મુકરર થઇ ચુકો છે. આદમી જાતનાં છુપા વિચારો માત્ર પરમેશ્વરજ જોઈ શકે છે. આ વિચારથી મારી ખાયસ છે કે, તમો સમજી શકો જે મારી નેઘેહબાંની અને અખ્તયાર માત્ર તમારાં કામોપરજ અને નહી કે તમારાં હૈડાંપર કાબુ ચલાવી શકે. ઇનસાફનાં મજબુત મુલતત્વો પરજ હું હમેશ અમલ કર્યો જઇશ, અને મારી ખુદ પોતાની મરજી તથા ફાંટા પ્રમાણે હું ઇનસાફ કરનાર નથી; અને એ ઉપાયોથી રાજમાં દાખલ થયલી સઘળી ખરાબીઓ હું જડમુળથી જ્યારે ઉખેડી નાંખીશ, ત્યારે એ શેહેનશાહત મજબુતઈપર આવશે અને મને હવે પછીની ઓલાદથી માન મલશે."

પોતાની આ કબુલાતો મુજબ નૌશેરવાંન ચાલવા લાગો; **પણ જે ઘડીએ તેને માલુમ પડયું કે "હું પગભર થઈ ચુકો છું" તેવોજ તેને મઝદકનાં નાસકારક ધર્મને બુનએખથી ઉખેડી નાંખવા ઠેરાવ કીધો.** આ ઠગારાનાં **( મઝદકનાં ) ધરમથી રાજ્યમાં બહુજ નુકસાની થઇ હતી.**

# નૌશેરવાંનનાં રાજ્યની ટુંક હકીકત.

ઈ. સ. ૫૩૧ માં ઈરાંનની ગાદીએ આવ્યા બાદ એજ વરસમાં એના ત્રણ વડા ભાઈઓએ તેનું તખ્ત હાથ કરવા તેની સાંમે પ્રપંચ રચ્યો પણ તેમનું કાવિત્રું ઉગાડું પડવાથી તેને તેમને કેદ પકડી ફાંસીએ લટકાવ્યા.

પોતાનાં રાજ્યની આબાદાની વધારવા નૌશેરવાંન પોતે અતીશે મેહેનત લેતો હતો. જે જે સઘળા પુલો ભાગી પડયા હતા તેઓને સમરાવ્વાને તથા ઘણીએક નવી ઈમારતો ઉઠાવ્વાને પોતે હુકમ કીધો હતો ને દરેક ગામડાં અને શેહેરો જે તારાજ થઇ ગયાં હતાં તેઓનેબી એણે પાછાં આબાદાંની હાલતમાં લાવી મેલીઆં હતાં. એણે નીશાલો અને મદરેસાઓ બંધાવી અને કાબેલ શખસોને પોતે એટલુંતો ઉતેજન આપતો હતો જે યુનાનનાં ફીલસુફોબી એની દરબારમાં જઈ રહેઆ હતા. પોતાની શેહેનશાહતને એને ચાર મોટા વિભાગમાં વેંહેંચી નાખી હતી.

**પહેલા** વિભાગમાં ખોરાશાંન, સીસતાંન અને કીરમાન આવેલાં હતાં. **બીજામાં**-ઇસફાંન અને રૂમ શેહેરના તાલુકામાંના પ્રાંતો જેવાકે ગીલાંન, આજરબીજાંન, અને અરમીનીઆ હતા. **ત્રિજામા**-ફારસ અને એહવજ અને **ચોથામાં** ઈરાક પ્રાંત આવ્યો હતો, જે ઠેઠ રૂમની શેહેનશાહતની હદવેર પોંહોંચીઓ હતો. આ જુદી જુદી હકુમતો ચલાવ્વા ઘણા સુંદર ધારાઓ દાખલ કરવામાં આવીઆ હતા, અને તેઓમાં નેમનુક કરેલા ઓધેદારો કાંઈ પણ ખરાબ રીતે પોતાનો ઓધો વાપરે

નહી તે સારૂ દરેક તરેહની સંભાલ રાખવામાં આવી હતી. તેમજ એ પાદશાહની ખુદ પોતાની ખબરદારી તથા ઇનસાફને લીધે અકસર કરી એનાં સઘલા મુલકો ઘણા આબાદ હાલતમાં ચાલતા હતા. તવારીખ દરશાવે છે કે એનાં ડાહાપણભરયા સ્વભાવથી એની રાજ ચલાવ્વાની કીર્તિ અને ફતેહ એના માનીતા વજીર "બુજરગ મેહેર" નાં અચરતીભરેલાં ડાહાપણ ઉપર કેટલેક દરજ્જે આધાર રાખતી હતી, તારે તેથી વળી એની વધારે કીર્તિ પ્રકાશી.

એનાં વજીર "**બુજરગમેહેર**" વિસે એવું કહેવાયલું **છે** કે એક વેળા શેહેનશાહ **નાૈશેરવાંન** આદેલને એક ગંભીર સ્વપનું થયું તે સ્વપનાંની તાસીર મેળવ્વાની સોધમાં જે આસા**મી** **મરવ** શેહેરમાં ફરતો હતો તેને આ 'બુજરગમેહેર' ત્યાં મલ્યા તેવણ તે વેળા ત્યાં કોઇ કાબેલ ઉસ્તાદની સાગેર્દી કરતા હતા. ત્યાં આ ખ્વાબની તાસીરની સોધ કરનાર સાથે '**બુજરગમેહેર**' સાથે ઓલખ થઇ. પેલાએ કહ્યું કે "હમારા શેહેનશાહ **નાૈશે**-રવાંન આદેલનાં આ ગંભીર ખ્વાબની તાસીર જે કોઈ સંપુર્ણ ખરેખરી દરશાવે તેને હમારો આદેલ શેહેનશાહ પોતાનો **વજીર** બનાવે." મોટો દરજ્જો મેલવ્વાની જીજ્ઞાસાથી આ **જવાંન** **બુજરગમેહેરે** ખ્વાબની તાસીર કહેવાનું માથે લીધું; **અને** **ઈરાંન**નાં પાદશાહ **નાૈશેરવાંન** જોડે જ્યારે તેને લઇ ગયા ત્યા**રે** **તેને** પાદશાહને જણાવ્યું જે,—

"તું એ તાહારાં ખ્વાબમાં જે ભુંડને તાહરા **હાથમાંથી**

શરાબનું પ્યાલું લઈ પીતા જોયું છે તે એક જવાંન પુરૂષ બાબે ઇસારો ધરાવે છે. જે તાહરા જનાનખાનામાં પેઘો પડેલો છે.”

આ બાબદની સચ્ચાઇ સારૂ પાદશાહે પોતાનાં જનાનખાનાની સઘળી બાનુઓને માત્ર પોતા આગળથી નાગી હાલતે પસાર થઇ જવાની ફરજ પાડયાથી મેલવી, તે જવાંન અને તેની માશુક બન્નેને કતલ કરવામાં આવ્યાં; અને ‘બુજરગમેહેર’ ને પાયરીએ વધાર્યો. આ મુજબ થવાથી એ શખ્સની નેકી તથા ડાહાપણને લીધે શેહેનશાહને પણ વધારે માન મળતું. તેને આવા શખ્સને બારીકીથી સોધી કાહાડી તેનાં નેક ગુણોને આ પ્રમાણે ઉપયોગમાં આણીઆ.

રૂમની શેહેનશાહતપર હોમલો કરી નૌશેરવાંને ફતેહ મેલવી હતી અને રૂમનાં એક પાદશાહને કેદ કર્યો હતો. એનું રાજ્ય માબાપનાં પીઆર જેવું હતું.

ઇ૦ સ૦ ૫૩૨ માં રોમન શાહાનશાહ જસ્ટીન્યનની સુલેહ માટેની ભારે કાકલુદીને માન આપી નૌશેરવાને તેની સાથે સુલેહ કરી ઇ૦ સ૦ ૫૨૯ માં જાગેલી લાંબી લડાઈનો અંત આણ્યો. આ સુલેહ “**જાવેદાન સુધિની સુલેહ**” ને નામે જણાયલી છે અને રોમે ૧૧,૦૦૦ રતલ સોનાનો દંડ ઇરાંનને ભરી તે ખરીદી હતી. એ સુલેહની સરતો મુજબ કોકેસસ પર્વતમાંની “ પાસ ” ના બચાવ માટે ૧૧,૦૦૦ રતલ સોનું રોમે ઇરાનને ભરવા કબૂલ કીધું અને તે “ પાસ ” નો બચાવ કરવાનું કામ ઇરાને માથે લીધું; દારાના કિલ્લાને જે-

મને તેમ રહેવા દઈ, મેસોપોટેમ્યામાં રોમનોનું મુખ્ય મથક દારાને બદલે કોન્સ્ટેન્શિયા ખાતે રાખવાની રોમે ઈરાનને કબુલાત આપી, ફરંજીયમનો પ્રાંત અને બોલોનનો કિલ્લો રોમે ઈરાનને પાછો આપી દીધો જેના બદલામાં લેજીકામાં જીતેલા સઘળાં રોમન શહેરો ઈરાંને પાછા રોમને સ્વાધીન કીધા; અને ઇરાંન અને રોમે હંમેશાં દોસ્તી જારી રાખી એકેકને જરૂરને વખ્તે નાણાં અને લશ્કરની મદદ આપવાના કોલકરાર કીધા.

ઈ૦ સ૦ ૫૩૨ માં થયલી "જાવેદાન સૂધીની સૂલેહ" ઈ૦ સ૦ ૫૩૯ સુધી પણ ટકી શકી નહી. ઈરાન સાથે થયલી એ સુલેહનો લાભ લઈ રોમનોએ આફ્રીકાના વન્ડલ રાજ્યનો નાશ કીધો, સ્પેનના મુર લોકોને જીતી લીધા અને ઇટલીના ઓસ્ત્રો ગોથ રાજા વીટીજીસને હરાવી ઇટલી સર કર્યું.

આ સઘળી ફત્તેહોથી ફુલી જઈ રોમે ઈરાનનો પણ નાશ કરવાની છૂપી વેત્રણો કરવા માંડી. તેણે હન અને ઇથિયોપિયન જેવી જંગલી પ્રજાઓ સાથે દોસ્તી પાડી અને ઇરાનના મિત્રોને તેનાથી વિખુટા પાડી શત્રુઓને તેની સામે ઉશ્કેર્યા. રોમના આ સઘળાં કાવાદાવાથી ઈરાને સાવચેતી વાપરી રોમ સામે લડાઇ જાહેર કીધી.

ઈ૦ સ૦ ૫૩૯ માં નૌશેરવાને યુફ્રેટિસ નદી ઓળંગી સીરિયા ઉપર ચહાઈ કીધી. તેણે સીરિયાના સરસીરયુમ, જેનોબ્યા અને કેલિનાઇકસ શહેરો તાબે કીધા અને સુરાંનના સરકશ શહેરને ઘેરો ઘાલ્યો. એક લડાઈમાં સુરાંનનો

હાકેમ હાર્યો અને માર્યો ગયો. આથી તે શહેર ૨૦૦ રતલ સોનાનો દંડ ભરી **નોશેરવાનને** તાબે થયું. **સુરાનને** પગલે ચાલી હાયરેપોલિસ અને **એલેપોના** શહેરો પણ ૪૦૦૦ રતલ સોનું આપી તેને શરણુ થયા. આ ફત્તેહો પછી તેણે **સીરિ**યાનાં પાયતખ્તને ઘેરો નાંખી ફત્તેહ કીધું. પાયતખ્ત **એંટિ**યોકની ફત્તેહથી તેની સામે લડવા કોઇ પણ **રોમન** સપેહસાલાર હિમ્મત કરી શકયો નહિ. તે તો ફત્તેહ કરતો છેક **એપેમિયા** સૂધી જઈ ત્યાંનો સઘળો કિંમતી ખજાનો લૂટી ઇરાન પાછો ફર્યો. પોતાની વળતી કુચ દરમિયાન પણ માર્ગમાં મળતા **રોમન** શહેરોમાંથી તેણે પુષ્કળ દોલત મેળવી.

ઇ૦ સ૦ ૫૪૦ માં **રોમન મેસોપોટેમ્યાના એડેસ્સા, કોન્સ્ટેન્શિયા** અને **દારાના** મ્હોટા શહેરો સોનાના દંડ ભરી **નોશેરવાંનને** તાબે થયા. એજ વરસમાં પોતાની ઝળકતી ફત્તેહોની યાદગારીમાં તેણે **"જેબે ખુસરો"** (રૂમિયા) નામનું શહેર વસાવ્યું.

ઇ૦ સ૦ ૫૪૧ માં **લેજીકાના** લોકોએ **રોમ** સામે બળવો ઉઠાવી ઇરાનની મદદ માંગી. **નોશેરવાને** પ્હેલા તો **લેજીક** લોકોની અરજ ઉપર કશું ધ્યાન આપ્યું નહિ કારણકે **લેજીકા** ઉજ્જડ અને ઉપજ વગરનો પ્રાંત હતો પણ લાંબો વિચાર કરતાં **તેને** માલમ પડયું કે **લેજીકા રોમ** સાથની લડાઇમાં તેને **ઘણો** ઉપયોગી થઇ પડશે. **એથી તેણે લેજીક લોકોની તાબેદારી** **સ્વીકારી તેમને રોમની સામે મદદ આપવા લેજીકા ઉપર ચઢાઇ**

કરી તેની રાજધાની **પેત્રાના** મજબુત કિલ્લાને ઘેરો નાંખ્યો. **પેત્રાની** લડાઇમાં ત્યાંનો **રોમન** હાકેમ **જોહાનીસ** મારો ગયો અને **રોમન** સૈન્ય હથિયાર છોડી તેને શરણ થયું. **પેત્રાના** કિલ્લામાં ઇરાની લશ્કર રાખી **નૌશેરવાને** આખું **લેજીકા** એજ વરસમાં જીતી લીધું.

ઇ૦ સ૦ ૫૪૧ માં નામિચા **રોમન** યોદ્ધા બેલિસેર્યસે ઈરાન ઉપર ચઢાઈ કરી, ઈરાનીઓ સાથે લડાઇની છેડતી શોધવા માટે તેણે પોતાનાં લશ્કરની એક ટુકડી નસીબન તરફ મોકલી જેને કિલ્લામાંના ઈરાની લશ્કરે માર મારી ન્હસાડી મેલી પણ ન્હાસતા **રોમનોની** પુંઠ પકડતાં તે લશ્કર બેલિસેર્યનાં મ્હોટાં લશ્કરથી સપડાઈ ગયું. એથી ઈરાની લશ્કરને પાછું નસીબના કિલ્લામાં ભરાઇ બેસવાની ફરજ પડી. બેલિસેર્યસે એ કિલ્લાને ઘેરો ઘાલ્યો પણ તેને ફતેહ કરવામાં નિષ્ફળ નિવડી તેણે આગળ વધી **સીસારેનૅાનનો** કિલ્લો જીતી લીધો. એજ વરસમાં **ગાસાનના રોમનોના** ખંડિયા **અરબ** રાજા **અરીથાસે** ઍસિર્યા ઉપર ચઢાઇ કરી લુટફાટ ચલાવી. ઇ૦ સ૦ ૫૪૧ માં ઈરાન સામે વધુ વાર ટક્કર નહિ ઝીલતાં બેલિસેર્યસ નામોસી સાથે ઈરાની હદ છોડી ગયો.

ઇ૦ સ૦ ૫૪૨ માં **નૌશેરવાને સીરિયાની** ઉત્તરે આવેલા **કોમાજીનીના** રોમન પ્રાંત ઉપર ચઢાઈ કીધી. તેની આ ચઢાઇની ખબર મળતાંજ **બેલિસેર્યસે** પાછી ઈરાન ઉપર ચઢાઈ કરી, **યુફ્રેટિસ** નદી ઉપર આવેલા **યુરોપસનાં** ગામડાંમાં પોતાનું

મુખ્ય લશ્કરી મથક રાખી, એ નદીની બંને બાજુએ **રોમન** લશ્કર ફરતું રાખ્યું. એ વરસમાં મરકી ફાટી નિકળવાથી **નોશેરવાન**ને પોતાની ફતેહો અધુરી રાખી ઈરાન ફરવું પડયું પણ માર્ગમાં કેલિનાઇકસ શહેરના સઘળાં રહેવાસીઓને કેદ પકડી તે શહેર તેણે ફના કીધું. બીજે વરસે તેણે **રૂમી-આર્મીન્યા** ઉપર ચઢાઈ કીધી પણ એક વાર ફરીથી તેનું લશ્કર 'પ્લેગ'થી ઘટી જવાને લીધે તેને અર્ધ રસ્તેથીજ ઈરાન પાછું ફરવું પડયું. તેની ગેરહાજરીનો લાભ લઇ ૧૫ **રોમન** સરદારોએ ૩૦,૦૦૦ માણસોના સૈન્ય સહિત ઈરાની **આર્મીન્યા** ઉપર ચઢાઇ કીધી પણ **એંગ્લન**ના ઈરાની કિલ્લાના ૪૦૦૦ માણસોના લશ્કરના બહાદુર ઈરાની સપેહસાલાર **નાબેડીસે રોમનો**ના ઉપલા સૈન્યને મહાભારત શિકસ્ત આપી મ્હોટી લૂટ મેળવી (ઇ૦ સ૦ ૫૪૩.) એ ખૂનખાર યુદ્ધમાં નામીચો **રોમન** સપહેસાલાર **નરસી** માર્યો ગયો. ઇ૦ સ૦ ૫૪૪ માં શાહનશાહ **નોશેરવાને** ત્રીજીવાર **સીરિયા** ઉપર ચઢાઈ કરી **એડેસ્સા**ના પ્રખ્યાત મજબુત કિલ્લાને ઘેરો નાખ્યો પણ ૫૦૦ રતલ સોનાનો દંડ ભરી રહેવાસીઓએ તેને રાજી કરવાથી તેણે એ ઘેરો ઉઠાવી લીધો. બીજે વરસે **રોમન** શાહનશાહ **જસ્ટીન્યન**ની ભારે કાકલુદીને માન આપી તેણે ભેટ મોકલેલું ૨૦૦૦ રતલ સોનું સ્વીકારી યાદગાર **નોશરવાને** સુલેહ કરવા કબૂલ કીધાથી **રોમ** અને **ઇરાન** વચ્ચે સુલેહ થઇ.

ઇ૦ સ૦ ૫૪૯ માં ઈરાનના **હીરા**ના ખંડિયા **અરબ** રાજા

**મંજરને** તેના હરીફ **રોમના ગાસાનના** ખંડિયા **અરબ રાજા અરીથોસ** સાથે લડાઈ **જાગી**. આ લડાઇમાં **રોમનોએ વચન** તોડી **અરીથોસને** મદદ આપવાથી ઇરાને **મંજરને** મદદ **આપી.** એ ઉપરથી રોમ અને ઇરાન વચ્ચે પાછું મહાભારત યુદ્ધ જામ્યું. એજ વરસમાં **રોમનોની** ઉશ્કેરણીથી અને ઇરાનીઓની જરતોસ્તી ધર્મને **લેજીકામાં** ફેલાવવાની કોશિશોથી **લેજીકાએ** ઇરાન સામે બળવો જગાડયો. **લેજીકાને** મદદ આપવા **રોમના** સપેહસાલાર **ડેજીસ્થયુસે લેજીકા** ઉપર ચઢાઈ કરી **પેત્રાના** કિલ્લાને ઘેરો ઘાલ્યો. કિલ્લામાંના ૧,૫૦૦ માણસોના ન્હાના ઇરાની લશ્કરે **રોમનોના** ૮,૦૦૦ માણસોના સૈન્ય સામે પોતાનો મજબુત બચાવ કીધો. એટલામાં ઇરાની પેહેલવાન જરમેહરના ૩૦,૦૦૦ માણસોના લશ્કર સહિત **લેજીકા** આવી પહોંચવાથી **ડેજીસ્થિયુસે** ગાભરા પડી ઘેરો ઉઠાવી લીધો. જરમેહરે કિલ્લામાં ૩૦૦૦ માણસો રાખી, ૫૦૦૦ માણસોની એક ફોજ **લેજીકાના** બચાવ અર્થે ત્યાં ફરતી રાખી, તે પોતે ઇરાની આમીન્યા ખાતે પાછો ફર્યો. તેની ગેરહાજરીમાં રોમનોએ ૫૦૦૦ માણસોના ઉપલા ઇરાની લશ્કરને હરાવી કેદ કીધું.

ઇ૦ સ૦ ૫૫૦ માં **લેજીકામાં હીપીસ** નદીના કાંઠા ઉપર **થયલી** લડાઇમાં **ઇરાનીઓએ લેજીક** લોકોને **હરાવ્યા પણ એ લડાઇમાં તેમનો સપેહસાલાર ખોરિયાનિસ માર્યો ગયાથી ઇરાનીઓ રોમનોથી હાર્યા અને ન્હાસભાગમાં પડયા. એજ વરસમાં રોમન સપેહસાલાર બેસ્સાસે ૬૦,૦૦૦ રોમનોના મ્હોટાં**

લશકર સાથે **પેત્રાને** ઘેરે ઘાલ્યો પણ કિલ્લામાંના ૩૦૦૦ ઈરાનીઓના ન્હાના ચુનંદા લશ્કરનો એકે એક દેશહિતકારી યોદ્ધો જ્યાં સુધી માર્યો ગયો નહિ ત્યાં સુધી **રોમનો** કિલ્લો સર કરી શક્યા નહિ!

ઈ૦ સ૦ ૫૫૧ માં શૂરવીર સપેહસાલાર **જરમેહેરે** ૭૦,૦૦૦ માણસોના લડાયક લશ્કર સાથે **લેજીકા** ઉપર ચઢાઇ કરી, આખું **લેજીકા** જીતી લઈ, પેત્રા અને **આર્ચીઓપોલિસનાં** કિલ્લાઓ સિવાય બાકીનાં સઘળાં **રોમન** કિલ્લાઓ હાથ કરી, **સ્કીમ્નીયા** અને **સ્વેનિયાના** રોમન પ્રગણાંઓ ફત્તેહ કીધા, તેજ વરસમાં **રોમન** શાહાનશાહ **જસ્ટીન્યને** ૨,૬૦૦ રતલ સોનાનો દંડ ભરી સુલેહ ખરીદ કીધી પણ સુલેહની સરતોમાંથી **લેજીકાના** પ્રાંત અને ખંડિયા રાજાઓને બાકાત રાખેલા હોવાથી **લેજીકામાં** પાછી લડાઇ જાગી.

ઇ૦ સ૦ ૫૫૩ માં **જરમેહેરે** ટેલીફીસના રોમન કિલ્લા ઉપર ધસારો કરી **રોમનોને** હરાવી ન્હાસભાગમાં નાખ્યા. જેબી વરસે ૪૦૦૦ ઇરાનીઓના બહાદુર લશ્કરે ૫૦,૦૦૦ **રોમનોના** મ્હોટા સૈન્યને **લેજીકામાં** મહાભારત શિકસ્ત આપી.

ઇ૦ સ૦ ૫૫૬ માં **આર્ચીઓપોલીસને** ફત્તેહ કરવામાં નિષ્ફળતા મેળવી **ઈરાની** સપેહસાલાર **નકોરગને ફાસિસના કિલ્લાને ઘેરો ઘાલ્યો પણ રોમન સપેહસાલારો જસ્ટીન અને મારટીનસના કાવાદાવાથી તેણે હાર ખાધી અને ઇરાનીઓ લેજીકા ખોઇ બેઠા. ઇ૦ સ૦ ૫૬૭ માં ઈરાન અને રોમ વચ્ચે સુલેહ**

થઇ. આ સુલેહની સરતો મુજબ **ઈરાનીઓએ લેજીકા રોમનોને** સ્વાધીન કરી દીધું, **રોમનોએ** દર સાલ ૩૦,૦૦૦ સોનાના સિક્કાઓની ખંડણી **નૌશરવાનને** ૩૦ વરસ સુધી ભરવા કબુલ કીધું; ઈરાનના **ખ્રીસ્તીઓએ** કોઈ પણ જરતોસ્તીને નહિ વટલાવવાનું માંથે લીધું; બંને રાજ્યોએ વેપાર વ્યવહાર ચોક્કસ માર્ગે અને ચોક્કસ મથકો ખાતેજ ચલાવવાની કબૂલાત આપી; બંને રાજ્યોએ છુટથી સંદેશા ચલાવી અરસપરસના એલચીઓના માલ વગર જગાતે પસાર થવા દેવાનું નક્કી કીધું; બંને રાજ્યોએ પોતપોતાની સરહદો ઉપર કિલ્લાઓ બાંધવા નહિ અને **દારાના** કિલ્લામાંથી **રોમનોએ** પોતાનું મુખ્ય મથક કાઢી નાખી તેમાંના લશ્કરની સંખ્યા ન્હાની કરવી એવા બંદોબસ્ત થયા, બંને રાજ્યોએ પોતા વચ્ચે ઉઠેલા વાંધાઓનો લવાદ કોર્ટોથી ફેસલો કરવો, બન્ને રાજ્યોના મિત્ર અને તાબેદાર રાજાઓને પણ સુલેહના કોલકરારોમાં સામેલ કરવા, જંગલી લુટારૂઓ સામે દરબંદની 'પાસ'ની રખેવાલી ઈરાને કરવી, અને એ સુલેહ ૫૦ વર્ષો સુધી કાયમ રાખવી એવા કોલકરારો થયા.

ઇ૦ સ૦ ૫૫૭ થી ૫૬૧ સુધીમાં મહાત્મા **નૌશેરવાને** પોતાના રાજ્યમાં ફરવા નિકળી, **એલાનીઓ, બલુચીઓ, ઘેલાનીઓ** અને **વીલેમીઓને** તાબે કરી તેમની પાસેથી ખંડણી **લેતી કીધી.**

**ઇ૦ સ૦** ૫૫૫ માં **એબીસીનિયાના** હબસી પાદશાહે **નિમેલા અરબસ્તાનમાં** આવેલા **યમનના** હબસી હાકમ **અબ્રા-**

હાના બેટા **મસરૂકને** પોતાના સાવકા ભાઇ **સઇફ** સાથે મારામારી થતાં, **સઇફે મદાઇન** આવી **નોશેરવાનની** મદદ માંગી. જેથી **નોશેરવાને** એક કાફલો તૈયાર કરાવી ૭,૫૦૦ ઇરાનીઓનું એક લશ્કર **સઇફને** સોંપી તેને યમન ખાતે રવાના કીધો. **સઇફના** આવી પહોંચવાની ખબર મળતાંજ **યમનના અરબોએ મસરૂક** અને તેના હબસીઓ સામે બળવો જગાડયો. **ઇરાની** લશ્કરની મદદથી **સઇફે** હબસી લશ્કરને એ જબરી શિકસ્ત આપી અને **મસરૂકનો** જાન લઇ **યમનની** રાજધાની **મક્કા** તેણે હાથ કીધું અને પોતે ઇરાનના એક ખંડિયા રાજા તરીકે **યમનની** ગાદી ઉપર બેઠો. પણ **યમનની** ગાદી તે લાંબો વખત ભોગવી શકયો નહિ. થોડાજ માસમાં તેનું ખૂન થયું અને શાહાનશાહ **નોશેરવાને યમનનો** પ્રાંત ઇરાની શાહાનશાહત સાથે જોડી દઇ ત્યાં **મરઝબાન** નામે ઇરાની હાકેમ નિમ્યો.

પૂર્વે **કામટસ્ચાટકાના** ભૂસ્તલાકા સુધી પશ્ચિમે **એઝોવના** દરિયા સૂધી અને દક્ષિણે **સીહુન** નદી સુધી ફેલાયલા બોહોળા પ્રદેશના પાદશાહ **તુર્કી** ખાન **દિસાબુલે** પોતાના રાજ્યનો વેપાર વધારવા માટે શાહાનશાહ **નોશેરવાનની** દોસ્તી કરવા એક બેસુલો કિંમતી હદિયો તેની ઉપર ઇ૦ સ૦ ૫૬૭ માં ઇરાન મોકલ્યો. પણ **હયતલના** પાદશાહ **ગાતકરે** ઇરાન અને **તુર્કસ્તાનની** વચ્ચે બંધાતી દોસ્તી અટકાવવા **નોશેરવાનની** જાણ વગર **દિસાબુલનો** હદિયો જપ્ત કરી તેના **એલેચીઓને** મારી નાંખ્યાં. એથી પોતાને થયલું નુકશાન ભરવી લેવા **દિસાબુલે**

મ્હોટા સૈન્ય સાથે હયતલ ઉપર ચઢાઈ કરી ગાતકરને હરાવી તેનાં રાજ્યનો નાશ કીધો અને હયતલની હાકેમી બેહરામ ગુરની ઓલાદના ચગાનના સરદાર ફ્રગાનીને તેણે આપી. બીજે વરસે તેણે સોગ્દિયાનાના પોતાના ખંડિયા રાજા માન્યકને રોમ અને તુર્કસ્તાન વચ્ચે વેપાર વધારવા અને ઇરાન સામે મદદ મેળવવાના કોલકરારો કરવા કોન્સ્ટેન્ટીનોપલ મોકલ્યો, જેથી ઇ૦ સ૦ ૫૬૯ માં તુર્કસ્તાન અને રોમ વચ્ચે ઇરાન સામે અરસપરસ મદદ આપવાના કોલકરારો થયા. છેલાં વરસમા દિસાબુલે નૌશેરવાન સામે લડાઇ જાહેર કરી ઇરાન તરફ આવતા માર્ગમાં ફ્રરગાના, સમરકંદ, બોખારા, કેશ, નરફ અને ચાચ વિગેરે શહેરો ફતેહ કરી ચાચ શહેરમાં પોતાના લશ્કરની છાવણી નાંખી. પણ જ્યારે નામવર વીર નર નૌશેરવાને તેની સામે સ્વારી કીધી. ત્યારે તો તેણે હિચકારો બની, ઈચિનીઓનો ડર ખાઇ, તેની તાબેદારી સ્વીકારી, તેણે લડાઇનો મ્હોટો દંડ ભરી હરસાલ ઇરાનને ખંડણી આપવાનું કબુલ કીધું. ઈ૦ સ૦ ૫૭૦ માં રોમન શાહાનશાહ જસ્ટીને દિસાબુલના વારેસને ઇરાન ઉપર ચઢાઇ કરવા ઉશ્કેર્યો પણ તેમ તેમ કરવાની હિમ્મત કીધી નહિ.

નામવર નૌશેરવાનની ઝળકતી જગપ્રસિદ્ધ ફત્તેહો જોઈ રોમન શાહાનશાહ જસ્ટીનને ભારે બળાપો થતો હતો. ઇ૦ સ૦ ૫૬૫ માં ગાદીએ આવ્યા પછી ૭ વર્ષો સૂધી તો તેણે ઇરાનને ખંડણી ભર્યા કીધી પણ ઇ૦ સ૦ ૫૭૨ માં ઇરાન સાથે લડા-

ઈની છેડતી શોધવા તેણે **નૌશેરવાનના** એલચી **સેઓકિયસને** અપમાન કરી **આર્મીન્યનોને** તેની સામે બળવો કરવા ઉશ્કેરી તેના ઉપર અપમાનભર્યું પત્ર લખ્યું, જેથી ઈરાને રોમ સામે લડાઇ જાહેર કીધી. **રોમને** લડાઇ માટે તૈયાર હતા માટે **રોમન** સપેહસાલાર **મારશિયને સરગાથન** આગળ એક **ઇરાની** સૈન્યને હરાવી **નસીબનના** ઇરાની કિલ્લાને ઘેરો નાંખ્યો. પણ જ્યારે મહાત્મા **નૌશેરવાને** પોતાના ચુનંદા **ઈરાની** યોદ્ધાઓ સહીત **રોમન** મુલક ઉપર ચઢાઇ કરી ત્યારે **રોમનોએ** હીંમત હારી **નસીબનનો** ઘેરો ઉઠાવી લઈ દારાના કીલ્લામાં તેઓ ભરાઈ બેઠા. આ અજીત કીલ્લાને **નૌશેરવાને** ઘેરો ઘાલ્યો અને તેના શૂરવીર સપહેસાલાર **આદરમાને સિરિયા** ઉપર ચઢાઈ કરી, **એંટિયોકની** આસપાસનો મુલક વેરાન કીધો. ત્યાર પછી તેણે **સીલ-સિરિયા** ઉપર હુમલો કરી **એપેમિયાનું** સુંદર શહેર જીતી ફના કીધું અને આ પ્રખ્યાત ફતેહો પછી તે પાછો **નાશેરવાનને** મદદ કરવા દારા ખાતે તેને જઇ મળ્યો.

ઉપર મુજબ જ્યારે મહાત્મા **નૌશેરવાન રોમન** મુલકોની ફતેહ કરવામાં રોકાયલો હતો ત્યારે કોઈ બદમાશે એવી બુમ ઉડાવી કે તે નામદાર તો માર્યો ગયો છે જેથી તેની **ખ્રિસ્તી** રાણી **ચુફેમિયાને** પેટનાં **ખ્રિસ્તી** શાહજાદા **નઉશીજાદે** કેદખાનેથી છુટી **શાપુરગર્દના** સઘળા **ખ્રિસ્તી** કેદીઓને છુટા કરી **ઈરાનની** ગાદી મેળવવા બળવો ઉઠાવ્યો. તેણે ૩૦,૦૦૦ **ખ્રિસ્તી** કેદીઓ અને પાદરીઓનાં લશ્કર સાથે કેટલાંક શહેરો ફતેહ

કરી ઇરાક ઉપર ચઢાઇ કીધી. પણ **મદાઇનના** સરદાર **રામ-ખુર્જ્‌ને** તેના સાથીઓનો પરાજય કર્યો અને તે પોતે પણ જખમી થઈ માર્યો ગયાથી ઇરાનમાં પાછી શાંતિ ફેલાઈ.

ઈ૦ સ૦ ૫૭૨ માં યાદગાર **નૌશેરવાને** દારાનો અજીત કિલ્લો સર કર્યો જેથી નાસિપાસ થઈ **રોમન** શાહનશાહ **જસ્ટીને** પોતાની ગાદી ટઇબીર્યસને સ્વાધીન કરી દીધી. બીજે ટઇબીર્યસે ૪૫,૦૦૦ સોનાના સિક્કાઓનો દંડ ભરી **નૌશેરવાન** પાસેથી એક વરસની મ્હેતલ ( Truce ) ખરીદી આ મ્હેતલનો લાભ લઇ તેણે ૧,૫૦,૦૦૦ માણુસોનું આગળ કદી નહી મોકલેલું એવું મ્હોટું લશ્કર ઉભું કરી ઇરાન સામે મોકલ્યું. ઈ૦ સ૦ ૫૭૫ માં મહાત્મા **નૌશેરવાને** ઇરાની **આર્મીન્યા** ઉપર સ્વારી લઇ જઈ ત્યાંના બળવાખોરોને હરાવી **આર્મીન્યા** પાછું તાબે કીધું. આ ફત્તેહ પછી તેણે **રૂમી આર્મીન્યામાં** કેટલીક જીતો મેળવી કેપેડોશિયા ઉપર ચઢાઈ કીધી. કેપેડોશિયામાં **રોમન** સપેહસાલાર **જસ્ટીન્યન** સામે થયો અને **રોમન** સૈન્યના એક **સ્કીથ્યન** સરદારે તેના લશ્કરની પાછલી સફે ઉપર હલ્લો કરી તેનો અસ્બાબ લૂટી લીધો. આ નુકસાનના બદલામાં તે વીરનરે રાતની વેળા રોમન છાવણી ઉપર છાપો મારી તે છાવણીનો નાશ કીધો અને **મલટિયા ( મેલીટીન )**નાં **રોમન** શહેરને સર કરી તેને વેરાન કરી પોતે પાછો ઇરાન ફર્યો તેની ગેરહાજરીનો લાભ લઇ **રોમન** સરદાર **જસ્ટીન્યને ઇરાની આર્મીન્યા** ઉપર ચઢાઇ કરી લૂટફાટ ચલાવી.

ઇ૦ સ૦ ૫૭૬ માં **રોમનોએ** ત્રણ વર્ષોની મ્હેતલ માગી તે ખરીદ કરવા **ઇરાનને** ૩૦,૦૦૦ સોનાના સિક્કાનો દંડ ભર્યો. પણ એ મ્હેતલમાંથી **આર્મીન્યા**ને બાકાત રાખેલું હોવાથી મહાત્મા **નાશેરવાને** રોમન-**આર્મીન્યા** ઉપર ચઢાઇ કરી તેનાં પાયતખ્ત **થિયોડોશિયો** પોલિસને ઘેરો ઘાલ્યો. એજ વખતે તેનાં નામિચા સરદાર **તન-સરોએ** રોમન સેનાધિપતિ **જ-સ્ટીન્યન**ને એક જબરી લડાઇમાં હરાવ્યો.

ઇ૦ સ૦ ૫૭૮ માં મ્હેતલની ત્રણ વરસની મુદત પુરી થતાંજ સઘળે ઠેકાણે પાછી લડાઇ જાગી. ઇરાની સરદારો **મા-હબુદ** અને **શાપુરે** ૨૦,૦૦૦ માણસોના ઇરાની લશ્કર સાથે **રોમન આર્મીન્યા** ઉપર હુમલો કરી તેને ઉજ્જડ વાળ્યું. જ્યારે સરદાર **તન-ખુસરોએ** અમીડાની આસપાસ લૂટ ચલાવી. ઇ૦ સ૦ ૫૭૯ રોમન સપેહસાલાર **મોરિસે** ઇરાની **આર્મી-ન્યા** વેરાન કીધું. તેણે **અરજેનીનો** ઇરાની પ્રાંત કબજે કરી **અકુંમોનનો** મજબુત કિલ્લો સર કીધો. આ ફત્તેહો પછી તેણે ઇરાની **મેસોપોટેમ્યાનો** સીંગારાનો કસ્બો ફના કીધો અને તેના **સ્કીથ્યન** સરદાર કર્સે કુર્દીસ્તાન ઉપર ચઢાઈ કરી થોડાં ગામડાંઓનો નાશ કીધો. રોમનોની આ સઘળી ધમચકરી દર-મિયાન અજીત **નોશેરવાન** મદાઇન ખાતે ગંભીર માંદગી ભોગવતો હતો અને તેથીજ રોમનોના પગમાં પાછું જોર આવ્યું હતું. પણ તેની માંદગીનો વધુ લાભ નહિ લેતાં **રોમનોએ** ઇરાની મુલકોની વધુ ખરાબી નહિ કરતાં તેઓ ઇરાની હદ છોડી ગયા.

ઈ૦ સ૦ ૫૭૯ માં ૮૦ વરસની વયે બહાદુર, વચન પાળક, સાચ્ચો, ઇનસાફી, કાબેલ, ડાહ્યો ભાગ્યશાળી, ઇરિની શાહાનશાહતનો ઝળકતો સૂર્ય મહાત્મા નૌશેરવાન 'અદલ' ગુજર પામ્યો. તેના વખતમાં ઇરિની શાહાનશાહત આખી દુનિયામાં સૌથી બોહોળી, સૌથી બળવંત અને દમામભરી હતી. ઇરિન અફગાનીસ્તાન, બલુચીસ્તાન, મધ્ય એશિયા અને હાલના અડધાં એશીયાટીક તર્કી ઉપર ઇરિની ઝુંડો ફડફડતો હતો. આખી રોમન શાહાનશાહત, હિંદુસ્તાનનાં કેટલાંક રાજ્યો તુર્કસ્તાનનો ખાકાન વિગેરે ઇરિનને ખંડણી આપતા હતા. ફક્ત નૌશેરવાનનું યાદગાર નામજ દુનિયાના કોઇ પણ રાજકર્તાને ધ્રુજાવી નાંખવાને પુરતુ હતું. દુનિયાનો કોઇ પણ સુધરેલો યા જંગલી તાજદાર તેની દોસ્તી શોધવાને તત્પર રહેતો.

નૌશેરવાને પોતાનાં બોહોળાં રાજ્યમાં મ્હોટા ફેરફારો અને સુધારા કીધા. તેણે રાજને ચાર ભાગોમાં વહેંચી નાંખી તેનો ઉત્તમ વહિવટ કીધો, નવાં શ્હેરો વસાવી જુનાં શ્હેરો સુધાર્યાં, પુષ્કળ નેહેરો અને જળાશયો બાંધ્યાં રસ્તાઓ સુધારી રૈયતની સલામતીના સઘળા ઉપાયો લીધા અને સંખ્યાબંધ મ્હેસુલી અને ન્યાયખાતાઓ સ્થાપ્યા. તેના વખતમાં ઇરાની શાહાનશાહત, નિશાળો પાઠશાળાઓ અને ધર્મના મકાનોથી ઉભરાઈ જવા લાગી. સાહિત્ય, ઇતિહાસ, ફિલસુફી, અને ધર્મ જ્ઞાનનો ઇરાનમાં બોહોળો ફેલાવો થયો. નિસાપુરની પાદશાહી પાઠશાળા આખી દુનિયાની કેળવણીનું મધ્ય-બિંદુ થઈ પડી. વળી ઇરિ-

નીઓ વેપાર અર્થે દુનિયાના સઘળા ભાગોમાં જઈ વસ્યા અને ઈ૦ સ૦ ૫૪૫ માં તો તેઓ **હિંદી** મહાસાગરનો સઘળો વેપાર એકહાથ કરવાને શક્તિવાન થયા. **નૌશેરવાન**ના વખ્તનું ઈરાનનું લશ્કરી ખાતું ઘણુંજ ઉંચા પ્રકારનું હતું. તેના વખ્તના મહેલો આજે પણ સુધરેલી દુનિયાને હેરત કરે છે. તેના વખ્તમાં **પયગમ્બર સાહેબ મહમદ**નો જન્મ થયો તેટલા માટે તેવણ સાહેબ ભારે મગરૂરી સહિત "**નૌશીરવાન**"નું યશસ્વી નામ કોરાનમાં દેય છે. **નૌશેરવાન**નો કોઈ પણ દોસ્ત યા દુશ્મન એવો નહિ હશે કે જે તે મહાત્મા અમર પુરૂષનું પ્રસિદ્ધ નામ માન સાથે દેતો નહિ હશે! તેના જેવા તેજસ્વી તારાઓ, આ પૃથ્વી ઉપરના ફાની ફરેસ્તાઓ, કીર્તિવંત પ્રસિદ્ધ પુરૂષો, અને ધર્મ-રક્ષક ધર્મિષ્ટ શાહાનશાહો આ જેહાનમાં ઘણુંજ થોડા હયાતી ભોગવી ગયા હશે!

શેહેનશાહ **નૌશેરવાન** આદેલના રાજમાં ઈનસાફખાતું મુકરર થયાથી પોતાની રૈયતનું સાધારણ સુખ વધારવા **નૌશેરવાન** કોશેશથી ગમે તેટલો ફાયદો થયો હોય તો બી આ પાદશાહ પોતે દીલોજાનથી ઇનસાફને ચાહતો હતો તેમાં તો કાંઇ શકજ નથી.

એક **રૂમી એલચી** જેને **કીમતી હદીઓ** આપી "તેસેફોન"માં મોકલવામાં આવ્યો હતો તે શખ્સ જ્યારે **પાદશાહી મહેલની** બારીઓમાંથી આસપાસનાં ઉમદા દેખાવોની તારીફ કરતો હતો ત્યારે તેણે ઉંચીનીચી જગ્યાનો એક કકડો જોયો

અને પુછયું જે "શા સારૂ આ જગ્યાને એક સપાતીપર લાવી મેલતા નથી?" એક ઈરાંની ઉમરાવે કહ્યું કે "એ મીલકત એક બુઢ્ઢી ઓરતની છે કે જેને વારેઘડીએ આપણા પાદશાહે વેચવા અરજ કરી તો બી કંઇ વાંધાને લીધે તે વેચવા ચાહતી નથી, અને હમારો આદેલ નૌશેરવાન પાદશાહ પોતે જબરદસ્તી ચલાવે તે કરતાં પોતાનાં આસપાસનાં દેખાવનો ભંગ થાય તે પોતે વધારે પસંદ કરે છે." પેલા રૂમીએ વળતો જવાબ પેલા ઈરાનીને વાળ્યો કે "આ ઉંચીનીચી જમીન ઈનસાફથી કરી જે પવીત્ર થયેલી છે તેથી આસપાસનાં બધા દેખાવો કરતાં તે તે વધારે ખુશનુમા લાગે છે"

બેશક ભલા ગુણો ધરાવનાર આસામીઓ એવાજ હોય છે ને તેના થોડા દાખલા અત્રે લઇશું. કહેવત છે કે—

**ભલાઇ કરો ભલું થશે-ખુશ તમો પર ખુદા રહેશે !**

---

## નુકસાનના અવેજ નેકીમાં વાળનારા મહાન પુરૂષો

### અને મી૦ અૅનૅસ્ટી બૅરીસ્ટર અને પારસીઓ.

The fairest action of our human life
  Is scorning to revenge an injury;
For who forgives without a further strife,
  His adversary's heart to him doth tie.
And 'tis a firmer conquest truly said,
  To win the heart than overthrow the head.

— *Thomas Carew.*

ભુંડાઇનો બદલો ભુંડાઈ કરીને વાળવો એ તો દરેક કુત્રાં બીલાડાં જેવાં નબળાં પ્રાણી કાજે બી બહુ સહેલ વાત છે. પણ ખરી મર્દાનગીવાળો મર્દ બચ્ચો તો તેજ ગણાય કે જે પોતાના મુદદઇ તરફથી ભુડાઇનું દુઃખ ખમવા બાદ ભલાઈ અને અહેશાનમંદીના ભારથી તેની ગરદન નીચી રાખવાને ફાવે અને પસ્તાવાની ગુપ્ત આગથી તેનું અંતઃકરણ સદા ટપતું-ઝપતું-રાખે. દોસ્ત સાથે ભલાઇ કરવાનું કામ મુશ્કેલ નથી, પણ દુશ્મન સાથે બુરાઇને બદલે ભલાઇ કરીને ફાવવું તેમાં ખરી ખુબી કિંવા બહાદુરી છે. ભુડાંઓની નડ હર વખ્ત અને હર જગાએ હોય છે, તોએ નેક સજ્જનો તો અંગત ગેરલાભ ખમીને પણ હમેશાં સુખ સંપજ ચાહતા અને ફેલાવતા રહે છે. દુશ્મનનું કાટલું કહાડી નાખવા કરતાં તેનું જીગર જીતી લેવામાંજ તેઓ ખરી મજા માને છે. એક ફાર્સી શાએર કહે છે કેઃ—

**બેત.**

બદ બાઉન કર્દ હર કે બદ કર્દ,<br>બદ યકીન બજાએ ખુદ કર્દ.

**અર્થ**—તેની સાથે ભુંડાઈ ના કર, કે જે ત્હારૂં ભુંડું કરે, કારણ તે બદ યકીનનો જે બદ કામ કરે છે, તે પોતાનેજ કાજે કરે છે.

નેપલ્સ અને સીસીલીના **રાજા ઓલ્ફ્રોનઝોને** એક દીને તેના દરબારીઓએ પુછયું જે, "સઉથી ખરાબમાં ખરાબ રાજ-દ્રોહી તરફ તમો શા માટે દયા બતાવો છો?" તેણે જવાબ

દીધોઃ-"સારો આદમી ઇનસાફથી સદા મીત્રતામાં ખેંચાય છે, અને ખરાબ આદમીઓ તેઓની તરફ બતાવેલી દયાની લાગણીથી !" તેના એજ સદગુણને માટે એકવાર ફરીથી જ્યારે દરબારીઓને તેણે બબડતા જોયા ત્યારે તે બોલ્યો, "શું, ત્યારે તમો એમ કહો છો કે તમારી ઉપર રાજ કરવાને વાઘ અને સીંહ જોઇએ છે? તમો નથી જાણતા કે ઘાતકીપણું જંગલી એહવાનોનો ગુણ છે, અને દયા માણુસની અમીરી ખાસીયત દેખાડે છે !"

## દોહરો.

ક્ષમા વીશે સચ્ચાઈ છે, માનવીની મોટાઈ,
જેમ જુઓ સાકર વીશે, શુદ્ધ મીઠાશ સમાઇ.

પોતાના ઉપર તા૦ ૨૩ મી ડીસેમ્બર સને ૧૯૧૨ ને દીને છોડવામાં આવેલા "બૉંબ" નાં પરીણામે પાંચ અઠવાડીયાની સખ્ત બીમારીનું બીછાનું ભોગવી તા૦ ૨૭-૧-૧૯૧૩ ના રોજે પહેલીવાર જાહેરમાં દેખાવ દઈ હીંદી શેહેનશાહતની નવી રાજધાની દીલ્હીમાં વડી ધારાસભા (Imperial Legislative Council) ની પ્રથમ બેઠક ખુલ્લી મુકતાં લોકપ્રીય માજી વાઇસરોય **લૉર્ડ હારડીંજે** પોતાનાં ભાષણ દરમ્યાન હીંદી પ્રજાને નીચે પ્રમાણે માયાળુ સધ્યારો આપ્યો હતોઃ—

Whatever I may feel on the subject of the crime itself, I only wish to assure you and thee whole of India that this incidence will in no sens

influence my attitude. I will pursue without flattering the same policy in the future as during the past two years, and I will not waver a hair's breadth from that course.

યાને,–"આ ગુનાહ તરફ મારી પોતાની લાગણી ગમે તેવી હોય, છતાં હું તમોને અને આખા હીંદને ખાત્રી આપવા માગું છું કે આ બનાવ મારી વળણ ઉપર કોઇપણ રીતે અસર કરી શકનાર નથી. ગયાં બે વર્ષ દરમ્યાન જે રાજનીતી મેં અખત્યાર કીધી છે તે રાજનીતી ભવિષ્યમાં હું જરાપણ ડગમગ્યા વગર ચાલુ રાખીશ, અને તેનાથી એક બાલ જેટલા તફાવતે પણ હું પાછળ હઠીશ નહી."

ખરા અમીરી ખવાસનો અશરાફ ઇંગ્રેજ બચ્ચો ! તે નામદારની હીમ્મત, ડહાપણ, અને વીચારના ઉદારપણાંને ધન્ય છે. પોતાનાં **વચનને** તે કેવો ઇંચે ઇંચ સાચ્ચો નીવડી ગયો છે તે તો એક **જાણીતી** વાત છે. ખરૂંજ કહ્યું છે કેઃ—

**દોહરો.**

તોખમ તજે ન તોખમી, નેક તજે ન ખવાસ;
ભાગ્યો પણ કુવો જુઓ, બુજવ સઉના પ્યાસ.

---

**ચીનના** એક **શેહેનશાહ** માટે કહેવાય છે કે તેણે લડાઇમાં પકડેલા પોતાના દુશ્મનોને બીજે દીને દરબારમાં બોલાવી એક હારમાં ઉભા કરાવ્યા. સઘળાઓએ વાજબી વકી રાખી

હતી કે તેમનાં ડોકા છટકાવી નાખવાનો હોકમ તુરત બાહેર પડશે. પણ તેમની અત્યંત અજાયબી વચ્ચે શેહેનશાહે તેમને છોડી મુકી છુટાપણું બક્ષવા ફર્માવ્યું. દરબારીઓ ડાચું વકાસતા દંગ થઈ ગયા જે જોઈ શેહેનશાહ બોલ્યો કે "અગર હું તેમને ગરદન મરાવતે તો અલબતાં મારા એટલા દુશ્મનો ઓછા થતે. પરંતુ તેમને છુટાપણું બક્ષી મારા મીત્રો બનાવવાથી દુશ્મનો ઘટવા સાથ મારા એટલા મીત્રો વધ્યા છે, અને તેથી મારાં રાજ્યનાં રક્ષણમાં સામો વધારો થયો છે.

**દોહરો.**

નોશીરવાને પુત્રને નસીહત કહી છે નેક,
દોસ્ત હજારો હોય પણ, દુશ્મન ના કરતો એક.

---

સને ૧૮૬૪-૬૫ નાં વર્ષોમાં શેર સટ્ટાબાજીના વંટોલ્યાએ ખાનાખરાબીનો એક જબરદસ્ત મોજો ઉપજાવી એવું તો ભયંકર તુફાન ફેલાવ્યું હતું કે તેથી મુંબઈના વેપાર અને દોલતનો કોટ ભયંકર કડકા સમેત લોંય બરાબર થયો હતો! ભલા ભલાઓએ દીવાળાં કહાડયાં હતાં, હોરમત ગુમાવી હતી, બાપદાદાઓનાં નામ ડુબાડયાં હતાં. તે વેળાએ તીખ્ખા સ્વભાવનો પેલો બાહોશ બેરીસ્ટર **મી૦ થોમ્સ સી. એન્સ્ટી** હાઈકોર્ટમાં કામચલાઉ જજ નેમાયો હતો. સટામાં સપડાયલા જે જે આસામીઓના મુકદમા તેની આગળ નીકળતા તેઓની તરફ તે બેહદ સખ્ત થતો. આ ઉપરથી કેટલાક પારસીઓની આગે-

વાની હેઠળ અત્રેના દેશીઓએ નામદાર સરકારને એવી અરજી કીધી હતી કે, " ઇનસાફની ખુરસી ઉપર બેસી ઘણોજ આકળો સ્વભાવ, તોછડાઇ, તથા સખ્તાઇથી કેટલીક અણઘટતી અને ઇન્સાફની ગંભીરાઇને ન છાજે એવી ચાલ ચલાવ્યાથી તેને ( મી૦ ઍનસ્ટીને ) મજકુર ઓદ્ધા ઉપરથી દુર કરવો. "

એનો કાંઈ ફડચો થાય તેટલામાં તો તેના કામચલાઉ ઓદ્ધાની મુદત પુરી થવાથી તે પાછો ધારાશાસ્ત્રીનો ધંધો ચલાવવા લાગ્યો હતો. મી૦ એનેસ્ટીની જગાએ બીજો ધણી હતે તો તે એવી અરજી બાદ પારસીઓ સામે વધુ વેર વસાવતો રહ્યો હતે. લેકીન મી૦ એનસ્ટીએ ગઇ ગુજરી ભુલી જઇ એવો કાંઇએ ડગડગો રાખ્યો ન હતો. પોતાનાં નિર્મળ અંતઃકરણનો વહેવાર પુરાવો આપવા માટે મુંબાઈમાં સને ૧૮૭૩ના મોટી ચકચાર કરી ચુકેલા દોખમાવાળા મુકદમામાં તે અપોતી સખ્ત માંદગીની દરકાર ન કરતાં પારસીઓ તરફથી જાહેર પડી ખરી ઉલટથી પુષ્કળ કાળજીથી અને અસહ્ય મેહેનતથી મુકદમો લડી સામી ઓરડુને તથા પોલીસને માહત કરી પોતાની પક્ષને જીતાવી આપી હતી. એ તપાસ હાઇકોર્ટની ફોજદારી સેશન્સમાં તે વખતનાં નામદાર જડજ **મી૦ ગ્રીન** આગળ ચાલતાં તેણે મી૦ ઍનસ્ટીને ચટકો લગાડયો હતો કે, " જે પારસી કોમે મી૦ ઍનસ્ટીને ન્યાયાસન ઉપરથી ઉઠાડવાને અરજી કરી હતી તેજ પારસી કોમ તરફથી મી૦ ઍનસ્ટી એવી ઝહેમત ખેંચે છે? " આ ટીકા ઉપરથી કોર્ટમાં એવું ધારવામાં આવ્યું હતું કે સીહરાજ મી૦ ઍનસ્ટી તેનો કડક જવાબ

આપશે ખરા! પણ ના; તે તો ઠંડે કલેજે પોતાની ખુરસી ઉપરથી ઉઠી, નામદાર જડજને તોરમાં ડોકુ નમાવી, સઘળાઓની અજાયબી વચ્ચે પાછો બેસી ગયો હતો એવું સુચવવા કે, તે તુંડ તામસી સ્વભાવનો હશે, પણ તેનું જીગર કપટી કંગાલ તો નથીજ! બીજા હાથપર પારસીઓએ પોતાની વળતી ફર્જનું કર્જ ઘણી અચ્છી રવેસે અદા કર્યું હતું જેની વીગતમાં ઉતરવાનો આ પ્રસંગ નથી. એટલુંજ કહેવું બસ થશે કે આ કેશ ચુકયા પછી કોર્ટમાંથી જેવા પારસીઓ બાહેર હેઠલ આવ્યા કે મી. ઍનૅસ્ટીની ગાડી આગલ ભેગા થયા અને શેઠીઆઓમાંના વટીક કેટલાક તે નામદારની ગાડીનાં ઘોડા છોડી નાંખી પોતાને હાથે તે ગાડી ઘસડી જવા ઇનતેજાર થઈ ઉભા.

આ મામલો જોઈ ઉપરથી કોર્ટમાંથી બાહાદુર મી. ઍનૅસ્ટીએ હસીને કહ્યું કે "આટલું બધું કરવાની કંઈજ અગત નથી મેં ફક્ત મારી ફરજ બજાવી છે" વિગેરે ત્યારબાદ તેજ અઠવાડીઆમાં યા બીજે અઠવાડીએ ફક્ત થોડાજ દીવસમાં તે બાહાદુર વીરલો મી. ઍનૅસ્ટી ટુંક માંદગી ભોગવી આ ફાની જેહાંન કુચ કરી ગયો. સબબ કે આ દોખ્મા કેશની સખ્ત મહેનતથીજ મી૦ ઍનૅસ્ટીનું મરણ થયું, અને મરણ વેળા તેની પાયદસ્ત સાથ ગયલા પારસીઓનું સરઘસ ખાસ્સું એક માઇલ સુધી લંબાયું હતું, અને પારસીઓએ પોતાના પૈસે તેની યાદમાં નાદર કારીગરી અને કોતરકામનો સફેદ સંગેમરમરનો એવો તો સુશોભીત સ્થંભ સીવરીનાં કબ્રસ્તાનમાં ઉભો કર્યો હતો કે

જેવા સ્થંભ ત્યાં આગળ કોઇજ હશે !

એક વધુ તવારીખી દૃષ્ટાંત લઇશું. ઇંગ્રેજી હકુમતને પ્રજા વચ્ચે પ્રીય બનાવવાના દુરઅંદેશી ભરેલા ઇલાજ લેનારા પેલા પ્રતાપી વાઇસરોય **લૉર્ડ કેનીંગે** સને ૧૮૫૭ના બળવા (Indian Mutiny) પછી કહી સંભળાવેલા સખુનો અત્રે યાદ આવે છે. લૉર્ડ હારડીંજના ઉપલા શબ્દો સાથે કેટલેક દરજ્જે મળતા આવતા શબ્દોમાં લૉર્ડ કેનીંગ બોલ્યો હતો કે, "મારા બદનમાં જીવ છે ત્યાં તુલીક મારી હાલની રાજનીતીથી ઉલટી રાજનીતી હું ગ્રહણ કરીશ નહી. હું ગુસ્સે થઈ વહીવટ ચલાવીશ નહી. કાયદો અને સતા જેટલી મજબુત સુસ્તાકી આપે તેટલીજ દૃઢતાથી હું ઇનસાફ કરીશ. પણ હું જવાબદાર છું. ત્યાં સુધી હીંદી સરકાર હસતક એકબી કડવું અને બેહુદું કામ અથવા શબ્દ હું કદી બાહેર પાડવા દઈશ નહી. ઇંગ્રેજી પત્રોની ભાંડ ભાષાની હું રતીભાર દરકાર કરતો નથી." અસલ ભાષા અત્રે રજુ કરીશું:—

As long as I have breath in my body, I will purse no other policy than that I have been following. I will not govern in anger. Justice, and that as stern, as inflexible as law and might can make it. I will deal out. But I will never allow an angry and indiscriminating act or word to proceed from the Government of India as long

as I am responsible for it. I don't care two straws for the abuse of the British papers.

લોર્ડ કેનીંગના વખતમાં મામલો બહુ ગંભીર અને તીક્ષણ હતો, પણ એ અદલ હાકેમે હીન્દી સેપાહીઓએ જગાડેલા બળવાને ખાતર દેશની તમામ પ્રજાને બદનામ કરવા સાફ ના પાડી હતી, અને પકડાયલા બળવાખોરોને તોપને મોહડે ઉરાડી નાખવાની ગોરી પ્રજાની માંગણી તુચ્છકારી કહાડી હતી. તે નામદારની દીલસોજ રાજનીતી સામે આ દેશમાં અને ઈંગ્લંડમાં ઈંગ્રેજી છાપાવાળાઓએ એટલો ભારે ધુજારો ચલાવ્યો હતો કે કોઈબી ધણી હીંમત હારી જવા વીના રહે નહી. તે નામદારને ટીકાના બાણોથી તેઓએ વીંધી નાખ્યો હતો, એટલુંજ નહી પણ તેને વાઈસરોયના ઓહ્દા ઉપરથી ઉઠાડી મુકવા માટે તેઓએ વડી સરકારને અરજીઓ કરી હતી. સારે નસીબે તે વેળા નેક નામદાર મર્હુમ **મહારાણી વીકટોરીઆ**નો સઘળો ટેકો લોર્ડ કેનીંગને હતો, અને તેથી તેની રાજનીતી ફાવી અને નાહક ઉશ્કેરણી કરનારાઓની સઘળી કોશેષ સદંતર નીષ્ફળ નીવડી હતી. એવા બાહદુર અને હાતમ દીલના અમલદારોજ પરદેશમાં ઈંગ્રેજ સરકારની હકુમત તથા તેની નોક બાળવી રાખી શકે છે! એવા અમલદારો હીંદી રઈયતનાં માન તથા પ્રીતીને લાયકના છે!!

**સવૈયા છંદ.**

**ચંદનકો જીતના કાટો, કટ જાય, મગર બુ બાસ ન છોરે;**
**સોનેકો જીતના બાલો, બલતેબી તેજ ઉજાસ ન છોરે.**

કોહલુમેં પીસ જાય, મગર પીસકેબી ઉખ મીઠાસ ન છોરે;
નેકીમેં દુઃખ લાખ પરે, નેકીકા નેક ખવાસ ન છોરે.

---

બેશક શેહેનશાહ નોશેરવાન આદેલ પણ એશીઆં ખંડનાં પાદશાહોમાં સર્વથી મોટો પાદશાહ થઈ ગયો છે. એનાં દેશનાં લાભ વીશે એનું રાજ્ય ઘણું કીર્તિ ભરેલું થઇ ગયું છે. અને એની હેંશી વરસ ઉપરની ઉમર તથા ઉડતાલીસ વરસ કરતાં બી વધારે લાંબો વખત જે એણે રાજ્ય ચલાવ્યું તે સઘળી મુદતમાં એને એવા મોટા અને ઉમદા ગુણો દેખડાવ્યા હતા કે જેવા ગુણો ધરાવનાર પુરૂષોને એકમતથી તમામ આદમજાત માન આપે છે, અને એથી પણ વધારે એ છે જે એની જીંદગીનાં સર્વથી છેહ્લા દીવસો સુધી પોતાની આબાદાંની ભરેલી હાલતથી એ કોઇબી રીતે છકી ગયો નહતો. જે મોજમજાહ એની પાસે ભમતી તેમાંથી પોતાનાં મજબુત બિચાર અને ભલમનસાઇ ભરેલા ગુણોને લીધે એ બચી રહ્યો હતો તે પોતે ઘણી મોજમજાહ ભોગવતો નહતો અને બીજાઓને પણ તેવીજ નસીઅત આપતો ને છકી જવા દેતો નહિ.

આ જઇફ પાદશાહે પોતાની ભરજવાંનીમાં થયલી લડાઇની વખતે જેવી હોંશ અને ચંચલાઈ દેખાડવી હતી તેવીજ હોંશ અને ચંચલાઇ પોતાનાં મોતની થોડુંક આગમચ દારાના કિલ્લાપર હુમલો કરવા પોતાના લશ્કરની આગેવાની કરતી વેળાએ બી એને દેખડાવી હતી. નોશેરવાને ઇરાંનને પડતી હાલતે નોઈ

તેની કીર્તી પાછી વધારવા ઘણી કોશેશ કરી હતી. એની ફતેહો ઘણી હતી. તેમજ એની મોટી ચંચલાઇને લીધે જે મોટી શેહેનશાહત એણે સ્થાપી તે એ પાદશાહની આખર જીંદગી વેર ટકી રહી હતી એનાં રાજ્યની હદ ભુમધ્ય સમુદ્રનાં કીનારાથી તે એક સીંધુ (અટક) નદીના કીનારા સુધી; રાતા સમુદ્રથી તે કાસ્પીઅન સરોવર વેર, અયે ચુકસાઇનનાં દરીઆથી તે જકઝારતીશ નદીનાં દુર કીનારાવેર એ પાદશાહનાં હાકેમોની ફરમાબરદારી કરવામાં આવતી હતી. **નોશેરવાંનને** આગાહી હતી અને બનતા તથા બનનારા બનાવો માટે આ ચાલાક પાદશાહ હમેશાં પોતાની તર્કશક્તિથી પાંમી જઇ વલન લેતો હતો. એની હયાતીમાં એનાં દોખમાં બાએની એને કરેલી આગાહી એનાં મરણ પછી છેક ૨૦૦ વરસે ખરી પડી જે બાબે દોખમે **નોશેરવાંન** કેતાબમાં નીચે મુજબ લખાણ છે.

---

**ખુલાશો**—દોખમે નૌશેરવાંન કેતાબનો બનાવનાર રૂસ્તમ ઇરાંનીએ કેતાબમાં ખુલાશો આ મુજબ આપે છે કે-ઇરાન દેશની દરબારમાં આજ અરધી સદી ઉપર જે વારે સર જાન માલકમ બ્રીટીશ આમબેસડેરના ઓહ્દા ઉપર ગયો હતો તે વખતે સાથ ગયલા વિદ્વાન અંગ્રેજોમાંથી એક જણુને આગા મીર સાથ ઓળખાણુ થઇ હતી. આ આગામીર ઇરાનમાં મોટો મરતબો ધરાવ્યા સાથ કામેલ ને ઓલમા હતો, તેણે એક ફારસી કેતાબ બ્રીટીશ વઝીલાતખાતાના તે ઇંગ્રેજ વિદ્વાનને દેખાડી હતી, તે તેણે પોતાના પુસ્તકમાં છપાવી હતી તેમાં શાહનશાહ નોશેરવાનનું દોખમું ખલીફ હારૂન-અલ-રશીદ જોઇ આવ્યો અને તે

દરમ્યાન મલેલી નશીઅતો પેહલવી હતી. તે ફારસી તરજુમો થયલી આજ પણ ઇરાનમાં દરેક બચું શાહેર શેખશાદી શીરાઝીની ગુલસ્તાન માફક શીખે છે. ને તેમાં આવેલી ચાનાક યાદ રાખવામાં પોતાને લાભ સમજે છે. તેમજઃ—

જે દેખાવો, જે બયાંનો ને નવી નવાઇ ને નશીઅતો છે તે નામીયા ખાલીફને તે જમાનામાં મલેલી, આમેહુબ છે. ખાલીફ હારૂન–અલ–રશીદ, શાહાનશાહ આદેલ નોશીરવાન પાછલ લગભગ ૨૦૦ વરશે બગદાદના તખત ઉપર આવ્યો હતો, અને તે મોટા મરતબાવાળા તે જમાનાના આલમના મોટા ખેરખાહ ખલીફે પોતા આગલ ૨૦૦ વર્ષ થઇ ગયલા શાહાનશાહ નોશીરવાનનું દોખમું જોયું અને ઇરાની શાહાનશાતનું નામ જેહાનમાં પુરેપુરી જાહોજલાલી ને રોશનાઇથી રોશન કરનારનું અશો રૂવાન નવા સાજપોશાગ સાથ ઘટતી માવજતે તે મરહુમ શાહાનશાહની આગાહી માફક દોખ્માંમાં ઠેકવ્યું, એ બેશક બનેલી વાતને સાચી હકીકત છે. રેવાઅતોમાં પણ હાથનું લખાંણુ એજ મુજબ મળે છે.—આ લખાંણુ મારા પાસે લખેલાં હાથનાં લખેલાં લખાંણુને તદ્દન મળતું છે.





# દોખ્મે નોશેરવાન.

અથવા

## મહોમેદનોનો મશહુર રાજા ખાલીફ હારૂન–અલ–રશીદ, શાહાનશાહ નોશેરવાન આદેલનું દોખ્મું જોવા ગયો તે હકીકત.

---

**બગદાદ શેહેરની બામદાદ–નોશેરવાનનાં પાયતખતનો પતો.**

ઝલકતા આફતાબની સોનેરી કલગીર આસમાનના તખતા ઉપર જાઓજલાલ ચલકાતથી રોશન થઈ હતી, અને બગદાદ શેહેર ઉપરનો અંધકારનો પડદો તરત ઉચકાયો હતો, તેથી એશીઆનું નામીચું શેહેર તેની જાઓજલાલી તેમ દબદબાએ તલેશમ મીશાલે ખીલતું ચાલીઉં. મેહેલો અને મશજીદોના બુલંદ કંગુરાઓનાં સોનેરી રંગ આફતાબની રોશનીથી આસમાનતાઈ દેખાતાં તમામ દમામ અને દોરમાં પુરાં થયાં હતાં. મોહટી મસજીદમાં સોદાગરો, દરબારીઓ, મુલાંઓ, કાજીઓ, મીરો, શાહાજાદાઓ વગેરે, શું અદના કે આલા, સરખી રીતે દીન મહજબની તાબેદારીમાં ગુઠણ સરડીએ ગુઠાયા હતા, તેવામાં ખાલીફે બંદગીની બાંગ આફતાબના પેહેલા ઝમકારાથી ગુજારી. સઉ પોતપોતાની ફરજ અદા કરવાથી તનદરોસત અને મગરૂર

બીજાજે ફરાગત પામી ચાલતા થયા. આફતાબનાં આસમાનમાં દમબદમ ચઢવા સાથ બગદાદીઓ પોતપોતાના પેશામાં મશગુલ થતા ચાલ્યા. કાજીઓ ઇનશાફના મકાનમાં ગંભીરતાથી બીરાજતા, મુલાંઓ અને મોલવીઓ માનવી નીતીના સબકોની વાયજથી મસજીદ ગજાવતા, મીરો પોતાની દબદબા સાથની સવારીથી પાખરબંદી ઘોડા ઝોકાવતા, દરબારીઓ પોતપોતાની પદવીના જલા ને કોલાહલથી અને શાહજાદાઓ દમામી કોલાહ અને જરી પોશાગ સાથ કમરે લટકતી શમશેર અને હાથમાં સોનાના ચાબુકે ઘોડેસ્વાર, પેહલવાની ઢપે ખાલીફના મેહેલ તરફ વધતા હતા. શોદાગરો, એક જાતની લેવડ દેવડના કરનારા નહી, પણ કંઇ કંઇ તરેહ તરેહ, જેમકે ઘોડાના, ઝવરેના, રેશમ અને ઉન કપડના, જર જહવેરી પોશાગોના, હાથીદાંતના, શુના ચાંદીના, બેસુલાં પથરની બાજુબંદના, ખુશબોના, મેદીના, દવાના, અથીઆર–બખતરના, ખુબશુરત ગુલામબાંદીના, નવી નવાઇ રીતે શીખવેલાં સોહામણાં પંખી, અને સુનાને હીરકબીજરાવ શાંકલીથી બેસુલાં પીજરાંનાં ખુબ હલક લલકારના બાંધેલા બુલબુલોના વગેરે, પોતાના પેશામાં બીરાજતા જતા હતા. આ પળે કાશમીરી ઉંચી શીઆલો વેચનાર કાશમીરીની દુકાન ખુલી થઈ, તો બીજી પળે ચીનના રેશમ ને જર–કારીગરીના રેજાઓ વેચનાર વેપારી ચીનો પોતાની પેહેડી ખોલી બેઠો, તો તે પાછલ હબશાનનાં હાથીદાંત અને સોનાના શોદાગરો તાજીમથી બીરાજ્યા, કે પછે હીંદનાં જરજહવેરની લેવા-

લીથી બગદાદનું બજાર હલીમલી રહેલું છે. મીશરની મોટી અને તે તરફની કારીગરીની બાજુબંદો ઉપર બગદાદી મેહેરૂઓની બાંદીઓની ધમાલ ચાલી હતી. ઇરાનથી ખુશબો અને કવીતા લખાનની કેતાબો ઉપર ભલભલા મરદ ઓરતો ભારી કિંમતે ખરીદી ચલાવે છે, અને યુનાનની દવા સોનાને તોલે હકીમો પોતાના ઘરાકો ખાતર ખરીદે છે, આરબસ્થાનના સરસ ઘોડાઓ પાદશાહી મેહેલની કીમતે ચુનનદાઓ લેતાંજ તે પંખેરૂ ચલનના જાનવરની તપાસની તે જમીન ઢઢણાવે છે, વગેરે ખુબસુરત ગુલાબો ચેહેરેની બાંદીઓ અને નવજુવાન ગુલામો, પેહેલવાનોને બરના બખતરો અને હથીઆરો. માનવી બોલી બોલનારાં બેકીમતી પંખેરાંઓ, બાધુરીની તરેહ તાલીમ લીધેલાં રંગ રંગીન વાંદરો, અકલ અને નજર હેરત કરનારા તરેહતરે નાચનારા સાત-રંગીન મોરો, ગાયનકર હીરામનો, તુતીઓ, મેનાઓ, અને કસબી જરતારી ભરતના હોદણ અને હીરાજડીત સાકલ્લી જંજીરમાં ખાલેશ ચાંદીનાં પીજરાંમાં મધુર રાગ ગજાવતાં બુલબુલ મેના વગેરે તમામ જમાવથી બગદાદનો પરચુટણ બજારવાડો ખરે બાદશાહી ગંજખાનું હતું.

કંઈ કંઈ બુલંદ હવેલી અને બાગબગીચાઓમાં ઇરાનીઓ પોતાની અશીલ અને શોચાણી લખન અને તેજીમાં, મોજ લોક કે કામમાં, કંઇ કંઇ બાગબગીચાના એવાનમાં મગરેબ લેહેકીથી નાચતાં ઝુલફાંના ગુછરાંવાલી ગજલો લલકારતી અને સેતાર લંબાવતી ગારજ્યન અને શરકાસ્યન ગુલબદનીઓ નખરાં ને નાજનાં

ઇશકથી મોહબતના ઝમકાટમાં ! તુંદ તુરકીઓ, અસલ આરબો, આજેજ આરમાનીઓ, અકલમંદ હીંદુઓ, અને પક્કા ક્રીસટીઓ પોતાને પોશાગે અને સ્વભાવે બગદાદને મુબારકબાદી આપતા હતા; જાણે તમામ દીન દુનીયાં જાણવા સારૂ આ એક શેહેર, સોભા, સફાઇ, નવાઈ અને જુદી જુદી જાતીના માનવી, જનાવર, અને વસ્તુ મેલાવડાથી દીપતું હતું.

સંગેમરમરનો મોહોટો મેહેલ, જેના ઉંચાં શુનેરી ઘુંબજો ગોયા આસમાનમાં ખોસાયલા, એવો બુલંદ પાહાડ મીશાલે દેખાય છે. તેની ઉપર પડતાં આફતાબી કીરણો તે સંગેમરમરની સફાઇને ઝલકાટમાં દીપાવે છે, ફરતી તે મેહેલને ચુનાની દપની કાલા પથરની દેવાલ, લોખનની કીલેબંદી જેવી છે, તે કીલેબંદીના મોહટા બે દરવાજાને મથાલેના કંગુરામાં પાદશાહી નગારખાનાનાં બે મુખ્ય મથકો કીધેલાં છે, જેમાંથી દીન અને રાત દમબદમ આશમાન અને જમીન ધ્રુજે એવા અવાજ નીકલે છે.

તે કીલેબંદી દરવાજાની સફી સો સો બખતર અને હથીયારબંદ જવાનો કાંઇ કામ પડયું તો હજારોના મેદાનને ઘુમ્મવા હાજરના હાજરજ છે. બીજા પાંચ હજાર હથીયારબંદ પાંચ ટોલાં તે કીલેબંદી આસપાસ ચોકી ખાતર ફરતા ને ફરતાજ છે. તે મેહેલની મગરેબ બાજુએ પોલાદી જબરી શાંકલથી બાંધેલા આતશી જુસ્સાના પચાસ સીંહો અને પચાસ ચીતાઓ બુલંદમાં બુલંદ તનના અને તેજ પંઝાંનાં તનથી છુટા જુહુલાંનો લેતા રહેલા પોકાર ઉપર પોકારો મારતા ને મારતાજ

છે. તે કીલેબંદી દેવાલ ઉપર ગોઠવેલું હથીઆરોનું કુંડાલું આફતાબનો તાપ ખેંચીને જોનારની નેગાહ નીચી નખાવે છે. કંઇ કંઇ છુટા ઘોડેસ્વાર જવાન પેહેલવાન બચ્ચા એવાતો તતરબંદ બખતરે ને નાગી શમશેહેરે હતા, કે આંખ પલકારથીજ કટલ ચલાવવાને બીડુ જરફેળ! તે અજાએબ ત્રાસ પમાડતે.

કીલેબંદ મેહેલ હારૂન-અલ-રશીદની તખતનશીની હતી; તે પાદશાહાત મેહેલના દરવાજેથી નગારાંના ભારી અવાજે નીકલ્યા કે, દરબારીઓ અને વજીરો અને મીરો અને શાહાજાદાઓની સવારી અને સેનાઓ તે દરવાજે પદવી પરમાણે દાખલ થતી ચાલી; અને પછે બાદશાહી કરનાએના અવાજ સાથ નીમા ચાંદનો જુનદો એકાએક વંટોલ મીશાલે હવામાં ઉડતો હતો કે સપેહસાલારો, સરદારો, સવારો, અને પીઆદાઓએ મ્યાનથી કાઢેલી શમશેર હવામાં ઘુમાવીને ઝલકાટના હદીયાથી આફતાબને ઘડીભર જાંખો કીધો. પછે ડાબો હસ્ત છાતીએ મુકીને નીચી નેઘાથી શમશેહેર મ્યાન કીધી. સઉ સ્થીર થયું; જાણે હવાએ પાનવટીક હીલવવાની હોમત કીધી નહી. પંખી વટીકનો એક જીનો શરીદ નીકલીયો નહી, મોટા મોટા દરબારીઓ નેતર મીશાલે ધ્રુજતા બનયા.

ઈનશાફના એજમતી મકાનમાં ગુનેહગારો પોતાના શકમંદ નશીબાથી બેફામ ધ્રુજતા ઈનશાફદાર મુરબ્બીની રાહ શક અને ઈનતેજારીથી જોનારા મીશાલે કમરથી વલેલા અને તવાજોથી ખરે પગે નમેલાઓ વચ્ચે જવાહેર મઢેલાં ખાલેશ ચાંદી હાથીદાંત તખતે

ખાલીફ હારૂન–અલ–રશીદ, ઇશલામી મહજબ માનનારાઓનો મુખ્ય બીરાજીઓ. વજીરે દુવાના હાથ પોહોલા કીધા અને તેનો અમલ અને ઉમરની જાલવણી લંબાણ જાલવવાની બાંગેબુલંદ નેક દુવા ચાહ્યા બાદ તમામ દરબાર મલાજાથી તવાજે બજાવી નીચી નેઘાએ ઉભી.

ખાલીફની તારીફના બેત પાદશાહી શાહેરે ભર મીજલશમાં કહ્યા અને ખાલીફ ખુશ મીજાજે મીજલશીઓને માન ને મોબ્બાની નેઘાથી જોતાં "જાફર ! દરબારના કામ શીરૂ કર" એમ બોલી ચોતરફ ચબરાક નજર ફેરવવા લાગો.

"મુશલમીન મજહબના મુરબ્બી ! રૈયત આબાદ અને ખુશાલ છે. આપ પાદશાહતના સાહ્યા તલે તમામ જાતના અમન ચમનમાં છે. તાબેદાર પાદશાહાત કાયદાસર આપણું વાવટાનો રોબ ઇમાનદારીથી જાલવે છે. આપણાં મોહટાં રાજની હદ એક નાકેથી તે બીજા નાકાં તલગ હોમાયુન ખાલીફના અમલ તલે શાદમાન છે."

"અને પેગમ્બરના મહજબથી ચાલતી આ પાદશાહાત આગલ બીજા મહજબના પાદશાહોના અમલમાં આ રવેશ સંપ ખુશાલી ને ચેન ચમન તેમ સલાહ ચાલી હતી ?" એમ ખાલીફે પુછયું.

જાફર પોતાના ખાલીફના આ રવેશના અજાએબ સવાલથી ચુપ થયો. દરબારનો દેખાવ દેહસત ભરેલો દેખાવા લાગ્યો અને થોડો વખત સઉ ઇશલામી દરબારીઓના મોહનો લાલ રંગ વગર ઝલકાટનો બનીઓ !

"શું કોઈજ પાદશાહ કે પાદશાહત નહીં?" એમ ફરી ખાલીફે સવાલ કરીઓ.

મીજલશ દરમ્યાન એક બુઢો જેની કોલાહ અને જબ્બો તેના મોહટા માનભરેલા મરતબાની નીશાનો હતી, તે ઉઠયો. તાજીમ અને તવાજેની પાદશાહી કીરીઆ કીધા પછે ભારી ગંભીરતાથી બોલ્યો—"શાહાનશાહ નૌશેરવાન આદેલનો જમાનો આપણી આ જાહોજલાલ પાદશાહત કરતાંબી વખાણુ ભરેલો ને બુજરેગીથી ગુજરેલો કહેવાય છે. આદેલ નૌશેરવાન એ નામ પેગમ્બરની પાક કુરાનમાં ઇજતને પામ્યું છે. તે શાહનશાહ અને તેની નેક શાહનંશાતનો રોબ, ને દમામ ને ઈનશાફ ભરેલો અમલ સેંકડો વરશો ગુજરતાં ઇનશાનની યાદીથી તજ પણુ ખીશીઓ નથી. આદેલ નૌશેરવાન થયલા અને થતા પાદશાહોમાં આફતાબ મીશાલે આશકાર રહ્યો છે અને રહેશે." એમ બોલીઓ.

"જંગબાજ અમલ ચલાવનારા ફતેહમંદ ઇશલામી ખાલીફ અને સુલતાનોના જમાનાની નોંધ તે આદેલ નૌશેરવાનનાં જમાનાથી શું ઉતરતી ગણાશે?" એમ ખાલીફે પુછીઊં.

"સીર ખાકમાં નાખી ચાહું છું કે જેહાંનમાં ઇશલામી મહજબ અને સલતનત દીન-બ-દીન વધુ બુલંદ અને બરકરાર થજો, પણ ઇશલામી મહજબના ખાલીફા, તે આ આદેલ નૌશેરવાનની પાદશાહાત ને ઈનશાફને દાદ પાસ બીજા પાદશાહો ગેયા માહતાબ પાસ સેતારા છે!"

"એફીકર હીમતથી બોલ બુજોરગ દરબારી, કે તેવા જેહાંનના દાદખા આદેલનું રૂવાન કાહાં હમેશની કરારીમાં પડયું છે! કે તે જેવા કેશરની અવલમંજલ જગાને શેજડો કરવાની મારી ખાએશ થઇ છે!" ખાલીફે સવાલ કરીઓ.

"તો સાંભલ ઓ આદેલ હારૂન, ઈશલામી દીનના આફ્તાબ, સાંભલ કે માહારા બુજોરગ નીઆગાનો કહી ગયા છે, કે મદાયુનમાનાં તેના પાદશાહી મેહેલથી થોડીક ફરસંગ દુર તે નેક આદેલ શાહાનશાહાનું દોખમું છે. જમાનાના ફેરફારથી મદાયુન શહેર પાયામાલ અને તેના પાદશાહી મેહેલ ખાકનશીન થયો છે. તોપણ બાજે વખત કોઈ કોઇ મુશાફરોથી તેની નીશાનોનો પતો મારા સાંભલવામાં આવ્યો છે!"

"તારે ઓ પીર દરબારી મરદ, આપણે અગર તે શેહેર તરફ કુચ કરીએ તો તે આદેલનાં દોખમાને શેજડો કરવા પામ્યે?"

"શેજડો! નેક ખીઆલોનો પાર ઉતારનાર અલ્લા છે. પેગમબરના કસમથી માહારા વડીલોથી સાંભળ્યું છે તે સાચું કહું છું, કે મદાયુનના જંગલમાં હજી તે નેક કેશરાનું દોખમું હઇઆત છે. અંદરની કેફીઅતનો હેવાલ કોઇને માલુમ નથી, પણ બાહેરથી દોખમું કાલા પથરની ફરતી દેવાલથી બુલંદ ઉઠાવેલું છે, તે એટલે તલગ કે નજદીકીમાંથી જોતાં પણ ફક્ત બુલંદ પાહાડ દેખાય છે. છેક નાવંદની લડાઈ તલગ તેના દરવાજા ખુલતા હતા અને લખો આતશપરસ્સત ગબરો, તે નેક હોમાયુનને શેજડો કરતા હતા; પણ જ્યારથી ઇરાની પાદશા-

હાત, જમાનાએ મોકુફ કીધી, ત્યારથી તેનાં દરવાજાની નીશાન કે ચઢવાની સીરીનો પતો, તમામ ગુમ થઈ હવે તે ગોયા એક સીહા અંધારો ગુમબઝ જણાય છે. ”

જેમ વંટોલીઓ પલમાં ફેલાઈ જે વચે આવે તેની પાયમાલી કરી પોતાનો રસતો કાપે, તેમ તે આદેલના દોખમાનાં શેજડાના ખેઆલે ખાલીફના મનમાંથી રાજપાટનો જોસ્સો નરમ કરી નાખ્યો. તે બોલ્યો–“ એકવાર તે નૌશેરવાનનાં મહેલનો દબદબો ને દોખમાનો મોજેજો જોયા વગર એ હારૂન તું પાદશાહાત ચલાવનાર સરસ ખાલીફ ખપનાર નથી. દરબારીઓ. મારા કેસમતનો લેખ મને ખુલ્લો વંચાય છે કે માહરે ભારી દબદબા ને દમામથી એકવાર તે આદેલનું મદાયુન શેહેર જોવું ! તે મેહેલમાં હું કરાર કરૂં, અને દોખમાને શેજડો બજાઊં. અને તઇયાર થાઓ મારા દરબારીઓ. ”

---

## નૌશેરવાન શાહાનશાહના મદાયુન શહેરનું બયાન– હારૂનની તે શહેર સાથ મુલાકાત.

બરી બામદાદમાં પંખીઓના હલકથી ગાના ચાલેલાં, ચાન દમાંમથી પ્રકાશેલો, રૂપેરી રોશનીમાં લીલા દરખતો અને ફુલફલની કલીઓ સામે ખુલખુલોનાં ગાયન પર ગાયન ચાલેલાં. બોલકણું પંખીઓના પલટા ને તાનથી તે થંડો વખત વધાવો પામ્યા પરમાણે હતો. આશમાન માફકજ જમીન ચલકતી. આશમાન ખાલેશ રૂપેરી અને જમીન લીલોતરીથી સુધ લીલાં

રંગીન પાનાઓથી જડાયલી દીસતી હતી. તે આનંદી વખતનો ખુબસુરત દેખાવ, થંડો, વગર ગરબરનો, શોહોરમ અને લેહેકીથી નવાજેશ પામેલો હતો. બામદાદ, મરઘાઓની બાંગ સાથ મુલાંઓની બાંગ ચાલુ થયલી, જરાજરા પસંદ પડતી ગરબરથી દીવસની શરૂઆત રચાતી ચાલતાં કાગના ફાગથી ચંદનીમાં બંદગી ગાજી નીકલતી. કલીઓ મગરૂરીથી પોતાના બદનને ખીલવવા લેહેર અને તોરમાં ડોલતી, તેવામાં વજનતરોના અવાજોના તાન, અલાપ, સુરથી બગદાદના ખાલીફનો આરામ-મેહેલ ગાજી નીકળ્યો. એશઆરામ અને આશાએશે જાણે રજા લઈ જવાનું મંડાન કીધું હોય, એમ બગદાદની જુમા મસીદમાંથી બંદગીના અવાજો નીકલવા લાગા. ખાલીફની સવારી તઇઆર થઈ. હોકમ અને અમલની જાણે એકજ પલ હોય તેમ તે બગદાદ, બીજી ગુજરતી બામદાદો કરતાં આ બામદાદે જુદીજ રીતે હો હા ને ગોંધાતથી મચી રહીઊં !

હાથીઓ બે કીમતી ઝવેરોની પાખરના, ખાલીફની સ્વારી આગલ, પોતાની માહાવત અને શાહજાદા સવારને લઈ ચાલતા, તે દરમ્યાન વચોવચ એક સફેદ હાથી ઉપર જર ગોહરના પોશાકે ભારી કીમતી તાજથી ખાલીફ હારૂન-અલ-રશીદ બીરાજેલો હતો. જરબફતના દેખામાં ગરકાવ ઊંઠો ખાલીફના જર જહવેરના હથ્યાર અને ખજાણા સાથે, પાછળ વજીરો ઘોડેસ્વાર પોતપોતાના મરતબા સાથે, પછે સોદાગરો માટેલા ઘોડા ને ખચરો સાથે, અને બાકી દરબારીઓ પોતપોતાની સગવડે ઘોડા કે ખચર ઉપર,

અને છેલ્લે સઉ જનના રેસાલા સઉ સઉની પાયરી અને દરજાથી ખચરો કે પાલખીઓ સાથે; એમ એ તમામ સવારી સુરા સરદારો અને લશ્કરોથી ઘેરાયલી જુમા મસજીદમાં ઉતરી બંદગી ને દુવા ગુજારીને કુચ કરી ચાલવા લાગી.

આ જોવા બગદાદની ખલક જમાવ થઈ હતી. સઉ પોતાના સરસ પોશાગે ખાલીફને સલામ આલેકુમ અને પયારની નીશાન દેખાડતાં-કોઈ જુવાન રાણીઓ ફુલનાં હાર વધાવતી-કોઈ કુમારી શાહજાદીઓ મોતીનાં ખોબા ફેંકતી-કોઈ ખુશઓના દરા ઉડારતી-કોઇ અમીર ઉમરાવજાદીઓ માણુકના બાજુબંદ ભેટમાં આબાદ અમારીમાં નાખતી-કોઈ સોદાગરજાદીઓ ગોહરની નવી નવાઇ ખાલીફને દુરથી નવાજતી-કોઈ દરબારજાદીઓ પોતાને હાથે કીધેલી કશબી વણુતના રૂમાલો હોઢારતી-કોઈ સરદારજાદીઓ પોતાના નીકાબ જરફથી ઉડાવી ડાબી ચશમથી ખાલીફને શલામ બજાવતી-રઈઅતની બાનુઓ તો ખુશાલીના ગાયનના પોકારોમાં પોતાના ખાલીફને પ્યારથી નેક દુવા દેતી ને ફીદા ફ્રીદા થતી-મરદ રહેવાસીઓ પોતાનુ કામ બરાબર સમજીને ખાલીફને જોતા ગુઠણુ મરદીએ નમી જતા, એમ એક ભારી મહીમાની બામદાદ ગુજરી સુરજ આશમાનપર દેખાતાંજ બગદાદનો ઓહટો દરવાજે ખાલીફના હાથીએ પસાર કીધો અને વેરાન જગા સુંદર શરોદના વજંનતરના લલકારથી રીજતી અને પોતાને ભાએગશાલી બનાવતી તે મુશલમીન દીનના વડા ઢામને હસી ખુશખખતે વધાવતી હોય એમ જણાતી. શેહેર છોડી

સવારી આગલ ચાલી. હવે જાણે મુએલાં બીઆબાનો જીવતી જીંદગીમાં આવીને રૈનક ને અદા ને દબદબાના શાહાનશાહી ઠાઠમાઠથી એક પેહેલવાન મીશાલે હતાં. ચુનનદા હથીઆરબંદ સવારો પીઠ ઉપર હથીઆર મીશાલે લઢાયલાથી તેઓનાં શુર વધી જતાં હતાં. ઝાહડ પાન ને ઝાડી જે ગોયા હાથ પગ મીશાલે, તે અડચણમાં આવેલી દીસવાથી પટોપટ કપાઈ એક બાજુ પડતાં; જાણે પોતાના રશાલા સાથ જબરદશત જંગબાજ પેહેલવાનજ જુમબેસ ભરેલા દેખાતા હતા. એકબારગી આશમાને ખુલા સુરજ છતાં તે લશ્કરની ગેરદથી પોતાને આંખો જોયો !

મુશલમીન રંગીન ધજા એક નવી જાતના પંખી મીશાલે હવામાં બુલંદ ઉડતી હતી, જેથી પંખેરા ડરીને તે બુલંદીમાંથી નાબુદ થતાં હતાં. હવા ને ચમકાટે બે ખેલ શરૂ કીધા હતા, અને તેથી આશમાનના ઢંકાયલા ઉજાસ વખતે તે, એક નવા રંગ ને ઉજાસની બલીહારી ઓર હતી. ખાલીકની વાત તો માનવીમાં થતી નહી. ઝવાહેર ને મોતી ને માણકમાં ગરક તે બેમુલી ઝવેરી આયના મીશાલે ચકચકીત હતો તેની ઉપર ઝહાવદાર ગુમબજી છતર ચકી મીશાલે ફરતું ગુલામોએ પકડેલું હતું. ખાશ પાશબાનો આગલ અને પાછલ–આસે અને પાસે–બારી રોબમાં દીપતા હતા, તેઓના ખુબસુરત પણ ઝનુની જબરા દેખાવના ચેહેરાનું તેજ સાધારણ માનવી જોતાં ધ્રુજે.

પલકારો અને મીઆન બાહેર ગુમતી શમશેહેર અને હાથની

ઝડપથી આ વખતની હસતી આ વખતજ નીસતી કરે, તેથી તે જબરાઓની દેહેશત સરવ ઠેકાણે રહેતી હતી. એ રીતે મનજલ દર મનજલ પાદશાહી છાવણી ને મોજ જોક ને ખુશબખતી તેમ નવી નવાઇ જોવાની ઉમેદ ને ઉલટ સાથ કુચ કરતા મદાયુન શહેરની સરહદમાં આવી પોહોંચીઆ.

ઇરાનની અસલ તવારીખ સાથ મદાયુન શહેર ભારી તાલુકો રાખે છે. તાંહાંના પાદશાહોની વરશોના વરશો આ શહેર તખતનશીની હતી. આ શહેરમાં શાહાપુર અને નૌશેરવાન જેવા દુનીઆના મોટા અને જબરા શાહાનશાહો શાહાનશાત ગુજારી ગયા.

ગંજ અને ખજાનાનાં તે એક ભંડાર તરીકે અસલી જમાનાનાં નામીચા શહેરોની સફમાં મુખ્ય બીરાજેલું હતું. દર બામદાદ આફતાબ તેના રોબને દમામથી શરમાતો, અને તાબેદારીથી તલુ થતો. સરસ માનવીઓની કીંમત કરનાર તે સર જમીન હતી. અને તેની તલવાર હરદંમ ફતેહમંદ અને ઢીકતી હતી તેનો પેહેલવાન જાંહાં તાંહાં ઇજત ને બહાદુરીમાં ફરતો હતો. તેનું નામ એક ખુબસુરતી તરીકે નાજનીનો પોતાના મોહમાં ગાતી હતી. ઇરાનની જાહોજલાલી જોવા અને તેની કારીગરીની વખાણ જાણવા કંઇ કંઈ પાદશાહો મોહબતથી તેની મુલાકાતે આવતા, અને તેના મહીમાથી મોહીત થઈ તેના શાહાનશાહના દીદાર ને મેલાપથી ખુશાલ જીગર થઇ કુચ કરતા; પણ હમણુ તે એક છુંદાયલા પેહેલવાની બદન મીશાલે જાણુ તેના મહેલોના કંગુરાઓ ઉડી ગયાથી તે વગર ધડના માનવી જેવા, તેની

દરબારોના છાપડાં ને દરવાજાઓ બાલી નાખીઆથી તે ખુલી જગા ગોયા ફાડી ખાનાર જન જનાવરોના કોહ, અને તેની નેહરો કાદવ કીચલના ભંડાર થયલા, તેના બાગ બગીચા, કાગ અને વાગના મકાન બનેલા, તેની ધજા ઉડતી જગા ઉપર આજ કજા પામેલા જઇ પડેલા; તેના ગંજખાનાના ભંડારોમાં કોઇ કોઈ પુરાની માયાથી જોડાયલા માનવીની બેઠકો, જાંહાં પાદશાહી કરવાને આજ જાહોજલાલ શાહાનશાને ઠેકાણે શેર હતા.

તેના કીલ્લામાં સીહાઇએ રાજ મચાવેલું, તેની ઉપર આજ આફતાબ કોફ ને દયાથી પરકાશેલો, તેના ફલ ને ફુલ જે નાજુખ બદનીઓની શેજને શંગાર, તે આજ ઝેરી અજદહાના મકાનની નીશાન, પેલા પાદશાહી મદાયુનથી આ તદન નાચાર નાદાર મદાયુન શહેરને દરવાજે હારૂન-અલ-રશીદ પોતાના ભારી રસાલા સાથ દાખલ થયો. તેની નેધા કોઇ કોઈ બુલંદ જગો ઉપર હેરતમંદીથી ઠરી.

જે ખીઆલે તે વંટોલીઆની માફક ઘુમીઆ કરતો ને પોતે બળવાન શાહાનશાહ છતાં તથા મરતબાએ મોહટા મનનો જે ખીઆલી, તે ઉપરાંતનો આ ખીઆલ, તે પાર પડી શકયો તેથી તેના મનને કરાર થયો હતો. તેની આંખો. મદાયુન શહેરનો પહેલો દેખાવ ખોલતાં, જેમ ચીંતારો પોતાનાં હુન્નરનો ચીંતાર જોઇ રહે, તેમ ઠેરવઇ રહી હતી ?



**ખાલીફ હારૂન-અલ-રશીદ મદાયુનમાં આદેલ નોશેરવાનના મહેલમાં મુકામ કરીને તે નેક શાહાનશાહના દાખમનો પતો મેલવવાની કોશેસમાં છે.**



મદાયુન, ખાલીફના દબદબાથી ફરી એકવાર આગલા દમામમાં ગાજી નીકલીઉં મુશલમીન સેનાની છાવણીથી તેનો રંગ ફરી ગયો. જાંહાં તાંહાં નવજવાન સીપાહ બચાઓના મુખરા ચમકવા લાગ્યા. તેમાં રહેલા કોઇ કોઇ અસલી વતનીઓ ખાલીફના ઉતારાથી શાદમાન થયા. થોડીજ પલમાં તાંહાં દરબારો ને જનાનાઓ મંડાયાં. ખાલીફની બગદાદની દરબારનો રોબ ગોયાં મદાયુનમાં ઉતરીઓ હોય એમ દીસતો, લખોલખ રોશન બતીથી જાણે આસમાન જમીન ઉપર ઉતરીઉં હોય એમ લાગતું. ગાયનનાં તાન ને રામશગરોના નખરાં જાહાં તાંહાં તંબુમાં ચાલેઆ. સઉ ઠેકાને રંજથી આસુદાં થવા મગન એશ આરામમાં ચકચુર હતાં.

મદાયુનમાં રાત, આગલા કસા હીસાબમાં ગણાતી નહી. સબબ જાહોજલાલી તે ગોયા જંજાલી ઠરતાં સદા ખીઆમણી લાગતી શેતારાઓથી જાંખા, ચાનખી ઘેરાયલો અને મેહેલ ને બગીચા વેરાન, એટલે રોશનીની કોતાઇ, એથી તે એક અંધારાગારની પાયરીએ હતું, તાંહાં હારૂનની હમણા બેઠક થતાંજ જાદુગરીની મીસાલે તમામ ખેલ ખેલવત હસતીમાં આવી અને

એક નવાઈ ભરેલા મહીમાથી ગુજરવાની કબુલાત આપી દીપવા લાગી. વાદલમાં છુપાતો ને ઘેરાતો ચાન આ વખત દબદબાથી આશમાનને તેજ કરતાં, જમીનને ખુબસુરત બનાવતો હતો, કંગાલ નાદાર મહાયુન ખાલીફ્ના દબાદબાથી હસતું થઇને પોતાની પુરાંની આશનાઇને હોંસથી ભેટતું હતું, અને પોતાના ફ્રેલા નશીબા ઉપર મુબારકબાદી ચાહતું હતું. દરખતે દરખતે આંધેલા ઘોડાઓ, અને છાંયે છાંયે રંગરાગમાં ચકચુર નોકરોનો, તે ખંખાર, તે પોકાર, કેઆમત ગાજીઆ જેવો દબદબો બતાવતું હતું. હારૂનનો ઉતારો એટલે પુછવું શું ? સરસમાં સરસ શરોદ ખેંચનારી નાજનીન સરસમાં સરસ દબદબાથી ગાયનમાં મસ્ત, સઉ મહીમા કાહણીના ખેલ ચમત્કાર મીસાલે થતાં, રાત કાહાણીના પરીસ્તાંન જેવી ઝમકી રહી હતી. એકગમ નગારાં સુનેરી વાગીને હારૂનના આવીઆની ખબરનો હોહોકાર દુર તલગ ફેલાવતા હતાં. બીજીગમ ગાયવના ખુશ રીજવતા મધુર સરોદ પવનની લાડકી લેહેકી સંગ મલીને દુરમાં દુર બગીચાના રેહાણોને રીજવતી ખબર કરતો હતો.

રાત, રંગ એને રાગ અને ગાયનમાં ખુબસુરત ગુલબદન નાજનીંના ખેલ નખરામાં ગુજરતી તેવામાં મહાયુન ને તે આસપાસના કોઇ કોઇ રહેલા કદીમ વતનીઓનું એક અંજુમન ખાલીફને મુલાકાતે આવીને ભારી ઈજ્જત કુનસથી જે બનીજ઼ં તે શોગાત મેલ્યું. હીરા, માણેક, મોતી કે સુનાનાઢગની તે સોગાત હતી નહી, પણ નવી નવાઇ ફ્લફ્લાદી કે કાંઈ તેવીજ

ચીજો. હાલત સાથ ઈજત તાલુકો રાખે છે. તેમ તે અસલી બુજર્ગ રહેલાઓએ પાદશાહના મરતબાને અને માનને મોટાં દીલથી પીછાણીઓ, અને બનીઊં તે ભેટ મેલીઊં. એ ગનીમત જેઆલે હારૂને તેઓની ભેટ માન ને પીઆરથી લીધી.

પછે વાત ઉપરથી વાત કાઢતાં મદાયુનનો નૌશેરવાનનો મહેલ જોવા ને જાણુવાનો શોખ દેખાડતાં એક બુજર્ગ તેથી વાકેફ કરવા સર નમાવીઊં, અને જે વખત ખાલીફ મુકરર કરે, તે વખતે હજુરમાં ફરમાબરદારીથી રહેવાને નમ્યો.

ખાલીફ દીનરાત એમ એશઆરામમાં ગુજારતો હતો; અને મદાયુનની તારીફના બએત જોડાવી તે ગવાડી ખુશ ખુશ થતો હતો. પછે એક મુબારક દીન તેને પોતાની સવારી તઇઆર કરાવી અને પેલા બુજર્ગ સાથ શાહનશાહ નૌશેરવાનના મહેલમાં ગયો. તે બુલંદ મહેલ જ્યારે ખાલીફે જોયો, ત્યારે પોતાના જીગરથી અજબ રહ્યો. પછે તે મહેલને તરત સરવ ઠાઠ ને દમાંમથી સીંગારીઓ. હજારો બતીના સ્ટેંડ મુકાયાં.

દુમાસ ને જરીન કોચો અને ચીની કારીગરીના તખત બેઠકો વગેરેથી ફરી એકવાર તે મહેલ અસલ મીશાલે દીપાવીઓ. દબદબાથી દરબાર ભરાઈ, ને શાહાનશાહે આદેલ નૌશેરવાનના દોખમાની જીકર શરૂ કીધી. શહેર કે શહેર બાહેર કોઈ કોઈ છુપા છવાયા વસનારાઓને માનના ઈજનથી બોલાવીઆ. તેહેકીક કરતાં તેમાંના એક જનથી માલમ પડીઊં કે પાસેના શહેરમાં એક પીરમરદ બુજર્ગ રહે છે, તે સાસાની શાહાનશાહોની

અવલમંજલગાહવાલી જગા કદાચ જાણતો હોય. પછે એક કાસદ તઇઆર કરીને નામા સાથ તે ઉપર ખાલીફે રવાંના કીધો. તે દીલ ઉપર સકતી ખેંચીને ધારેલે શહેર આબાદ નીશાન ઉપર ચાલીઓ.

પાહાડ અને નાલા વટાવી હારૂનનો કાસદ પેલા બુજર્ગના મકાન ઉપર આવી પોંહોંચીઓ અને દરવાજો ઠોકીને તેને પુકારવા લાગો, આ બાંગથી તે મકાનમાંથી એક લફંગા ને બેઈજત દેખાવની ઓરત બાહેર ડોકાવી ઘણીજ તુંદી ને મીજાજ ભરેલી જબાદરાજીથી પુછવા લાગી કે.—

"એ મુસાફર મરદ તું કોણ? કાંહાંથી આવીઓ? અને કોણને પુછેછે?" ભવાં અરધા કપાલ તલગ ચઢી ગયલાં, અને મોહ ઉપર ગુસ્સો ને ગરૂરીનો રતાસ દીપેલો, જાણે કોઈ દેવજાદી માનવી લોહી ઉપર તરસી હોય એમ બીઆમણી બનેલી દેખાઈ, તેથી કાસદ ધુજી રહેઓ, અને પોતે કદાચ નકામી વેઠમાં સપડાય, તે તપાસ રાખીને ખુબ તવાજોથી કહેવા લાગો કે.

"આ બાનુ તાહરા મરદને તોટા ખાલીફ હારૂન-અલ-રશીદે આ નામુ લખી તોડાવીઓ છે."

"પણુ તે જઇફ નાતવાં અને પીથે વાંકો વલેલો તું સાથ લાંબી મનજલે આવી શકનાર નથી, ચાલ નીકળ, અને હ્યાંથી તાહરા કાલા ચેહેરાને છુપાવ."

આ કરડા જેહેર જેવા જવાબે કાસદની જીંદગી બે આરામ કીધી. પણુ તેવામાં તેની નજર, એક બુઢા ઉપર પડી, કે તે

છેક કમરથી વાંકો વલેલો, નાતવાં ને હાથમાં લાકડી પકડી બજારમાંથી આવે છે. તેના ડાચા બેશી ગયલા અને મોટી ઉમરનો મરદ, તેને જોતાંજ કાસદે સલામ આલેક બજાવીને પોતાના ખાલીફનો તમામ ભેદ જણાવીઓ, અને નામું આપીને ઉભો. પેલા બુઢા પણ અકલમંદે તે નામુ દેદાર સાથ લગાડી બુશો લીધો. પછે વીગતે વાકેફ થતાંજ ઘણુંજ મીલનશાર શખુનો બોલીઓ.—

“ભલા કાશદ, નાતવાં ને બુઢો એથી હું જોયે એવી જરફે તું સાથ નામદાર ખલીફાની જનાબમાં આવી શકસ નહીં; લેકીન તેનો પેગામ માહારા સર ઉપર હોજો ગોયા હું તેનો ફરમાબરદાર ને હોકમ સાંભલનાર છુ. તેથી માહરો રાહબર થા અને મારા બુઢાપા પરમાણે રાહ શરીક રેહ.”

આ ભલા ને માયાલુ લબઝથી કાસદ ઘડીભર ખુશાલ થયો, ને પેલા બુઢાનો તાજીમ તવાજોથી મદાયુન તલગ ભોમીઓ રહેવાને ખરા જીગરથી કબુલ થયો. બંધોએ ખલીફ તરફ મોહ ધર્યું.

આ તરફ મદાયુનથી ખાલીફનો પેગામ કાસદ પેલા પીરમરદ ઉપર લઇ રવાના થયા પછે એક અજાએબ બનાવ બન્યો, કે ખાલીફની દરબારમાં હાજર રહેલા એક બુજર્ગ મદાયુનીના ખેતરમાં હલ ફરતાં તેનું મોહ બંધ થયું. અને તે હલ જમીનમાં ચાલ્યો નહીં; તારે તે જોરથી ચલાવતાં જમીન ફાટી, તેમાંથી એક ખુમ નીકલ્યું. તે ઘણુંજ મોટું હતું; તેને ખજાનો સમજી તરત પેલો ખેડુત ઇરાની ઘોડેસ્વાર બની ખાલીફની

દરબારમાં આવ્યો, અને ખેતરના હેવાલથી વાકેફ કીધો. તાંહાં ખાલીફ તે જરફ ને ખેડુતની હાજરી ને જુદી વાત એથી શકમંદ બન્યો. આ બનાવે પેલા ખાલેશ ઇરાનીએ બનેલી કેફીઅત જણાવી, અને તવાનોથી બોલીઓ "અદલ હારૂન-અલરશીદ, આ હમારા ગામ લગતાં આ વખણાયલાં મદાયુન શાહેરમાં તાહરાં દીદાર રોશન થયાથી મને બેશુમાર ખુશાલી ઊપજી છે. તે ખુશાલી જણાવવા હમો જોઇએ એમ શક્તિમાં નથી, તેથી આ જમીનમાંથી નીકળેલી તે ખુમ આપ કબુલો તો તે હજુર અનાએત કરવાને રાજી છું. જે હોય તે કબુલવું. જોયે ગોહર કે નગદ કે ગમે એ હોય." ખાલીફ તે ઊપર ખુશ ખુરબાન થયો, અને પોતાના હજુરીઆઓને ઇસારત કીધી કે જુજ પલમાં તે ગામમાંની ખુમ હજુરમાં લાવી હાજર મુકી. તે ખુમનું મોહ પેલા મદાયુનીએ ખોલ્યું તો તેમાંથી બેમુલાં તાજ ઠેકાણે ઘઊંની કુંઠીઓ નીકળી. તે કુંઠીમાં ઘઊં, માનવીની નેધા હેરતમંદીમાં નાખે એવા ! એક એક દાનો, ખબુતરનાં બેડાં જેવો મોહોટો ને ચલકતો હતો. તે જોતાંજ ખાલીફને તેની દરબાર હેરત હેરત રહી. કીઆ જમાનાના તે છે, એ કોઇ કહી સકીઊ નહિ.

આ હેરતમંદી ને પુછપરછ જારી હતી, તેવામાં દરબારની નજર બીજી હેરતમંદી ઉપર પડી, કે કાસદ એક બુઢ્ઢા સાથ ખાલીફ હજુર આવે છે. તે જોતાજ ખાલીફે તખતથી ઉતરી પેલાબુઢ્ઢાની ભેટ લીધી, તેને તાજીમથી બેઠક આપ્યા પછે પોતે

તખત ઊપર બેઠો. દરબારનો દબદબો આ વખતે પરખીઆત નૌશેરવાનના મેહેલમાં ખુબ ધીકતો હતો. સર્વ પોતપોતાના રોબને તોરમાં તેજ હતા. તેવામાં હારૂને માનથી ગોફતેગોહ શરૂ કરી.

"એ બુજર્ગ આ ઘઊં કીઆ જમાનાની ખેતીથી ઉપજેલો છે ?" હારૂનના આ શબ્દોના પેલા બુજર્ગથી જવાબમાં સર્વ કોઇ નવાઈ સાંભળવા તઇયાર થયા પણ બુઢાએ ખુબ ખેઆલથી ડોકી ધુનાવી જવાબ આપ્યો.

"ખલીફ઼ા હું એ કહી શકનાર નથી. માહરો બાપ જે પાસેનાં શહેરમાં વસે છે, તે કદાચ આપને જણાવશે. તે બુજર્ગ દુનીઆનો ભારી કરેલ ને ગેઆની છે." હારૂને પેલા બુઢા અકના બાપની વાત સાંભળી ત્યારે તે અજબ રહ્યો. દરબારીઓ નીરાશ થયા, અને નૌશેરવાનના દ્રાખમાનો પતો મળે એથી હાથ ધોઇ રહ્યા. તેવામાં હારૂને આ સવાલ કર્યો.

"કેશરા આદેલ નૌશેરવાનના દ્રાખમાનો નીશાન જાણે છે એ બુજર્ગ ?"

તે પણ કહી શકયો નહી, અને પોતાના બાપ ઉપર હવાલો આપ્યાથી તરત કાસદને તે તરફ નામા સાથ રવાના કીધો. પછે એક સરોપાવ અને કેટલાક સો દીનાર બખશી પેલા બુઢાને રકસુદ આપી. હારૂન તેનો બુઢાપો જોઇ એકતો દરીઆફ઼ીમાં હતો, તેવામાં તેના બાપની હઇયાતી જાણીને વીચારમાં પડયો કે તે કેવોએક બુઢ્ઢાખક થયલો હશે. આદેલ નૌશેરવા-

"

નના સેજદાનાં વીચારે તે એવોતો બેફાંમ થયો હતો કે ગમે તે કરતાં એકવાર તે નેક શાહાનશાહનુ રૂવાન જોઈને પોતે ખુશ થાવું. એથી તે ગમે એવાને ગમે એવી તજદી આપવાને પછાત પડતો નહી. શું અજાએબી કે પાક જરથોસતી મહજબના નૌશીરવાનનાં મેહેલમાં મહમદી મહજબના હારૂનનો મુકામ ને રંગ રાગ !

---

## મદાયુનમાં ખાલીફ આરૂલ-અલ-રશીદની હજુરમાં બુજર્ગ ઇરાની ખુલાશો કરે છે.

સાંજનો વખત હતો. ખાલીફની સવારીના ખાશ લોકોની એક દમદબા ભરેલી દરબાર કેશરા નૌશેરવાનના મદાયુનમાનાં મેહેલમાં મલી હતી. માનવીના પગદંડાથી પંખીઓએ પણ જાબજાથી આવીને તે દરમ્યાનના દરખતો ઊપર વાસો કીધો હતો, તેઓના મધુર શરોદથી મદાયુન ગાયનસ્થાન મીશાલે ગાજી નીકલીયું હતું. તે રચનામાં નવીનવાઈ જરના પોસાગે ખાલીફની સભાના ફરતા હરતા સવાર ને કુદતા ઘોડાઓથી વધારો થયો હતો. તેવામાં કાસદ સાથ એક બુજર્ગ તેઓમાં ભેલાયો, અને થોડા વખતમાં ખાલીફ હજુર તવાજે બજાવી ઊભો. ખાલીફે તે આગલ મીશાલ માનથી તેની ભેટ લીધી, સવાલો પણ આગલ મીશાલ પુછયામાં આવ્યા પણ કાંઈજ જવાબ મલ્યો નહી. આગલ આવી ગયલા માફકજ તેણે પોતાના બાપ ઉપર હવાલો આપીને પોતા સાથે જે કાંઈ મેવો તથા તોફો

લાવ્યો હતો, તે ખાલીફ હજુર શોગાત મેળવ્યો. ખાલીફ, તેની જરફે અને તે આગલ આવી ગયલા કરતાં બધારે જુવાની તેમ બાલની હરથી સફેતી ને કાલાસી જોઇ વીચારમાં પડયો કે "આ શખસ પેલા આવી ગયલાનો બાપ કેમ હોય !" પછે તેના બાપની તમામ કેફીઅત પુછી લઇ તેને પણ આગળા માફક ઇનામ બખશી રવાને કીધો.

બશરા શેહરની મુસાફરી કાસદે ખાલીફના પેગામનામા સાથ શીરૂ કરી. ખાલીફનું કામ, તેથી જીવ ઉપર બાજી ખેલીને કાસદ રાત દીન મંજલ કાપતો બસરા આવી પોંહોંચ્યો. નીશાન માફક મકાન ધુંડી કાડયું, અને કડું ઠોકયું તો એક હસતા ચેહરાની ઓરતે શીરીનીથી પુછયું કે "ઓ મુસાફર ભાઇ તું કોણ છે?" તે નેક સખુનો સાંભળી કાસદે પોતાના કામની કેફીઅત તેણીને જણાવી, તો તે વાકેફ થતાં બોલી કે "તે માહરો ખાવીંદ શેકાર રમવા ગયો છે. જો તમને અડચણ ના હોય તો બેલાશક આ મકાનમાં ઊતારો કરો, મકાન તમારૂંજ છે." એ આબરૂ આપીને કાસદને પોતાના મકાનમાં ઊતારીઓ. તેણીએ ખાનું તથા શરબત હાજર કરીને ખાલીફનાં પેગામચીની સારી મદદાત કીધી. એમ કરતાં વખત ગુજારયો ને તેણીનો ખાવીંદ શેકારથી આવ્યો, તે કાસદ જોઈ હેરત થયો. તે તો તદન નવજુવાન જેવો જબરો દેખાયો. તેના બાલ તમામ કાલા, તેની બાજુઓ જબરી, કમર ઉપર પટકો અને પીઠે તીરનો ભાઠરો ને કમાન ! તેના એક હાથમાં શેકારનું ગોસત

અને બીજા હાથમાં ચાબુક હતો. તેણે કાસદને જોતાં વારજ તાજીમથી ખેર અફીઅત પુછી. અને કોઈપણુ નજીવા કે જીવ-દાર સવાલો કરયા વગર ફરી તેની મદારત જારી કીધી.

રાત થવા આવ્યાથી ખાનાનો બીસતરો પંઠરાયો, અને નવી જુની ગુફતેગોહ કરતાં પેલું શેકારનું ગોસત જે તાજે તાજું ભુજાઈ આવતું તે જમાડતાં શરબત મેવા વગેરે મુદારતથી કાસદને આસુદો કીધો. કાસદ આ મદારત અને તે ઇરાની જોડાંની પરોઆમત તરફની મોહબત જોઈ ખુશ થયો. તેણે ઇજતથી ખાલીફ હારૂ ન અલ-રશીદનો પેગામ ધરયો, તે ઇરાની ફેરવી જોતાં પહેલાંજ પાદશાહની ખેદમતનો શોખીલો થયો, મુરગની બાંગ પડી કે તેણે બીછાણું તરક કીધું, અને તન સાફ કરીને મુસાફરીનો પોસાગ પેહેડયો. બે તેજ ચાલના ઘોડા હોકમ પરમાણે તૈયાર રાખેલા હતા, તેમાંના એક ઉપર કાસદને સવાર કરી તથા પોતે બીજા ઉપર પાદશાહ લાએક હડીઆ સાથે સવાર થતાંજ હસીને પોતાની ઓરતથી હસતે મોંહની દુવા સાથ આગલ ચાલ્યો. જંગલ અને પાહાડમાં તે પોતાના ઘોડાને ખુબ તેજ ને કલાથી ચલાવતો હતો. તેના ઘોડાના કદમનાં ગેરદથી આસપાસ ગામમાં તરાસ પડી રહયો. તેઓ મંજલ દર મંજલ કેરવાનશરામાં ઉતરી તથા શેકાર કરી ખાનું ખાઇ આશુદા થતા બરાબર વખતે મદાયુનમાં ખુશખુશાલ આવી પોહોંચ્યા. જ્યારે મદાયુનમાં તેના ઘોડાની નાલનો અવાજ ને મોંહડાંનો ખંખાર પડયો, ત્યારે ખાલીફ મેહેલમાંથી આતુર થઇને જોવા લાગ્યો,

કે " આ કોણ સીફાહ મરદ આવે છે? જે દેખાવે જવાન ને કઉંઆતમંદ ને લડાયક ને ફરાક સીનેહ!" તે જોઇને હેરાન રહ્યો જેવો તે મેહલને દરવાજે ગયો, કે ઘોડા ઉપરથી પહેલવાન મીસાલ કુદી પડયો. પછે ખાલીફને જોતાં પાદશાહી રાહ રશમથી કુનસ બજાવી હજુર લાવેલો હડીઓ નજર મુકયો ને આદબથી ઉભો.

ખાલીફે ઘણુજ માન અકરાંમથી તેની જરફ ને ચંચલાઇ જોઈ તેની અછી મદાદત્ત કરવાને તરત હોકમ આપ્યો. ખાનું જે હાજર કીધું તેમાંથી સુકો મેવો ખાઈનેજ તે આશુદો થયો, પછે ખુદાઇ બક્ષેશના શુકરણા બજાવીને શરબત નોશ કીધું. આ રીતે આશુદો થયો અને ડાક તથા જેહમતથી ફારેગ બન્યો ત્યારે ખાલીફની ઇશારતથી પેલા ઘઊંની તબાક નોકરોએ હાજર કરી. તે દેખાડી ખાલીફે પેલા પેહેલવાની દેખાવના ઇરાનીને પુછયું.

" એ જવાંમરદ આ ઘઊંના દાના જે ખબુતરના બેડાં જેવાં મોટા ને આબદાર, તે કીયા જમાનામાં અને કોણ નેક શાહની પાદશાહતમાંના છે?"

નવી નવાઇ જાણવાની ખાલીફ હારૂનને બઉ હોંસ રહેતી! તે હોંસ પુરી પાડવા હમેશાં તે અજાએબ વલાણો કે બક્ષેસો આપતો. તેથી જો આ સવાલનો પેલો ઇરાની બરાબર જવાબ દે, તો જે માગે તે આપવા તેનું જીગર આ વખત તઇઆર હતું. તેવામાં પેલા ઇરાનીએ ઘઊંના દાના હાથમાં પકડીને ખુબ

બારીકીથી તે તપાસ્યાં, અને કાંઇ ચીજ યાદ કરતો હોય એમ ડોક ઉંચી કરીને ખેઆલમાં બેઠા પછે તરત તવાંજેથી બોલ્યો.

" આ ઘણીંની કંઠીઓ કીયા જમાનામાં અને કોણ શાહનશાહના વખતની છે, તે જાણવાને નામવર ખાલીફ આપ તઈઆર થાવ. "

ખાલીફે તરત તે ઇરાનીને હાં અટકાવ્યો, અને નજર આગલનો તરત બનેલો મોજેજો જાણવાને સવાલ કીધો " ઓ દાનાવ મરદ તું તાહરા છોકરાં કરતાં જુવાન ! તાહરો છોકરો તેના છોકરા કરતાં જુવાન એ શી રીતનો હેવાલ ! મને લાગે છે કે કાંઈબી એમાં ભેદ છે. કદાચ તમો બાપ બેટા તો નહી હોવ."

" ના, બંદેનવાજ તેમ નથી. જે મીશાલે આપે જાણ્યું ને જોયું છે તેજ ખરૂં છે. પેહલા આવેલા બુજર્ગનો હુ બપાવો તથા બીજાનો બાપ થાઉ છું, એ બીલકુલ ખરૂં છે. નામવર ખાલીફ મને આજ લગભગ બસો વરસ ગુજરયાં છે. મારી આગલ જે માહરો છોકરો આવ્યો હતો અને જે અરધો જવાન ને અરધો બુઢો હતો તેને દોઢસો, અને જે પેહલાં ઘણોજ બુઢો ખખ આવ્યો હતો, તેને બરાબર એકસો ને પંદર વરષ થયાં છે. આજે ઉમર કહી તેમાં કસો તફાવત નથી, પણ તફાવત હાલતમાં છે. માહારા છોકરાના છોકરાની ઓરત ઘણીજ બદ પલીદ તેમ જુબાંદરાજ છે. તે એક હાથીનું ખાનું ખાએ છે. તેની હાલત કંગાલ હોવાથી તે ઓરત તેને રોશવા કરીને ઘર બાહેર કાઢી મેલે છે. અને કહે છે કે " માહરૂં પેત ભર ઘણું કમાઇ લાવ

અને મને સુખચેનમાં રાખ." સવારથી સાંજ તલગ હેજગારી ને મેહનત કરતાં તે તે ડાકણીનું હારેમની પેત ભરી શકતો નથી.

જે કમાઇ હોય છે તે પેલી ઓરત લઇ લે છે અને હીસાબ પુછીને નકામો તેને બેજાર બેજાર કરે છે. જે કાંઈ પકાવે છે તે સંધુ પેલી ઓરતજ ખાય છે. ખાતાં વધે તેજ પોતાના ખાવીંદને મેલે છે, તોપણ પેલો અસીલ મોંહડે એક હરફ કાઢતો નથી, અને પછી જેટલું ખાઇને પોતાનો ગુજારે ચલાવે છે, તથા ફજેતીને ચાહતો નથી. આ અંદેશો અને અજાબ તે બેટા ઉપર હોયાથી તે દીન બ દીન ગલીને બુઢો થતો જાએ છે. તનથી નાતવાંન બહુ છે અને દુનીઆની લેહેજત ઝેર જેવી સમજે છે. બીજો મારો પોતાનો બેટો જર ગોહરનો ધણી છે. સરવે નેઆમતથી ભરપુર છે, પણ ઓરત કમજાત મલી છે. તેણીના દુઃખથી તેના સુખમાં સરો પેઠો છે. બાહેર બાગબગીચામાં દોસ્તોની મંડળીમાં હોય છે ત્યારે તેનું જીગર શાદમાંન ખીલે છે. તેને પોતાને ઘેર જવા ગમતું નથી, અને તેથી તે દોસ્તોની આખી ટોલકી સુધાં પોતાને ખરચે મજાહ મારીને દીન રેન ગુજારે છે. જ્યારે તે ઘરમાં જાય છે ત્યારે ભોગવેલું તમામ તેનું સુખચેન તેની ઓરતની ફીકરથી લુટાય છે; એથી પૈસે સુખી પણ ઓરતે દુઃખી, અરધો જવાંન ને અરધો બુઢો થયલો દીસે છે. મારી હાલતનો ચીતાર તદન ઉલટો છે. ખુદાની મેહેરથી મારી પાસ માલ દોલત બેશુમાર છે. માહરી ઓરત ઘણી પરેજગાર અને મીઠી જુબાન બોલ-

નારી છે, તે નેકબ્જત હમેશાં માહરા હોકમસર ચાલે છે. માહરી જે મુરાદ તે તેની, માહરી જે ખુશી તે તેની, એ રીતે મારા મનની મુરાદ અને ખુશી પરમાણે ચાલનારી અને રીઝવનારી છે. તે જેવી પાક હસતે મોહની ઓરતથી જુદું પડીને મને બાહેર જવા ગમતું નથી, અને બાહેર જાવું તો માહરા દોશત આશનાવની વફાદારી અને મોહબતમાં હું એવો ફશું છું કે પછી તે નેક સાથીઓની જુદાઈ મને ભાવતી નથી. હું તીરનદાજીના હોનરમાં એક્કો ગણાઉં છું. તેથી જે વારે જંગલમાં શીકારબાજીએ જાઉ છું તે વારે ચાહું તેવા ચંદરા પરંદાના શેકાર રમીને જીવ તાજો રાખું છું; સદા કસરત અને સદા ખુશાલીથી માહરૂં બદન જવાન અને ચંચલ છે. એમ હું ઘરમાં અને બાહેર એકસાં ખુશખુશાલી ને આરામમાં ભરપુર છું; એટલે હજી તલગ મારી ઉપર જુવાનીનું રૂપ ખીલેલું છે, આ સબબો મને તો લાગે છે; પછે આપ પાદશાહનો ખેઆલ."

આ બોલવાનો તોર અને મરદાંની ઢપથી ખાલીફ ખુશ થઈ બોલ્યો કે " ઓ દાનાવ પહરેલ તાહરી સમજ મને ખરી લાગે છે. દુનીઆમાં તમામ સુખ ઘર ઓરતનાં સુખ પાસ એક તરફ રહી જાય છે. તું જે બોલ્યો છે તે તમામ ફીલસુફી ભરેલો કદીમ એકરાર કહેવાય છે. જેમાં કાંઇ તફાવત નથી. "

" બંદે નવાજ હવે આ કંઠીનો હેવાલ સમજો, કે આ કંઠીની ખેતી શાહાનશાહ નોશેરવાનના જમાનામાં ઉત્પન્ન થઇ હતી. " તે શાહનશાહનાં રાજ્યની જાઓજલાલી યાદ આવતાં

તેની ચશમ આબદાર થઇ ચમકવા લાગી. પણ ઇરાની તુખમ એટલે ભારી હીમત મનમાં જમાવ કરી આગલ બોલ્યો “ તે કેશરના અદલ ઇનશાફની તારીફ આજ તલગ રહી છે. તે અદલ જમાનાના એક જમીનદારની જમીન બીજાએ ઇજારે લીધી. તે ઇજારાને કેટલાએક દીન ગુજારીઆ બાદ હલ ફેરવતાં એક દીન જમીનમાંથી એક ખાલેશ કંચન ભરેલું ખુમ નીકલ્યું તે જોતાં ઇજારદારે ચોકી રાખી તરત પેલા જમીનના માલેકને જઇ જણાવ્યું અને તે ખુમ માણસો મોકલી મંગાવી લેવા કહ્યું. પેલો જમીનદાર કહેવા લાગ્યો, “ કે મેં તો તને જમીન ઇજારે આપી. તેમાંથી જોઇયે તે નીકલો. તે ઉપર મારો દાવો હોય નહીં ” પેલો ઇજારેદાર કેહ “ ના હું તો ખેતીનો ધણી, જે રોપું તેની ઉપજ નીપજનો માલેક. મને આ ખુમ ઉપર દાવો હોયજ નહી. મેં કોઈ એવાં બી નાખ્યાં નથી કે શુનાના ખુમ તેમાંથી ઉગી નીકલે ! વાસ્તે એ તાહરો દાવો તું ઉઠાવી જા, અને માહરા કામમાંથી ખલલ દુર કર. ” એ રવેસ રદબદલ કરતાં વજીર બુજરચેમેહરની પાસ તેઓ ઇનસાફ વાસ્તે આવ્યા. વજીર ઇનસાફી એલમથી શ્યાણો તેણે કજીઓ સમજાવવા સરખે હીસે વેંહચી લેવા જણાવ્યું તો પેલો કહે “ કે એ મારો દાવો નથી, હું હરામની એક બદામ લેનાર નથી.” અને પેલો કેહ કે “ હું હરામનો એક તલ લેનાર નથી. ” બુજરચેમેહેરે તે વાંધો કેશરા નોશીરવાન ઉપર રવાનાં કીધો, તે દીન મુબારક જશનનો હતો; અને દરબાર કેઆની દબદબાથી આ દેવાન-

ખાનામાંજ જેબ પામી રહી હતી. તે હીંગામે તે ઈનશાફે શાહાનશાહનું સર ખેઆલથી ફરવા લાગ્યું, કેશર દરબારની ઠઠવચે તે બંધેની ઉપલી જીકરી સાંભલીને બોલ્યો “ઓ એકીનદાર ઈનશાનો! આ નવાઈ જેવાં તમારાં એકીનવાલો મારી પાદશાહાતના જમાનાનો હેવાલ તવારીખ મગરૂરીથી પોતાનો શીંગાર કરશે. જો તમોને એ સુનાના ખુમ ઉપર કશો દાવો નથી, પણ તમારાં બચાંઓનો તો કેહશાવો જોઇએ. બોલો તમને શું શું ફરજંદ છે?” તારે જમીનદાર બોલ્યો કે “મને બેટાનું” અને ઈજારદાર બોલ્યો કે “બેટીનું ફરજંન છે” તે સાંભળી આદેલ પાદશાહે કહ્યું કે જાઓ એ બંને ફરજંદોની કદખુદાઈ કરો, અને સુનાનુ ખુમ તેઓની આ ખુશ ખુશાલીમાં ખરચો.

આ ઈનસાફથી બંધે જણા ખુશ થયાં. તરત પાદશાહના હોકમને ભારી માન અને ખરચથી અમલમાં લાવ્યા. અને તે નેક કામમાં સઘલું ધન ખરચ કરીને શેહેર ગજાવ્યું. આ રવેસના ઈનસાફ કરવાથી તે શાહાનશાહનું નામ આદેલોમાં પહેલું બીરાજ્યું છે. અજાએબી આખી ઈરાની પાદશાહાતને લાગી, કે પેલા સુનાના ભરેલાં બે કીંમતી ખુમમાંથી એક અશરફી વટીક કેશરાએ ના લીધી. બલકે તે નજરે જોઈ નહી, બલકે તેનો ખેઆલ કે ખાબ પણ લાગ્યો નહી. તે અશોના રૂવાન ઉપર ખુદાની મેહેર હોજો. તે ઈનશાફ કીધેલાં વરસે તે એકીનદાર કણબીના ખેતરમાં આ ઘઊંનો પાક ઉતરીઓ હતો, અને તેની એકીનદારીની કદ ખુદાઈ ખુદરતથી ખુજાઈ હતી.”

હારૂન પેલા બુજર્ગ દાનાવની વાતથી બહુ હેરાન રહ્યો. તે નાંમદારે આ ઇરાનીને દુન્યાંનો માહેર અને જમાનાથી અં-ધારામાં રહેલી વાતો ઉપર અજવાલું નાખતો જોઇને બહુ આ-ફરીન કીધી. તે ખુશાલીમાં તે ઇરાની મરદને ભારી શરપાવ ને નજરાણું બખશી નેઆલ કીધો.

---

## ઇરાંની મરદ શાહાનશાહ નૌશેરવાનનાં ખોરાકની તરતીબ અને તેની લડાઇનો ર વઇઓ કહી સંભલાવે છે.

મગરેબમાં પેસતો સુરજ દલગીરીમાં ચકચુર થતાં તેજ ને દમામમાં ઠંડો એક સુનેરી ગોલો દેખાય છે. તે કુચ કરી જતા સુરજને પંખીઓ ગાયણથી વધાવતાં ગમ રાગણીઓ તાણી તાણીને વેરાગ ખીલવે છે. દુનીઆની જુવાનીના તેજ ઉપર જે જાએ છે તેમાં પરદો ફરી વલવાની તઇઆરી જાણીને ગુલાબની કળી બેતાબ થાય છે, અને મોજ મજાહ ખેલી ખુશ ખુશ થયલો પરવાનો પોતાના રંધમાં ફીકો મારતો જતાં ફાની જીંદ-ગીની હદ સમજીને પેઆરી ખુશઓમાં બેફાંમ પડે છે, અને જે ચશમ થોડી પલ આગલ આતશ માફક ચમકતી તે ઝાંખી થતાં ખુશાલી કરવાથી હાથ ઉઠાવે છે. પલે પલે સીંહાઈ દા-વામાં ફાવતી જતી એક ફતેહમંદ પેહેલવાન મીશાલે આગલ આવે છે, તે દરખતોના દમામ ઉપર પંઠરાય છે, તે ગેલ કરતાં પંખીઓના સુખ ઉપર કબજાણુની રેલ આપે છે. આ પલ ગુજરી ને સુરજ ઘણોજ નાહાર ઝાંખા બુઢા મીશાલે દેખાઇને

છુપાયો, કે મહાયુન નીરાસ. માશુક જેવી ફીકી પ્રકાશી. મેદાન ગજાવતા પેહેલવાન મરદોએ પોતાની સ્વારીના ઘોડાઓને છોડીઆ. ઘડીભર સઉ ચુપ અને અંદાજે થઈ રહ્યું. રોશન રોજનું મોત નજદીક આવ્યું એમ સઉને લાગ્યું, માનવીઓએ તે ખાલેકની બંદગી ગુજારી, પંખીઓએ પોતાની જીંદગીનો ખેલ મધુર ગાનતાનથી સમાપ્ત કીધો. દુનીઆંના રોશની કે નાસીહાઇમાં એ અવતારે રીબતી દેખાવા લાગી. બે દુશ્મન લશ્કરોના વાલી લશ્કરથી દુર પોતપોતાનાં નશીબ અજમાવવા દુરનાં મેદાનમાં કસાકસી ઉપર હોયની! અને તે કસાકસી કોણને યારી દેતાં કોણ લશકર મેદાન ફતેહ કરશે. એ આશા અને એ ધાસતીમાં રહેલાં લશ્કરી સીપાઇઓ મીશાલના દીન અને રાત તરફેણ કરનારાઓનોનો ફડચો થયો.

રોશન સુરજે ભારી જાઓજલાલી ભોગવ્યા પછે આખરે રાતની ભારી ફોજના બલથી હાર ખાધી ને સમીસાંજના સેતારાએ મહાયુનને રાત આવીઆની કાસદી બરાબર વખતે પોંહોચાડી કે, એકદંમ એક પલમાં ખાલીફ હારૂનના લશકર અને તંબુઓ અને નૌશેરવાનના મોટા મેહેલમાં લખોલખ રોશન ચેરાગો ઝમકી રહ્યા. આશમાંને શેતારાઓની ફોજ ખેંચી દુનીઆને છેક અંધકારમાં ડુબતી બચાવી. ખાલીફે મહાયુનને રોશન કીધું, જેથી બગદાદની–દરબાર મહાયુનમાં ભારી દબદબાથી બીરાજી હતી. તાંહાં પેલા ઇશીનીની વાત અને ઢપ ઉપર સઉનું ધ્યાણ લાગ્યું હતું, તેવામાં ખાલીફે નવાજેલા શરોપાવથી સઉ હેરત થયા. શરબ-

તની જામ ચાલુ થઇ, અને વજંનતરથી આશમાન ગાજ્યું. એટલે રાતનો મહીમા પુર તેજમાં ચમકયો. ખાલીફે ગુલાબી શરબત ભરેલી જરાવ જાંમનોશ કરીને કેશરા નૌશેરવાનનાં કામ ને દોખમાની નીશાંન જાણવા ચાહી. પેલા ઇરાંનીએ બનામે ઈઝદના કલામથી પાછી વાત ચલાવી.

"જેહાંપનાહ આદેલ નૌશેરવાંનની બાધુરીથી એકવાર આપ માહીર થાવો કે તેની અવલમંજલ જગાના બયાનનો કાંઈ સાર મગઝમાં આવે."

"ચલાવ તારે એ જેહાંદીદે; ઇરાની તે ફરસતાઇ શાહનશાહની બાહાધુરીનું બયાંન."

તખત ઉપર આ બોલતાં ખાલીફે પોતાની બાજુ ફેરવી. પછે એક ધેઆંણથી તેના હાથમાં જે મોતી કામથી મઢેલી લાકડી હતી, તે હુંઠી સાથ ટેકવી તે ઇરાંની તરફ જોતો રહ્યો. પેલો ઇરાની ખાલીફના સખુન સાંભલતાં બેઠક ઉપરથી ઉઠીને કુનસ બજાવી પાદશાહો ઈજતે તાજીમ અદા કરીને ખાલીફના હોકમથી બેઠો એને બોલ્યો.

આદેલ નૌશેરવાંનનું ફક્ત ખાનું પકાવવાવાલું એક જુદુંજ મકાન હતું, તે મકાનમાં સેંકડો જન શાહાનશાહનું ખાનું પકાવવા લાગેલા, તેમાંથી મુરગ મીશાલે ભારી કીમતના ગેંડાએ આખા ને આખા તરેલાં મેજ ઉપર આવતા હતા. હરણો લાલમલાલ કીધેલાં ભારી તનના બાજ જાણવર શેકારીઓથી શેકાર થયલાં તેના ભુંજાયલા કબાબ એ ખોરાક તે શાહ હરરોજ

ખાતો હતો, અને અકલ હેરાંન રહે એ રવેશ તે સાથ શરાબના કેરબા ને કેરબા ઉઢાવતો હતો. તે શાહાનશાહને એ રવેશ હાથીઓથી ન જેરવાય એવો ભારી ખુરાક ખાતો જોઇને હું દરરોજ અજાયબ વિચારો દોડાવતો કે, " આ રવેસ તનસુસત કરનાર ખોરાકનું ખાનું ખાવાની તબેહ ગોયા શાહાનશાહને બેસુલાં ઝવેરમાં ખાપણ શરખો દાઘ છે. જેમ તે ખાપણથી ઝવેર કોડીને કામનું ગણાય તેમ અદલ શાહાનશાહ કરે છે " આ ખેઆલથી હું દરરોજ દલગીર તેમ નાખુશ રહેતો હતો. એક વખત કાસદો ખબર લાવ્યા, કે " એક ભારી લશ્કર ઇરાન ઉપર ચઢી આવે છે. તેનો સરદાર કદાવર અને જંગબાજ છે." તે હલકારાઓની ખબર ઉપર કેશરા નોશેરવાંન ગમખારને ઠેકાણે ખુશાલ થયો, પછે એક ઇરાની લશકરને તઇયાર થઇ શેહેર બાહાર કુચ કરી જવાનો હોકમ આપ્યા પછે પોતે બખતરમાં ગરક બન્યો. ભારી તેજ હથ્યારો તન ઉપર લટકાવ્યાં, સર ઉપર લડાયક તોપ મેલી અને એક તેજ ચાલનો ઘોડો જે ખશુસ જોખમ ભરેલાં કામ માટે રાખેલો તે ઉપર સવાર થયો.

મશરેકથી ખોરશીદે સુનેરી કીરણ ફેંકયું. રૂપેરી પટરીની ઝમઝમ થતાં તોપથી કેશર નોશેરવાન યાહુમ પેલાં લડાઇના મેદાનમાં જઈ લાગ્યો. લશકરોની સફ સમારેલી, અને લડાઈની તલબમાં ભુખાં વરૂ મીશાલે સીપાઇઓ દેખાતા તેમાં ઘુસીઓ. પોતાના લશકરનાં સપેહશાલારને લડાઈથી મના કીધો. પોતે શમશેહેર મ્યાનથી ખેંચી કે દુશમનનું લશકર તે ઉપર તુટી પડયું. તે

દુશમન સરદારે કેશરાને વચે ઘેરી કાપી નાખવા ચાહ્યું, પણ શાહનંશાહની તેજ તલવારે તરત પોતાનો રોભ બતાવ્યો. ભઠ્ઠીમાં ભુંજાઈ ઉડતી ધાણી મીશાલે એક, પાંચપચીસ એમ દમ પર દમ સર ઉડવા લાગ્યા. દુશમનો ઘાબરા પડયા. જેમ બાજી સમાલે તેમ તે ઉલટા ખોઇ બેસે, એમ દુશમન સીપાઇઓ નાહીમત અને નાઈલાજ કરતો પેલા લશકર ખેંચનાર સરદાર સામુ જઈ લાગો. એકજ ચમકાટ હવામાં ઘુમીઓ અને તલવારના એક જટકાથી સરદાર કમરમાંથી કપાઇ ગયો. લશકરમાં ન્હાસ ભાગ શરૂ થઈ. કોઈ હથ્યાર મુકી તાબે થતું, કોઈ ખુનકી ઉપર ચઢી એકજ ઝટકે કપાઈ મરતું અને કોઈ દમ ઉપર રાખી મેદાનથી પીઠ ફેરવતું. ખોરશીદ માંથે આવતાંમાં નીસ્તી થયું. શાહાનશાહે કોઇ સવાર લડાઈ તલબનાર જ્યારે જોયો નહીં, તેવારે તે પાછો ફર્યો. પેલા લશકરને સફ સમારેલુંજ પોતાને મકાને જવા હોકમ કર્યો. નાગી તલવારે પોતે પણ શેહેરમાં ફર્યો. ખલક ફીદા થઇ બેમુલી ચીજ વધાવા લાગી. કેશરા તલવાર મ્યાન કરવા ગયો પણ તેની મુંઠ પંઝામાં બેસી ગયલી, તે નિકલી નહી. જ્યારે મેહેલમાં આવ્યો ત્યારે તેના ઘણા ઉપાય કીધા પણ તમામ ફોકટ ગયા. હકીમોની ઠઠ મલી, કોઈ કાંઈ અને કોઈ કાંઈ ફરમાવે, પણ તે ઉપાયો નામનાજ રહ્યા. તે દરમ્યાન એક બુજર્ગ હકીમ સઉ ઉપર સરદાર મિસાલે હતો તેણે ફરમાવ્યું, કે ' ઓ કેશરા નૌશેરવાન ઉપાય ફક્ત એકજ છે, કે દમબદમ હજાર બકરીઓનું દુધ તાહારા

હાથ ઉપર દોહોવાડ કે તેની ગરમીથી તાહરો પંઝો છુટશે, અને મુંઠ જુદી પડશે ! ફરમાબરદારોએ તરતજ હજાર બકરીઓ પાદશાહી ગોવાલીઆ પાસ મંગાવીને હાજર કીધી. વજીરોએ તરત હકીમોને હવાલે મુકી, અને તે ઉપાય શરૂ થયો. હજાર બકરીઓનું દુધ દોહવાયું કે તે ગરમીથી પંઝો છુટયો અને શમશેહેરની મુઠ નિકલી. આ લડાઇ અને હકીમું જોઇને મેં માહરા આગલા વિચારોની તોજેસ કીધી કે "જે ખોરાક આદેલશાહનશાહ ખાય છે, તે તેને છાજે છે, અને જે પેહેલવાનગીરી, એલમ, હોનર અને હકીમા વાસતે ઈરાનની મોટી શાહનશાત વખણાય છે તેને તે બેશક લાયક છે. ખાવું, જેરવવું અને વખત પરમાણે જોર બતાવવું, એજ ખરી દલેરી અને ઈનશાંનગીરી" એ રીતે કેઆશથી મેં માહરા આગલા વિચારો ફેરવ્યા, અને જેટલા અંદાજથી તે નેકનામ શાહાનશાહને જોતો, તે ઠાણે સેંકડો દરજજે વધારે તવાજોથી જોઇને હેરત રહેવા લાગ્યો."

---

**ઇરાની મરદ શાહાનશાહ નૌશેરવાનની રાજતબેહ ને સખાવતનું બયાણ કરે છે તે હેરતભરેલા બનાવના પુરાવાથી ખાલીફને અજાએબ કરે છે.**

હારૂનની મીજલશ પેલા ઇરાની મરદની વાત સાંભલી દંગ થઇ. ખાલીફે શરબતની જામ તલબ કરી પોતાને હાથે પેલા મરદાંને મરદ ઈરાંનીને બખશી. તે બેમુલી જામ ખાલીફ જેવા પાદશાહાત ચલાવનારની યાદગીરીને લાયક હતી. તે પેલા ઇરા-

નીએ શારી તવાજેથી લઇ નોશ કરી અને પોતાને તે મલેલી બખશીશનાં વખાણુ બજાવીને શહાનશાહ નોશેરવાનની બક્ષેશનું બેયાન ચલાવ્યું કે સરવે મીજલશે, ઈનતેજારીથી કાન ધરયા. વાત ચાલી.

"એ જમાનાના તાજદાર હોમાયુન ખાલીફ, તે શાહનશાહ હરરોજ જે ખાનું ખાતો, તે ખાનું બે કીમતી સુનાના તબાકોમાં બકોલ લોક લાવતા હતા. તે તબાકોની કીંમત તે વખતના એક હજાર સુનેરી દીનાર થાતી હતી. તે તબાકે જ્યારે તે આદેલ કેશરા ખાનું ખાઈ ખાલી કરતો ત્યારે જે ઓતાજમંદ દરવાજા ઉપર આવી ઉભા હોય તેઓને તે બખશીનદા કરાવતો હતો. જે જામ તે શરાબની ઉઠાવતો તે ઉઠાવ્યા પછે જે જવાંમરદ ઉપર તેની મેહેરબાની થતી તેને નવાજતો હતો.

એમ દરરોજ તે બક્ષેશો તે નેક શાહાનશાહની જીંદગી તલક જારીજ હતી. તેની પાદશાહી મીજલશના બીરાજનારા એક હજાર નામીચા બાધુરો, પછે કોઇ પેહેલવાંનગીરીમાં તો કોઇ પાદશાહાત કારોબારમાં, કોઇ જબાંદરાજીમાં તો કોઇ કલમકશીમાં, કોઇ શાહેરીની ઉસ્તાદીમાં તો કોઇ હીશાબ ગણુતરીમાં, એમ જુદી જુદી શાખાની માહીતગારી ધરાવનારા હતા. તે મીજલસ દરરોજ શાંજ પડયા આગળ મળતી, તે દરમેયાન ચોકસ કામકાજ થયા પછે ખુશ ગોફ્તેગોમાં થોડો વખત રેહેતી. શાહાનશાહ પોતાની પાદશાહાતના તે નામીચા નરોની ખુશ બાજીમાં બરોબરયા મિશાલે ભાગ લેતો. પછે બરખાસ્ત થતી

વખતે દરેકને એક એક જામ શરબત પોતાને હાથે આપતો હતો. જામ તો, પાદસાહે તેમના ભારી કામની પરખ બુજ્યા બાબે અગાઉથી શોગાત મળેલી તેઓ પાસ રેહતી, પણ એક હજાર જામ ભરાય તેટલાં શરબતનો જથો તે એક નાહનાં શીશાથી પુરો કરતો હતો."

એટલું કહીને એક જામ તે શાહાનશાહથી પોતાને મળેલી, બક્ષેશવાલી પોતાની પાસથી કાઢી અને હારૂનની જનાબમાં ધરી. મીજલસ તે જામ જોવાને ગુંટાઇ, કે તે જામ આજની ચીનાઇ ડાબડી જેવી એમુજાં જહવેરોથી મઢેલી હતી, પણ જેવારે તે ખુલતી તેવારે તેમાંથી એક ખાલેશ સુનાનું પ્યાલું કુલ મીનાકામની બારીકીથી ઘડેલું નિકલતું, પેલો ડાબડી જેવો આગલો આકાર તે પ્યાલાંની કોર થતી અને ઉઘડી જતું, ઢાંકણુ હકા તરીકે થઇ રહેતું. હારૂન તે કરામતવાલી જામ જોઇને તાજુબજ થઇ રહ્યો, પણ તેવામાં પેલાં ઇરાનીએ પાદશાહી તરીકો બજાવી તે જામ તે ખાલીફને શોગાત લેવાની અરજ કરી. પેલા દેખાવળા જબરદસ્ત ઇરાનીની આ તારીફ લાયક શોગાત હારૂને મોટા પેયારથી કબુલી. મીજલસ પેલા ઇરાનીની શખાવત ભરેલી તબેહ ઉપર હેરત થઇ રહી. પેલા ઇરાનીના હોઠ ફરી હાલવા લાગા કે સઉ જન એક ધ્યાન થઇ ગયું. ફરી પેલા ઇરાનીના અવાજથી હારૂનની મીજલસનું તેજ ઠરયું. તેનો અવાજ ખીલ્યો.

"તે શીશાનું મોહ ખોલીને શાહાનશાહ શાકીના અવતારે

પોતાના નામીચા નરોની નલીને ખુશબોદાર શરબતથી ઠંડક પમાંડતો હતો. તે શીશો તું ખાલીફ જોઈ તેની અજમાયશ કરયા વગર આ મારી કહેલી ખરી ને નજરો નજર જોયલી બાબતને હસી કાઢવાને પછાત ના પડે.

તે શાહનશાહ પાસ એક તાજ ફક્ત કશબી શેઆળથી ગુંઠેલું હતું, કે જો તે કીંમતમાં તો નિરજીવ હતું, પણ તેમાં એક ખાશીયત અકલમંદોની અકલ ઉપર બાજી લઇ જનાર હતી.

કે જેવારે તે કશબી તાજ ઉપર મેલ ચઢતો તેવારે તે સાફ કરવા આતશની ભઠીમાં નખાવતો. તાજુબી છે કે કપડું જલી ખાક થવાની જગો કંચન મિશાલે નવું ને જહલકાટ ભરેલું થતું. તે તાજ તે અદલ નોશેરવાંનને હીંદુસ્થાનના એક જોરમંદ સરદારથી ભેટ આવ્યું હતું, પણ જેવારે તે ભેટનો બદલો નોશેરવાને તે શોગાત કરનાર ઉપર મોકલ્યો તેવારે તેની અકલ ઘડીભર ચકીત થઇ. તે ભેટ એક તાજ સાથના પોષાગની હતી.

તે તમાંમ સરનજાંમ એક નલીમાં સમાએ તેવો બનતો અને તે નલીને પર તથા પગ બનાવેલા તે હાલી જાંહાં જવા ચાહે તાંહા એક એક અનદીક તનખા મુજબ જઇ પડે પછે તેમાંથી નિકલી ચાહે તે કરી શકે. આગમાં પડે તો જલે નહી. દરીઆવમાં પડે તો તે ડુબે નહી. એ બક્ષેશ થતાંજ દરબાર દીલગીર બની તો તરત પેલા દરબારીઓને બાગેબુલંદ કહી જણાવ્યું કે એ નલી માહરિ કસી બીસાતમાં નથી. જાહાં તલગ માહરો ઇનસાફ અદલ અને દેયાનત પાક છે તાહાંતલગ આ માહરૂં

મન તમામ એ રવેશની કરાંમતી ચીજો કરતાં બે કીમતી અને ઘણુંજ બેહેતર છે. એ નલી ગોયા માહરા પગના આંગલાના નખના નશા કરતાં પણ નકામી ને નિરજીવ છે. દરબારને શાહનશાહની આ તાજુબ તકરાર બહુજ પસંદ પડી.

વડા વજીરે તેના સ્વભાવ પર આફરીન કરી જણાવ્યું કે "ઓ આદેલોના એક્કા પાદશાહ, તાહરો દીલગુરદો ખરેજ ફરેસતા કરતાં બાલા છે. તાહરૂં રૂવું વટીક આ નલી કરતાં જીયાદા કીમતી તો પછે હમોને એ એક નલી શું પણ નલીથી ભરેલી એક દુન્યા પણ તું નેક કેરદારના એક પાપણથી નિરજીવ છે." શાહાનશાહ પોતાના દાનાવ બુજરચેમેહેરથી આ રવેસ અકલની ગોફતેગોહ સાંભળતાંજ ખુશ થયો. તે નેક અકદશે હોમાયુને તરત ખજાનચીને હોકમ કીધો કે તાંહાં એક શુનાની શંદુક ખિદમતગારો લાવ્યા કે શાહાનશાહે તે ખોલીને પોતાના દરેક દરબારીને પોતાને દસતે તેવી એક એક નલી ભેટ કરી, તે આ રેહી " કે એક બલુની નલી જેવી શુનાની નલી પેલા ઇરાનીની કમરેથી નિકળતી ચમકી. ખાલીફે ઘણીજ હોંસથી તે ખોલી કે દરબારને અચરતીનો પાર રહ્યો નહી. ખાલીફે તે પોષાગ પેહર્યો કે તે નલીમાં દાખલ થયો કે નલીએ પોતાની પાંખ ને પગમાં જોર આવતાં ઉડવા માંડયું. એ થઇ રેહતાં મુસલમીન દરબાર ઇસ્નીથી બહુ ધ્રુજવા લાગી. ખાલીફ તાંહાં સળગેલી મસાલ ઉપર પેલી નલીથી પહચો પણ તેને કશો એલાજમ આવ્યો નહીં. જારે ખાલીફ તે નલીમાંથી નિકલ્યો, તારે એક જબરદસ્ત પેહે-

લવાંન મિસાલે ભારી તન અને મોટી દલેરી તથા હિંમત ભરેલો બનેલો દિસવા લાગો. પછે પોષાગ કાઢીને નલીમાં મુકયો, પણ નલી પાછી આપવી એમ ખાલીફતું દિલ ચાલે નહી, તે પેલો ઇરાની પામી ગયો. વલી તેણે ઉઠીને પાદશાહી કુનસ બજાવી તે નલી શોગાત રાખવા અરજ કરી આતુર થઇ ઉભો.

અજાયબીથી હારૂનતો જોઇજ રહ્યો. મુસલમાન ખાલીફની જબાં બંધજ રહી. ભારી મરતબો આપી ઇરાનીને બેઠક લેવા કહ્યુ. પાદશાહી કીમતની શોગાત હારૂનના હાથમાંજ રહી. પાછી જબાંની હીલચાલ જારી થઇ. પેલા ઇરાનીએ સરનમાવી વાત ચલાવી કે.

"તે દબદબા ભરેલો જમાનાનો શાહાનશાહ જેવી બક્ષેસ, જેવો ખજાનો અને જેવો અદલ ઇનસાફ ધરાવતો તેવાજ તેની દરબારમાં દલેરો રેહતાં જેઓ પલમાં નરેશેરને પોતાના પંજાથી ઉખેડી નાખનારા હતા, તેવાજ ફક્ત એકજ કુડકાથી પોતામા તેજ ખંજરે મરદાંને મરદ મુદઇને જમીનદોસ્ત કરનાર હતા અને તેવાજ ફકત સાંભળતા સુખનો ઉપર આબાદ તીર ખેંચનારા તીરનદાજ હતા કે એક વખત શેકારગાહમાં તે નેક શાહાનશાહના તંબુમાં મીજલસ મલી હતી, અને સર્વ જણ પોત પોતાની શેકારબાજીની વખાન કરતા અને શરાબની નોશ ચઢાવતા, તેવામાં તે દીન શેકાર થયલા એક નરેશેરની માદા ખુનખાર થયલી તે મીજલસમાં કુદી પડી, અને જે વખત જાય છે તે અરસામાં તેના મરદ જાણવરને શેકાર કરનાર દલેર ઉપર પંજો ઉઠાવી તેને ગીરદાપેજ કરે શું કે એક દલેરે બોલ બોલતા

તે ઉપર પોતાનો પંઝો મારયો. પલ ના ગુજરી કે તે ખુન ઉપર આવેલી શેરની માહાના જરબાં ચીરી નાખ્યા. તેના પંઝો ધરી તે એક તનના બે તન બનાવ્યાં. શાબાસ શાબાસ પોકારો થયા. પાદશાહે શહીને તેની છાતી ઠોકી. હજીતો સુરાઓને ખબર પણ નથી કે બીજલશમાં શું થયું. એમ તે બનાવ થાય મીશાલે બની વહી ગયો, તેજ હીંઘામની શેકારબાજીમાં શાહાનશાહ નોશરવાનનો એક સગો તે નેક કેશરાનો છુપો સુદ્દાઈ હેતો, તેણે શેકારને બાહને કમાન ઉપર તીર ચઢાંગ્યો કે તે આબાદ શાહાનશાહના તનને વીંધી બેજાન કરે, પણ તે નેમ દુરના એક સીપાહને જણાતાંજ નરે શેર મીશાલ પોતાના ઘોડા ઉપરથી કુદયો, બીજી પલે બેસબરેલા પણ દુર શાહાનશાહના જાન ઉપર ઉમેદ ધરાવનારા કલેજામાં તેજ ખંજર કારી કીધું, ને પાછી અસલ માફક પોતાની ઘોડેસ્વારી લીધી; શાહાનશાહે દુરથી શાબાસીનો પોકાર મારયો. પાસે આવતા પેલા સીપાહને માનને મરતબાથી નવાજ્યો, અને પેલી પાદશાહી તુકમની લાસને તેના કુદુંબીઓમાં ઠેકાણે પાડવા હોકમ આપ્યો.

તે શાહાનશાહના પસંદ કરેલા વીસ હજાર તીરનદાજી સવારે હવા. એક વખત તોફાનથી મદાયુનનું શેહેર ફુજી રહીયું હતું પછે અંધકારનો પાર નહી. વરસાત કહે કે મારૂં કામ. તે દરસ્યાન એક બીલાડી બાહેરથી આવી મેહેલમાં આશરો લેવા દાખલ થવા ગઈ પણ મેહેલના દરવાજાને બાહેરથી પરદો હતો. તેમાં તે બીલાડીની ઘુંગાલ વળગી અને તે લટકી પડી. પણીથી

વદખીર ને ઉછાબ્યા કરી તે બીલાડીએ તાંહાથી નાહસવા મા-
ગ્યું 'પણ બનેજ કેમ ? જારે ઘણીજ ઠાકી ને બેજાર થઈ તાવે
પોકારવા લાગી, તે રાતના પાદશાહના મેહેલનાં ચોકી પેહેરા
દાખલ વીસ તીરંનદાજો હતા. તેઓના કાને તે અવાજ પડ-
તાંજ તેઓએ પોતાની તીર ચઢાવેલી કમાન ખેંચી, તીર
છોડયા કે આ અંધારી રાત અને વરસાત તોફાનનું જોર
ભારી તેથી ચોર લુતારાઓ ચોરી કરવા પાદશાહી મેહેલમાં
ભરાયા હશે. તે તીરઅંદાજોનો તો આ વીચાર તેથી તે છુટેલા
વીરો એકજ વખત એકજ નીશાને, એવા તે બીલાડીની પીઠે
પેસી ગયા કે સાધારણ જોનારને ગોયા વીસ તીરનો એકજ
તીર જણાય. એવી નીશાનના સાબુત કે કોઈનો તીર ફોકટકે
દુર કે આગલ પાછલ ન થયો ! જવાંમરદી બજાવવાનો જમાનો
તો તેઓનોજ હતો.

ખરી બામદાદ તે બાબત પાદશાહે જાણી, અને તે કામની
કદર બુજીને તે વીસ તીરનદાંજોને સુધ હીરાથી મડેલો એક
એક ઝરી પાણી પાયલો પુલાદી અનીનો વીર બક્ષીશ આ-
પીચો. તે દીનથી તે વીસ તીરનદાજો તે તીર, મરતબાની ઇનામ
ઇષાણી તરીકે પોતાના ભાઠચના મથાલે મુક્તા હતા. તે રાતના
ચોકી પોહોરા કરનારા તે તીરનદાજોમાંના મેં એક ઓ
નામદાર ખલીફા તે ઇનામ મેલવેલો આ પેલો બેસુલો વીર"
એવું કહીને તે દબદબા ભરેલા મુસલમીન પાલીફ અને તેની
દરબાર હજુર ચેસઓની રોશનીમાં તેણે તે વીર પોતાની પી-

ઇના ભાથરાના મથાલેથી ઝપક કરતો કાઢીને રજુ કરયો. ખાલીફે તે તીર જોયા પછે સંઘા મીજલશીઓ એક પછે એક તપાશી તેના ઉમદા અને બારીકીના કામ અને ભારી દામથી દંઘ રહેઆ. આગલ માફકજ ખલીફ તે તીર પોતાનો કરવાની ખાએશ કરે છે તેવામાંજ ઇરાનીએ ભારી તવાજેથી તે મુશલમીન ધરમના વડા હજુર ભેટ મુકયો. તે ઇરાની શાહનશાહ નૌશેરવાનના દુખમાની નીશાન જણાવા જખાં ખોલે શું કે હારૂને તે હેવાલ જાણવા શુબેહ વખત મીજલશ નેમી. રાગરંગ જારી થયા. ખાનાના ખુમચાથી ખાનાનું દેવાનખાનું મગ મગ બન્યું. મીજલશ ખાના ઉપર ગઈ. પેલો ઇરાની પોતાના ઉતારા ઉપર તવાજો બજાવી ચાલ્યો. ખાનાથી ફારગ થતાં મીજલશ મચી. રામશધરોએ શરોદ ખેંચ્યા. પેલા ઇરાનીની છટા ને ઠપ ઉપર ગાયન તરત જોડાયાં ને તરતજ ગવાયાં—ખાલીફ તેથી ખુશ થયો, તે હોમાયુને ઇરાનીની બેહદ તારીફ કરી.



### ઇરાનની મરદ ખાલીફ હારૂન-અલ-રસીદને આદેલ નૌશેરવાનના દાખ્માની નીશાની આપી તે જોવા લઇ જાએ છે.

ખાલીફની મીજલસ મદાયુનમાં બામદાદની નીમાજ પછે ભરાઈ, તાંહા પેલો ઇરાની તે મીજલસમાં આવેઓ, તેને ભારી મરતબાથી ખાલીફે સુનાની ખુરસી આપી. તમાંમ ઇસલામી દરબારીઓએ તે ઇરાંનીને અજાએબીથી ઇજ્ત નવાજી, સબબ કેશરા નૌશીરવાનના દોખમાની હકીકત જાણવાને તેઓ ખંતી

હતા. પેહલાં ઇરાંનીએ આજુબાજુ નેધાહ કરીને ખાલીફ તરફ નજરે ડેરવી. તે બોલીઆ અગાઉ પાદશાહી અદબ બજાવા ખાતર ઉઠીઓ, હોકમથી બેઠો અને અંદેશાથી જબાં ચલાવી કે—

"એ નવીનવાઈના શોખી જેહાંપનાંહ, આદેલ નૌશેરવાનનું દોખ્મું સામેથી દીસતા કાફ ઉપરના બીજા ઉંચા કાફ ઉપર હઇથી સાત ફરસંગની મંજલે છે. પાયો તમાંમ સંગે મરમરથી લીધેલો છે. ઉપરથી તે દોખ્મું તમાંમ કુનદનથી બનાવેલું છે. તેની ફરતી દેવાલ ખાલેશ ચાંદીની છે, તે અંદર ગોહરલાલ માણુક મોતીએ તે નેકનામના નેઆગોંનોની સખીથી દેવાલ રોનકદાર જડેલી છે, જેથી તે સીહા ગુમબજ આફ્તાબથી રોશન થતા દીન મીશાલે ઝલકાટમંદ છે. તે દોખમામાં તમાંમ ગંજ ખજાંનો તથા બેમુલાં હથીઆર વચે એક બીલોરનું તખત છે તે ઉપર શાહાનશાહ નૌશેરવાનનું તન તમાંમ જરી દેબાહેના કફનમાં ઢંકાયલું ફરમાવેઆ પરમાણે મુકયું છે. તમામ તન આદેલ શાહનું તમાંમ પાદશાહી જહેગોરના સાંજમાં ગરક છે. એ નામદાર ખાલીફ કોઈ કેહશે કે કેશર નૌશેરવાંન તખત ઉપર જીવતોજ બેઠો છે! તેના માથાં ઉપર કદીમ બેમુલું તાજ જેબદાર છે. તેના તન ઉપર ભારી કીમતની દવાઓ મસળેલી છે કે તે તન કોઇ વખતે પણ બગડી નહી જાએ. તેનું બદન તમાંમ અંદરથી ઉમદા અરકોથી ભરી નાંખ્યું છે, કે તેમાં કોઈ જાતનો સરો નહી લાગે. જેવો તે જીવતાં તખત ઉપર બેસતો તેવોજ તે હાલમાં પોતાના

દોખમામાં તખતનશીન છે. જેવારે તે શાહાનશાહનો વાંકો થયો, અને આ બેવફા જમાનાથી હીસાબ ચુકતે તે નેક કેશર હસતીમાંથી ગુમ થયો તેવારે તેને દોખ્મા ઉપર લઈજતી વખતની પાયદસની બે હાર આ મેહેલથી તે આખર કરાર મેહેલ તલગ જમની ડાબી ફક્ત શાહજાદા અને મુલકોના હાકમોનીજ લાગેલી તે વચેથીજ તેનો જનાજો મુશકેલીએ જઈ શકયો. તે વખત કોઈ હીલી હાલી પણ શકયું નહી.

કરોડો ખલક્તથી તે વખત તે સામેનો પાહડ અને તેને લગતી સરહદ એવી ચીકાર કે કીડીને જવાનો મારગ નહી રહેઓ. ગાવીઆની ઝુંડો ઉડી રહેઓ હતો. હજારો જવાંમરદો આંસુંથી ગળતી ચશમો સાથ, હજારો નાજની બાળે બાળપીખી રહેલી, હજારો, શાહજાદીઓ તન બદન પીખી પછડાઈ પડેલી લખોલખ ખલક પોકારો ને જારી કરતી, લખોલખ સીપાઈ બચાઓએ ગીરેબાંન ચાક ચાક કરી નાખેલા, હજારો દરબારીઓ દરદથી રૂદન કરતાં, ને હજારો અયાલ કાપી નાખેલા બોરકા ઘોડાઓના દરદનાક અવાજે, એથી જાણે તે વખતરોજે રસ્તાખેજ મચ્ચો હતો. હવાએ તાંહાં આવી ઠંમ થઈને તે શાહનશાહના ગમમાં ખુનું પકડીયું હતું, વાદલે તેના ગમથી પોતાનું બદન ટપકાવ્યું હતું. પંખીઓ રૂદનના શરોદ લાંબાવી કલ્પાપીત કરી રહેલાં. પશુઓ તેના અદલ ઇનશાફની ખુબી ઉપર નેશા પોહોંચાડી ચુપ દીલગીર ઉભેલાં. તે દીન આ બાતથી માહરી યાદદાસ્ત મારી ચશમમાં તાજો કરે છે "

આ બાતથી જો કે પેલા ઇરાંનીની હીમત નખાતી ચાલતે જો કે આંખમાં આંશુ આવી જતાં વાર ના લાગતે એવો હીંગામ હતો, કેમકે તે ભલા ઇરાંનીને તે જમાનાની પોતાનાં વતનથી જાઓજલાલી, દબદબો, પાદશાહી અને જવાંમરદી યાદ આવી, તેનો સીનો તે હોંકરાથી ઉપસવા લાગો, તોપણ ઇરાનીના લોહીને લાએક રીતે ચાલવાને પકકો ઠરાવ ભરેલો રહો. ના તેણે કાંઇ નબલાઇ કે નીરાસી દેખાડી. ના તે કગલી પડયોકે રડી રહેયો. એક સાધારણ દેખાવની યાદ માફકજ તે હીમતથી ટકયો, તેણે પોતાની પાક ચશમનું સફાઈદાર આશું મુશલમીન મહજબના ખાલીફ અને તેની દરબાર હજુર નાખવાને અફસોસ ભરેલું વીચારયું. તેનો તોર આ વીચારે ખીલી રહો.

તે આગલ કરતાં બેવડી હીમત તેમ દલેરીથી બેઠો રહો. તે આગલ કરતાં હમણા ઘણાજ ગંભીર અને લાયક જોસામાં ઉસકેરાઓ. ના તેણે ખાલીફને ધીકારયો કે ચાહ્યો. તે તો ઇરાન અને ઇરાંની—એ સંબંધવાળા વીચાર ઉપરજ ગુમ સરીખો બની ગયો. અસલ પરમાણેજ વાત આગલ ચલાવી કે.

"ઓ મુબારક ઇકબાલનાં ખાલીફ તે ગજબનાક દીને આફતાબે આશમાંન ઉપર આવ્યાની હીમત કરી નહી, તેપણ ખરે માહેતંમ ભરેલો થઇને સીહાઇમાં રહ્યો; આ મદાયુન તો જાણે બાપ વગરના નાહના છયાં મીશાલે રડતું રવડતું દેખાવા લાગુ. જોકે આજ આ શેહેર મદાયુન તમાંમ જાતની હાલ હવાલીમાં ગરકાવ છે, તોપણ તે દીને જેવું બરગસતે લાગતું નથી. તે

રાહ આજ તમાંમ જંગલી ઝાડીથી ભરાઈ જઈને જંગલી ફાડી ખાનાર જાણવરોનો મુકામ બન્યો છે. ફક્ત તે દીન હું તે નેક શાહાનશાહની અવલમંજલઘાહ જોવા ગયો હતો તો ચોવીસ મોહટા પાહાડો મને વીટાવા પડયા હતા. તે જગા આજ ઘણીજ મુશકેલ થઈ પડી છે, કે માનવી જાત જઈ શકે. આજ ગમે તે કરતાં પણ કોઈ ઈનશાંનની તાકાત નથી કે તે કેશરાનાં દોખમાં પાસ જઇ પોંહોંચે. એવી બીકટ રાહ અને બીઆમની ઝાડી તેથી નાંહાં જતાં કોઇ સલામત રહે એ ઉમેદ આજની નકાંમી છે. બીજું એ હફ્ત-અકલીમની ખાલીફા, શાહાનશાહ નૌશેરવાને દુર અંદેશથી પોતાનાં દોખમાં જેવા ગુમબજે બીજા સાત પાહાડો ઉપર બનાવી માનવીને ભોરવ્યા જેવું કરયું છે કે નકામી રીતે તેના એકાંત પડેલાં તનને કોઇ કોઇ દુશ્મન પાદશાહ ઇજા નહી દે."

ખાલીફ હારૂન-અલ-રશીદ અને તેની દરબાર ઇરાંનીની વાત સાંભળી હેરત રહી. સર્વેએ પોત પોતાનાં મનથી વીચાર કરીને તે એઆલ તજી દીધો. કોઇની હામત પોતાના ખાલીફા સાથ જવાની ચાલી નહી. દાનાવ દરબારીઓએ ખાલીફને સમજાવો એ અજાએબ શોખથી વાળ્યો, અને સર્વે જને આ વાત કાઢનાર આગલા દરબારી ઉપર પોતાની ઈતરાજી બતાવી. તમામ દરબારે તેની ઉપર તાનાજનીને ધીકારનો વરસાત વરસાવેઓ. ખાલીફ વચમાં તરાશથી ન પડેઓ હતે તો તે ઇસલામીઓ પેલા નવી નવાઈના સોખપર ખાલીફને લાવનાર ઈસલામી દરબારી-

નો જાન લેતે, જારે તમામ દરબાર ઠંમ થઈ, અને પેલો ઇરાની ખાલીફ તરફ નેગાહ કરી રહયો, તેવારે ખાલીફે જબાં ખોલી કે.

"એ દુનીઆ જોઇ વલેલા હેરત કરનાર ઇરાની તે નેક શાહાનશાહનું દોખમું હું જોયા વગર રેહનાર નથી. માહરી મરજી પરમાણે થવા સારૂં કોહેકાફ ખોડવો પડે તો તે ખાતર માહરો ખજાનો હાજર છે. જોઇએ તો સાત નવી નવાઇના દરીઆવો કાંય નહી વચમાં આવતા. પણ હું તે મુશકેલી તાલનાર થવશ. ગમે એવા દરદ ને આફત ખમીને જાતે તે નેકનાંમ આદેલ ( જેના રૂહ ઉપર ફીરસ્તાઓની ચોકી અને નબીઓની દેખરેખ હોજો કે ) જોયા વગર રેહનાર નથી.

એ જેહાંન પામેલા ઇરાની, જોયે તે માહરી પાસ માંગ, મારૂ રાજ, માહરો નાંજ, માહરી સતા, તમાંમ માંગીને કામમાં લાવ, પણ એકવાર તે આદેલ અશોને સેજદો કરાવવા ખાતર માહરો રાહબર થા."

ખાલીફ હારૂનની જુબાની ઉપર તે ઇરાની દંગ રહેઓ. તે અંદેશાથી થોડો વખત ચુપ રહ્યા પછે જાણે કંઈ એક ઓહેલી બાબતથી નવાજેસ પામેઆ જેવી ઉલટમાં આવી બોલ્યો.

"મોહટા ખાલીફા; નોકરોને હોકમ કર કે સામી રાહની ઝાડી કાપી તે સાફ કરે; અને શેકારીઓને તાકીદથી ફરમાવ, કે ભારી ચોકશી ને હોશીઆરીથી તે દરમ્યાનથી નીકલતાં ખુનખાર જાનવરોને બેજાન કરે. રાહનો સામાન તઇઆર કરાવ કે જેઓ અકદસ હોમાયુન સાથ સોબતમાં રહે તેઓને કાંઇ ખલલ

ન પોંહોંચે. બંદો ધારે છે કે આપ નામદારની મુરાદ બર આવશે. બંદો હજુરમાં સોમીઓ રહી તન જાન ફીદા કરશે."

ઇશલામી દરબાર ખેઆલમંદ થઈ. ખાલીફ તેઓથી આજુરદા થયલો હતો તેથી તેઓની મરજી ઉપરાંત તેઓના નારાજી કરેઆ નહીં. ઇરાની તથા વજીર જાફર તથા પેલો ઇસલામી દરબારી તથા મોબેદ અને એક ખીદમતગાર સાથ તે તઇઆર થયો. ખુશબો ગોહરો અને બેશુમાર મોતી અને જર જહવેરનાં ઉત્તમ કપડાંનો બાદશાહી પોશાગ બનાવી લેવા કહ્યું. મુશક, અંબર અને અતર સુમાર તેના સાથે રાખ્યું.

જારે ખાલીફના હોકમ પરમાણે ફરમાબરદારોએ પેલી ઝાડી કાપી રાહ સાફ અને શેકારીઓએ ખુખાર જાનવર મારીને દેહસત દુર કરીઆની ખબર ખાલીફને પોંહોંચી, તેવારે એક મુબારેક રોજે મુબારેક વખતે આફતાબ રોશન થતાંજ તે પાદશાહી ખાસ રસાલો લઇ હારૂન પેલા ઇસંની મરદ પાછળ ઘોડેસ્વાર થયલો આગળ વધીઓ.

પવન તુફાંન ભરેલો ફુંકતો હતો, અને આફતાબને ધુજાવીને ઘસડી જતો જણાતો હતો. પેહેલોજ ઘોહોરાકે એવો થયો કે પાહાડોના પહાડો ઘસડાઇને આફતાબ ઉપર જઇ પડીને તેના કટકા કરી નાખશે. એમ ખાલીફ જોતાં ખુબ ચોકયો. તેનો જીવ હીમત હારતો જતો હોય એમ જણાયો. દરબારી તો હાના એટલી તેથી બેપરવા પણ ખીદમતગાર બબરવા લાગો, "નાલેશા હૈવા જાણી જોઇને મોહોતના પંજામાં ખાલીફ લઈ જાઓ છે

તેથી હું ધારૂં છું કે એ દેવાનો બન્યો." પેલો ઓબેદ તો દીન ઉપર ફીદા એટલે જાન આપવાને તઇઆર. પણ પેલા ઈરાની મરદની દલેરી અને ઘોડો ફેંકવાની છટા ઓરજ હતી. તે બેદેહસત ચાહુમ ઘોડો ચલાવતો, અને વસ્તીથી ભરપુર શેહેરમાં જેમ બેદેહસત ચાલીઓ જાએ, તેમ પાહાડો ને ખીઆબાંનો તે પવનના તુફાની સપાટમાં પસાર કરતો પંખી મીશાલે ઉડી રેહતો હતો.

તેની તોપના પીછ ઉપર હારૂનની નેધા હતી. તેના ઘોડાની ચાલ ઉપર તે અજાએબી પામીને વીચારમાં પડેઓ હતો. ઉમેદની મોહોર લાગી હતી, પણ ફળ કેવું નીકલે છે તે જોવાને હારૂન બહુ ઇનતેજાર રેહતો હતો.

---

## ખાલીફ હારૂન-અલ-રશીદ આદેલ નોશેરવાનના દોખ્મા દરવાજે પોહોંચ્યો.

પાહાડો કુદાવતો અને દેહેશ્તનાક ખાહી ખડકો ઓળંગાવતો પેલો ઇરાની આદર જોશેરપની મીશાલે ખાલીફ હારૂન અને તેના સોબતીઓને લેઇ ચાલેઓ. આ જગા સાધારણ દેખાવથી જોરાવર ખુદરતનો મગરૂર નમુનો હતો.

અહુનની નદીના ફાંટાં તે પાહાડો નીચે પસાર થતા હતા, અને ન જોએલાં તનદરોસ્ત રંગ રંગીન જન જનાવરોથી તે ફેળાવનો દબદબો યાદગાર તરીકે ચાહસ્તના પાના ઉપર પઠતો હતો, કે જીયા તે કોહેકાફના સર ઉપર જતા માનવીને આ જમીન નજર ન આવે. કોઇ કોઇ ભારી ઉંડાણ ખાહીમાં આફતાબની

મકદુર નહી કે પોતાનું એક કીરણ પણ પેસાડી શકે! આડ આડી કાપીને રાહ સાફ કરેલી, પણ આજુબાજુ ગંજાવર દર ખતોના રાનથી હારૂનની અકલ હેરત રેહવા લાગી. કાફના શીખરે વાંદલાઓમાંથી તેઓ ઘોડે સવાર ગોયા હવાઈ આકારો પસાર થતાં. ઘણીએક જગા-જંગલ ખુદરત દમાંમથી ખીલી નીકલીને ખેઆલ ન થઇ શકે એવી રલીઆમણી બનેલી મોહટાં મોહટાં તુફાની પવનના જોર અજમાએશ કરવાને આ આશમાનતાઈ લાગેલી પાહાડોની તોંચ લાયક એલાજ હતો.

માનવી તાંહાંથી પસાર થાએ એ વીચારવું ફક્ત ગરૂરી ભરેલું કહેવાય. જાંહાં એક પલનો ઠેડવેલો નજારો દેહેશતે હાડે હાડ ધુજાવ્યાં આગલ ગરક કરે એવી દેહસત ઉપજાવનારો બીઆ-મણો ખુદરતી બાગ, પાહાડો ને કોહ ને નદીઓથી મગજે તમર લાવનાર; તાંહાં ઇનશાનની શું મકદુર! કાળા અને વેરાન કોહ ઉતરતાં, અને રોશનીથી ચમકાત ભરેલાં મથાલે ચઢતાં ફરસંગ દર ફરસંગ આગલ ચાલ્યા.

સાંજ થઈ હતી, ભભુકદાર રોશની ફેંકતો માહતાબ મશ-રેકથી ખીલી નીકલેઓ હતો તેનુ નુર પેલા દરામના પાહાડી રસતાને ચળકતો દેખાડીને પલે પલ રાહબરી કરતું હતું.

વીસામો લેવાને લાયક કોહમાં પેલા માહીર ઇરાનીએ આશા-એસ માટે હારૂનને જણાવ્યું, કે એકાએક તે કોહમાં એક છાંઓ પડેઓ. એક લાંબો પણ મરકુત આકાર તેઓ સામે આવી હોકમથી ઉભો. થોડા વખતમાં તે હીલીઓ, પછે તે સીધો



એક બુલંદ પાહાડ ચઢી ગયો. તેણે પેલા ઈરાનીને કેશર નોશેરવાનનાં દોખ્માનો સીધો રસતો બતાવ્યો. ઈરાની હારૂનને મુકી તે પાછલ લાગો. કે પેલો આકાર એક પછે એક બુલંદ પાહાડો કુદાવતો ચાલ્યો. તે આકર આગલ અને ઇરાની પાછલ એમ હારૂનની નજરથી તેઓ ગુમ થયા. પેલો ગંજાવર આકાર ઘણાએક ટેકડા, ખાહી ચઢી ઉતરી એક ઉંચા ગુંમબજ પાસ ઠરી બેઠો. પેલો ઇરાની તે પાસ આવતાંજ નમી દોજાણું બેઠો, અને બારીકીથી ટીકી જોય છે, તો એક બુજરોગ પણ બાહુર પેહેલવાની ખમીરનો ઉંચો ગરાર જેવો માનવી દીસ્યો. તેના બદન ઉપર જંગલી ગોરખના ચામડાનો પેહેરવાસ હતો, તેના હાથમાં ખરા એલમાસની શમશેરેર નાગી ચમકતી હતી. તેના બરેને સરના બાલ બરફ મીશાલના સફેદ તે ગુસાથી ઉભા થયલા, અને તેની જીની આંખ ઝાંખી હોયાને બદલે એવી તો તેજ હતી કે ઉંડાંમાં ઉંડી ખાહીને તલીએની ચીજને જોઇ શકતી હતી ! તેના હાથ ઉપર માંસની તો કાંઇ નીશાન જણાતી ન હતી પણ તે ફક્ત એવો તો પોહોળાં હાડકાનો ખુફરતી બનેલો હતો, કે ફક્ત તેવોજ જે ઉપર જઇ પડે તો હરીફના બદનનો ખુરદે ખુરદો કરી નાંખે, છતાં એવી તેજદાર શમશેરેર તેણે નાગી પકડેલી કે આશાંનીથી શકત સંગને ચીભરાંની મીશાલે કાપે ! જે મુસ્તકીમ થઇને તે ઉભેલો તેથી પેલા ઇરાનીની હીંમત ઘડીભર હટી ગઇ. કોશેશમાં તે નીષ્ફળ થઇ તાંહાંજ બેભાન પડે એવો નીરાસ થયો. તે બેફાંમીમાં ઉંચા મથાળેથી

ગગડી પડીને જાણે હમણા નીસ્તી થયો ! પણ તેટલામાં પેલા ઇનશાન કરતાં હવાને વધુ મલતા આવતા આકારે તે ઇરાંનીને સલામ કરી. શમશેહેરનો ચમકાત નીચે પડયો. તે પ્રીદ્દા જેવો દીસ્યો.

"ઓ ઇરાની પેહેલવાન ઇરાનની શાહાનશાહાત ગુમ થયા પછે આજ એક ખરા ઇનશાનને મેં આ દરામણી સરહદમાં જોયો ! શું તું ખાલીફ હારૂન અલ રશીદને કેશર નૌસેરવાનની અવલમંજલઘા દેખાડવા વાસતે લાવ્યો છે !"

હીમત મેળવી "હા તે આ જમાનાના નામીચા ખાલીફાએ મને બોલાવી તેથી વાકફ થઇને તે આદેલ નોશેરવાંન જેનાં મુબારક નામ ઉપર ઈરાન પ્રીદ્દા હોજો, અને જેનો વાસો બેહેસ્તનાં પેહેલાં મથકમાં રેહેજો, કે તેની દોખમ જોવાની ઇનતેજારીમાં તે દેવાના જેવો થઇને સેજડો કરવા ચાહે છે."

અને શું તું તેનો રાહબર ! હાઃ હાઃ આપણો પાક મહજબ, વળી તે કરતાં પાકજાદ નૌશેરવાનની દોખમ બતાવવી ! અને ખલીફના કદમથી તે જગા ઉઠલ પાઠલ કરી નાખવી ? પણ અફશોશ તે લેખ બેશક મરાયો છે, બેશક તેમ થવાને સરજત છે."

"તારે શું મેં આ કામમાં જે કોશેશ કરીને તેની ઇનતેજારી પુરી પાંડવાની હીમત ધરી તે વખાણવા જોગ છે ! શું તે જમાનામાં અગમચેતી થઇ ન હતી, કે ઇશલામી મહજબનો એક ઠાંમ તે આદેલ કૈશરાની પાક દોખમ જોઇને તે મર-

નાર શાહનશાહ તરફ હક અદા કરશે અને આવતા જમાનામાં તે ખાલીફ જશમાં નેકનામ ને મસહુરાત પામશે ? આ શું બનનાર વાત નથી ? જો તે બનનારજ હોય તો પછે તેની રાહબરી કરવામાં નેક થયું છે ? બોલ ઓ પાહાડી વસનાર બુજર્ગ. "

" ઓ તીરનદાજ ઈરાની, મેં તને ઓલખ્યો છે. તેં કરયું તેજ ખરૂં છે. એક બાલના બનાવ પાસ તમામ કોશેશ ફોકટ છે. આ દહાડા ખાતરજ હું આ જગો નેમાયો છું, કે તે ખાલીફ આવે તારે તેનો રાહબર થાઉં તો ઓ નેક ઈરાની પેલા ઝલકાતમંદ કંગુરાઓ બુલંદ દેખાય છે. તે કંઇ આપણા આદેલની ખરી દોખમ નથી, પણ પેલો છેક દુરનો સીંહા ગુમબજ તે અશો શાહાનશાહની સાબુત દુખમ છે. તે રાહથી તું દુર પડીને લાંબી રાહે હેજગારીમાં ના પડે, વાસતેજ મેં માહરો દેખાવ તને દીધો. આ રસતે જતાં બામદાદ તે શાહનશાહના દોખમનો દરવાજો ખોળવાને તું ફતેહ પામશે. સાંભલ ઈરાની કે તે બેહશતી આદેલ કેશરાએ ભારી ગંજ ખજાણો ખાલીફ ખાતર રાખેઓ છે, ખલીફ તે તેનેથી થયલી મદારતના બદલામાં બખશેશ તરીકે પામશે. હવે આ સામા દુખમના ગુમબજમાં હું જઇ રહું કે પછે ઘટતે વખત થતા કડાકામાં હું તે શાહાનશાહની દોખમ સાથ આ દુનીઆથી ફારેગ છું. "

કે જેવો દેખાયો હતો તેવોજ ગુમ થઇ ગયો. પેલો ઇરાની ઘડીભર અફસોસ ને જંજાલમાં ચકચુર રહેઓ, પણ સમજ્યા

માફક હારૂનને તે બામદાદ દોખમ ઉપર લઈજવા તાંહાંથી પવન મીશાલ ઘોડો ફેંકી ઉતારાવાલી ખાહીમાં અરધી રાતને વખતે હસતે મોહ આવી લાગો. તેણે હારૂને ખાબ કરયો હતો, તેમાંથી જગાડયો. ખાલીફ તરતજ હોશીઆર બન્યો.

પેલા ઈરાનીએ પોતાના ઘોડાને તાંહાંજ બાંધ્યો. તે બોલ્યો–

"નામવર ખાલીફ હારૂન આપણુને હવે આ પાહાડી રાહ ઘોડેસ્વાર જવું સજાવર નથી. પાઉંપેઆડા આપણે આપણા ઈરાદાથી જઇએ, અને તે શાહનશાહના દુખમાનો દરવાજો ખોલયે !"

ખાલીફે તે બાધુર ઈરાનીના સખુનોને તરત માન આપ્યું. તે પાઉંપેયાદોજ પોતાના સોબતીઓ સાથ તે દરામણી ધાસતી ભરેલી જગામાંથી પસાર થવા લાગો, ખાલીફે પોતાની જીંદગીમાં ન જાણેલા બુલંદમાં બુલંદ પાહાડો ચઢવાનો કશદ કરયો. ઈરાની તો ચીતા મીશાલે કુદતો ચાકુમ જતો હતો. લગભગ એક પછે એક સાત બુલંદ પાહાડોના પેલા દુખમ જેવા કંગુરાઓ બામદાદ તલગમાં પસાર કરતાં એક પાહાડને કઢણે ઉતરયાં તાંહાં ચારે પાસ નદી ફરેલો સામે એક બુલંદ પાહાડ નજર પડયો. ઈરાની તે નદીનાં પાણી પસાર કરવાના ખેઆલમાં હતો તેવામાં પેલોજ ગંજાવર આકાર તેની નજરે પડયો. તેણે પેલાં પાણી વચેથી મછવા સાથ તરી આવીને પોતાના મછવામાં પેલાઓને અંદર લેતોજ કે દુખમ તરફ ચાલ્યો. પલમાં પેલા પાહાડપર પોહોંચી પોહોર ફાટવા સાથ દોખમને દરવાજે તેઓ આવી ઉભા.

**ખાલીફ હારૂન-અલ-રસીદ આદેલ નોશેરવાનને શેજદો કરીં નવો પોસાગ પેહાવેછે અને તે દોખ્મામાં તે નામદાર શાહનશાહની નશીઅતો તેમ આઘાહી સમજે છે.**

---

તે દરવાજો લોખંડનો હતો. તે ઉપર જરબફતનો પરદો હતો. તે ઉપર ખાલીફ હારૂન-અલ-રશીદે નેગાહ કરી તો "જેવું વાવશે તેવુંજ પામશે" આ હરફો વાંચવામાં આવ્યાં; પણ ખાલીફ તે પરદાને હાથ લગાડે શું કે તરતજ તેના પુરજે પુરજા થઇ ગયા ! ખાલીફે તો બનામે ઇજદના બાગે બુલંદ પોકારથી પોતાના દસ્ત આદેલ નોશેરવાંનના દોખ્મના દરવાજા ઉપર મુકયો કે તે દરવાજો પલમાં ખુલી રહેઓ. હારૂન તે દોખમાંની દેવાળ જોએ શું કે તે તમામ સુનારૂપાથી બનેલી; જે ઉપર એમુલાં ગોહરના ઝડાવથી ઇરાનના ગુજરેલા શાહનશાહોની શબી ચીતારેલી, જેથી દોખમ અંદરથી ગોયા આશમાંન મીશાલે રોશન દેખાતી હતી. હારૂન તે જોઇને દંગ થયો.

તે બાહેર પેલા સીપાહ ચોકીબાનને પોહોરા ખાતર રાખીને મોટા હરખથી અંદર દાખલ થયો. દાખેલ થતાં તેણે પોતાના સોબતીઓ સાથ દોખ્માની શીરીને શેજદો બજાવ્યો. જેવારે તે ખાલીફની નજર તે દરગ્યાન થરી, તેવારે તે જોયશું કે એક ખાલેશ બીલોરનું તખત તે દોખ્મા વચોવચ મુકેલું છે, તે ઉપર શાહનશાહ નોશેરવાન પાદશાહી દબદબાથી બીરાજેલો છે. જાણે બેહસ્તનશીન શાહનશાહના કાલબુદમાં જીવ હોય

એ રવેસ તે દીસતું હતું. ખાલીફે આ દબદબા ભરેલી તે આદેલની તખતનશીની જોતાંજ જમીન ઉપર સર ઘસી શેજદો કરયો. તે પોતાના મનથી તાજ્જુબ થયો કે આદેલ નૌશેરવાંન જીવતોજ લાગે છે ! તે ખાલીફે મજકુર શાહનશાહનો ભારી ડર ધરયો. તે ઘણી ગંભીરતાથી તે તખત પાસ ગયો.

તેણે આદેલના તખતને માન ખાતર બુશા લીધા. તે ખુબ રવેસ મરનાર કેશરને જોવા લાગો. કેશર નૌશેરવાનને ગુજરવાને એક મુદ્દત ગુજરી હતી, તોપણ તેનો ચેહેરો અને રૂપ જીવતાં આદમી મીશાલે શલામત અને કાએમ હતાં. બદંન તેનું આખું પણ અસલ માફક શલામત અને કાએમ હતું, સબબ તે તનને મોહોટી કારીગરીથી ખોશબોઈ લગાડીને રાખેલું હતું કે તે લાંબી મુદત સુધી તકે, પણ ખાલીફા હારૂને નૌશેરવાંનનાં કફનને જે વખતે હાથ લગાડયો કે તે કપડાં ખાખ થઇને હેઠલ પડયાં તેથી હારૂને તે બદલે ઊચી કીમતનાં પોતાની સાથે લાવેલાં કપડાં તે ઉપર ઢાંકયાં અને દોખ્મા ઉપરનો પરદો જે ખાખ થઈ ગયો હતો તે જગો એક બીજો નવો પરદો ટંગાવ્યો. અને તે આખાં દોખ્મામાં કપુર તથા અબીર તથા બીજી ઉનચી ખોશબોઈ મેલીને તે જગો ખુશબોથી બેહેકે બેહેક બનાવી.

પાદશાહ નૌશેરવાંનના બદનમાં કાંઇ ફેરફાર થયું હોય તેવું કશું જણાયું નહી, ફક્ત તેનાં કાંન શફેદ થયલા હતા. એ નામવર પાદશાહનુ ' બુજર્ગ રૂવાંન જોઈને હારૂન પોતાની આંખમાં આંશું લાવીને કોરાંનની એક આએત મોટા અવાજથી

બોલ્યો—"મેં જે કાંઇ જોયુંછે તે પરથી બીજાઓ કે જેવોને ચશમ છે તેવાએ ચેતવણી લેવી." તે પછે હરૂનને પાદશાહ નૌશેરવાંનનાં તખત ઉપર કાંઇ એક લખેલુ જણાયું, તે પહેલવી ભાશામાં જોઇ પેલાસાથ લીધેલા પહેલવી જુબાનના કામેલ મોબેદને હોકમ કીધો જે તે વાંચીને તેહેનો ખોલાશો સમજાવે. એ હોકમથી પાક દીનનાં મોબેદે તેહનો ખોલાશો કરયો કેઃ—

**નસીઅત**—"આએ જેહાંન હમેશાં રહેનારી નથી વાસતે જે સખસ આ જેહાન ઉપર કમ ખેયાળ રાખે તેનેજ બુજોર્ગ કહો."

"તું ફના થયા આગલ આ જેહાનનું સુખ ભોગવી લે."

"તુંથી જે લોકોને ઉંચો મરતબો છે તેઓ પાસેથી જે બક્ષેશ મેળવવાની તું આસા રાખે છે તેહેવીજ બક્ષેશ તું તારેથી ઉતરતા મરતબાવાલાઓ પર સદા કરતો રહે."

"અગર જો તું આખી દુનીઆ ફતેહ કરશે તોપણ નીદ્યાન મોહોત તારીપર ફતેહ પામી તુને એકદમ જીહીતી લેશે."

"હોશ્યારી રાખજે કે તાહરૂં બખત તારી સાથ દગલબાજી નહી કરે."

"જેવું કરશે તેવુંજ તું પામશે. તે કરતાં જીનહાર રેશ વધતી કે ઓછી પામનાર નથી."

ખલીફા હારૂને નૌશેરવાંનની આંગલીમાં એક માંણેકની વીંટી જોઇ તે ઉપર આ નશીહત કોતરેલી હતી કેઃ—

"જુલમછોડીદે—નેકીકરવાને શીખ-કોઇપણ કામ ઉતાવળથી ના કર."

"અગરજો તું એક જમાના સુધી જીવતો રહે તોપણ એક પળ કજાને યાદ કરવાથી દુરના રેહે."

"તમામ સંસારી માયા કરતાં શેયાંણા અને અકલમંદોની સોબતને કીમતી કરીને જાણ."

પાદશાહ નૌશેરવાંનની જમણી બાજુપર એક શુનાનો બાજુબંધ હતો તે ઉપર આ લેખ હતો કેઃ—

"આ વરશનાં અરદીબેહેશત મહીનાના ૧૦ મા રોજે માહરી દોખમામાં મુસલમાંની મહજબનો મુરબ્બી ખલીફો ચેઆર નેક ભલા અને એક બદ ખશલત મલી પાંચ આદમીઓને લેઇને માહરૂં દોખ્મું જોવા અને મને શેજદો કરવા ખાતર તજદી લઇ આવશે."

ઉપલી આગાહી હેઠલ હારૂન પોતાના બાપબપાવા તથા તમાંમ ખાંનદાંનનાં નામ વીગતવાર જોઇ હેરત રહો. હારૂન પાદશાહ નૌશીરવાનનું દોખમું જોવા સારૂ આવશે તે વીશે એક બીજી અગમચેતી હેઠલ લખ્યા પ્રમાણે કોતરેલી હારૂને જાણી કેઃ—

"એ પાદશાહ મને આબરૂ ઈજત આપશે. અને જોપણુ માહરૂં તે કેશર ઉપર કશું પોહચતું નથી, તોપણ તે માહરા હકમાં નેક બજાવશે, મહને નવા કફન પેહાવશે તથા માહરાં દોખમાં દરમ્યાન ખોશબોઇ ભરેલાં અતર છાંટશે; પણ તેની સાથે જે બદ આદમી આવશે તે માહારી સાથ દગલબાજીથી ચાલશે. હું ખોદા-એતાલાને અરજ કરૂં છું કે માહારી ઓ-

લાદના એક માનવીને મોકલે કે તે એ ખલીફની મોહોટી બક્ષેશનો બદલો વાળે અને તેહેનાં કમીનાં શોખતી પર કીનો લીએ !! માહરા તખત હેઠલ એક કોટરેલો તખતો છે તે ખલીફાએ ધ્યાનથી વાંચી તે દરમ્યાનનો નીરજીવ હદીયો તે મંજુર કરશે. તે ગંજખજાના શીવાએ બીજું હું આપી શકતો નથી તે વીશે તે નેકનામ મને દરગુજર કરશે."

આ અજાએબ વીગત જાણ્યાથી ખલીફાએ તે તખત નીચે પોતાનો હાથ ઘાળયો કે તેહાંથી એક કોતરેલો માણુકનો તખતો તેને મળ્યો કે જે તખતો હાથની હડેલી કરતાં મોહટો હતો. તે તખતા ઉપર કંઇક હરફો પેહેલવી ભાશામાં કોતરેલા હતા. મોએદે વાચતાં હારૂન ખાતર કીમતી હથીઆરોનો તથા બેમુળાં જહવેરાતોનો ખજાનો જે ઠેકાણે હતો તે તેણે જણાવ્યું ! જારે તે જહવેરનાં ચરૂઓ ખોળી કાઢ્યા તારે તે ઉપર આ પેહેલવી હરફો કોતરેલા હતા.

"ખાલીફ હારૂને માહરી સાથે જે નેકી કરી છે તેના બદલામાં આ ખજાણો હું તેને બખશું છું, જે ખજાણો ખલીફાએ લઇને મને માન આપવું."

આ તમામ ગંજ ખજાણો જોઇને પેલા બુજરોગ ઇશલામી દરબારી હોશેન બીન સુલેમાનની નજર ફરી. તેણે પોતાના ખાલીફાને દમાંમથીજ કહ્યું કેઃ—

"ઓ જમાનાને દબદબા ભરેલા કરનાર ખાલીફા આ તમાંમ જર ઝવેર અને બેમુળાં ગોહરો જે દરેક એકેક પાદ-

શાહતની કીમતનાં છે, તે ગંજનું મુઆ માનવીનાં હાડ પાસ શું કામ હોય? હોકમ હોય તો એમાંના થોડાં એક હું પોતે લેવું."

ખાલીફ આ રવેસના ઉલટી ઇમાંનદારીનાં સખુનો સાંભળીને હોશેન બીન સુલેમાનને કેહવા લાગો કે:—

"ઓ નાદાંન બેઇજત તું આ શું સુખન બોલ્યો! બેવફા ને નીચ માનવી કરતાં પણ નાલાએક ચાલથી તેં તાહરી આ બુજરગીને ડુબાડી છે. મોટા અને શાણા આદમીને આ માગણી ઘટે નહી. બલકે એ રવેસની નીચ માગણી લુટારા ચોરોનેજ છાજે છે." આ ઠપકાથી પેલો રાજદરબારી શરમીંદો થયો. ખાલીફ ગોસામાંજ પણ પ્યાર ભરેલી નેઘાહથી પેલા બાહુર ઇરાની સાથ દોખ્મા બાહેર આવ્યો. તેણે પેલા ચોકીબાનને કેશર નોશેરવાંનને શેજદો કરવા મોકલ્યો.

---

## શાહાનશાહ નોશેરવાંનની આગાહી ખાલીફ હારૂન અલ-રશીદે ખરી પડેલી જોઇ. આદલ નોશેરવાનનો ખજાનો ને નશીઅત લઇ ખાલીફ તાંહાંથી પાછો ફરે છે.

પેલો ખેદમતગાર સવાર અંદર જઇને જોતાંજ બેમુળ ગંજ ખજાનાથી લલચાયો, તેણે તે મતા હાથ કરવા હજાર ખ્યાલ શકતી ચલાવી, પણ તે બેમુળો ગંજ પોતા પાસે છુપાવાને જોખમ ભરેલું સમજ્યો. તેણે પાપી દીલથી કેશર નોશેરવાંનના

રૂવાંનને શેજદો કરયો, ઉઠતાં તેણે પોતાની નેઘા તે મરનાર શાહાનશાહના તન ઉપર બારીકીથી કીધી. તે વખત તે મુશલમીનની નજર તે અશો રૂવાનની આંગળીએ પેહેરેલી એમુળી વીંતી ઉપર ગઈ. તે તરત તેણે હીમતથી કાઢી પોતાના બખતરમાં છુપાવી, અને પાછો ફરયો. ખાલીફ હારૂન અલ રશીદ તે ખેદમતગારને જોતાંજ પાંમી ગયો, કે તે બુરાં આદમીના ચેહરાનો રંગ બીલકુલ સપેત મારયો છે, અને તે તકશીરવાર ચેહેરાથી જોય છે. આ રવેસની મરહુમ શાહાનશાહની આગાહી ખરી પડેલી સમજીને હારૂન અજબ રહયો. તેણે તાલથી પોતાની સાથના પેલા ઇરાનીને કહી જણાવ્યું કેઃ—

" નેક કેશર નોશેરવાને જે અગમચેતી અને જાણ કરી છે, તે તમામ ખરી પડી છે. તો તે અગમચેતી પ્રમાણે આપણી સાથ એક બુરૂં માણસ આવ્યું જોયે, વાસતે તલાસ કરીને તમામ જણના બદન ખોળ્યે કે કોણે તે નેક શાહાનશાહ સાથ બુરાઈ ને લાલચથી મરગરજાન ગુનાહ કરયો છે!"

ઇરાની તે સાંભળી તવાજો અને અદબ બજાવીને બોલ્યો કેઃ—

" ઓ જેહાનના નામવર ખાલીફા આપણે તો પાંચજણ સાથ દોખમ દરમ્યાન ગયા હતા. આપ નેઘાહ હજુર શેજદો બજાવી ફરયા હતા. પણ પેલો ખેદમતગાર તનહા ગયો છે તેને તપાસવો લાજેમ છે. જો તે તપાસમાં સપડાય તો તે નેકનામ હક અદલ નોશીરવાનની અગમચેતી અજાએબી પમાડનાર ઠરે છે. તે એજમતી શાહાનશાહે જે પોતા બાબે કહ્યું

અને જણાવ્યું, તે જારે રેસ તફાવતે પણ ઉલટું કરયું નહી તો કોઇ પાપી ને રજાળો માણુસ આપણા દરમ્યાન નીકળવોજ જોએ. હું ધારૂં છું કે ખેદમતગારે દેઆનતમાં બેઆનત અને જાનપર જાસતી ઉપજાવી છે. તેના મોહનો રંગ તેના કામની કાલજી કેહનાર પકુ ફીમીઊ જણાય છે."

ખાલીફે ઇરાંની બુજરેગની બાહોશ જુબાનીથી દંગ થાઈ તરત હોકમથી ખેદમતગારના ઝાડા લેવડાવ્યા, કે ઇરાનીએ કરેલી અટકલ રાસત ઠરી. ગોયા તે ઇરાનીએ તે વખતે આગાહી કેહવાનો દાવોજ સાબેત કરયો.

ખાલીફ પેલાં ઇરાની મરદ શાથ દીલગીર ચેહરે પણ ભારી હોશ્યારીથી દોખમામાં પાછો ગયો. ફરી શેજદો બજાવ્યો. ફરી તે બનાવે ઇજદના નામથી ઉઠયો, અને મરનાર આદેલ નોશે-રવાનની આંગળીએ પેલી બેમુલી અંગુઠી પેહડાવી પેલા ચબ-રાક ઇરાની સાથ બાહેર નીકળ્યો કે લરજે થઇને જમીન હીળી.

જાણે જેહાન ગરક જતી હોય તેમ આશમાંન ને જમીન ફરવા લાગાં. પેલો અસલી લાંબો આકાર તેઓ પાસથી ફરી ગયો, કે એક વાદળ ગરજે તેવો મોહટો કડાકો થયો, એક ગેબી અવાજે હારૂનને શલામ બજાવી કે તે દોખમ માનવી જાતની નજર અને માનવી જાતની જેહાંનથી ગુમ થઈ. ખાલીફ, ઈ-રાંની અને પેલા ચાર શખસો તાજુબ થઈ જોતા રહ્યા. સઉ પાહાડ સરખા થતાં પવનની જંગલી ખુશબોહાર ઝરી તેઓને વાગવા લાગી. ખાલીફ પોતાના મોજેજા ભરેલા ઇરાની શોખતી

સાથ પેલા બતાવેલા ખજાનાની ખોળમાં મશગુલ થયો. અને જારે તેનો પટો હાથ લાગો તારે તે ખજાનો બગદાદ મંગાવી લેવાના ખાસ હોકમ તેણે પોતાના ચુનન્દા શરદારો ઉપર કરયા, કે તેઓ જોઈતા શરનજામ સાથ બોલ બોલતાં તાંહાં આવી લાગા. ખજાનાનું એક સંગેમરમરનું બાંધેલું એવાંન હતું તે દરમ્યાન પાંચ ગંજ પોલાદી હથીઆરના, દશ ગંજ ખાલેશ સુનાના, વીશ ગંજ બેમુળાં ગોહરનાં તે દરમ્યાન એક બેમુળા માણુકની તખતી લગભગ ચોરસફુટ હતી, તે ઉપર ખુશ પેહેલવી ખતે લખેલું હતું તે મોબેદે વાંચ્યું કેઃ—

"જેને પાદશાહી નહી, તેને કાંઈ દુનીઆની લેહેજત નહી. જેને પૈસો નહી તેને કાંઈ આબરૂ નહી. જેને ઘેર ફરજંન નહી તેને કાંઇ ખુશી નહી."

બીજી તખતી ખાલેશ ગોહરની હતી તે દરમ્યાંન મોબેદે વાંચ્યું કેઃ—

"જેટલું તું દુનીઆમાં પેદા કરે તેટલું ખા અને બક્ષેસ કર, જમાવ કરેલો ગંજ જોઇ તારાં ફરજંન કીનામાં ઉશકેરાશે, અને એવાં તોફાન ઉપર ચડશે કે તાહરો દીનપણુ યાદ કરશે નહી. જે ફરજંન ઘણો ગંજ પામશે તે ઘણો ખુશી થશે. જેને થોડું મળશે તે દુઃખી થઇ તને મુઆ પાછળ બદ બોલશે, વાસતે મેલવે તે ખા પી અને બક્ષેસ કર."

જારે ખજાણો ખોદ્યો અને તે બાહેર કાઢયો તારે તે દરમ્યાન એક પાદશાહાતને જેબ દેનાર બહુ બેકીમત પાંચ

બાજુવાળુ તાજ હતું. તે કીમતી જોહરો જડીત તાજ ઉપર પેહેલવીમાં નશીઅતો હતી, તે મોબેદે વાંચી કેઃ—

**બાજુ પહેલી**—"પોતાને પીછાણનારાઓને મારી શલામ કહે. હરેક કામ શીરૂ કરવા આગળ અંજામ વીચાર. કોઈ ઉપર ધસારો કરવા આગળ પાછળ હટવાના મારગની જોગવાઇ કરી રાખ. કોઇને પણ હકનાહક દુખ દેવાથી દુર રેહ. સંઘી ખલકતનાં સુખનો ઉપાય કર. બીજાઓને દુખ દેવાની શકતી એ ઇનશાન તાહરા પોતામાં સમજી તું મોટાઇ ના માણ."

**બાજુ બીજી**—"કાંઇ પણ કામ મંડાણ કરવા આગળ બીજાઓની મસલહત લે, પણ તે પુરૂં કરવાનો ભરૂસો અજાણ ઉપર ના રાખ. પોતાની જીંદગાની માટે પોતાની દોલત અને પોતાના ધરમ વાસતે જાન ફીદા કર. નેકનામી મેળવવા વખત ખરચ. દોસત મેળવવા સબુરી પકડવા શીખ."

**બાજુ તીજી**—"ભાગી તુકડા થઈ જનારી, ચોરાઇ લુટાઇ ગુમ થનારી, બળી જલી ભશંમ થનારી, એવીજ ચીજ તે વાસતે બીલકુલ તું અફશોશ ના કર. પારકા ઘરમાં હરગીઝ હોકમ ના ચલાવ. તાહરી પોતાની રોટલી તાહરા પોતાના બીસતરા ઉપર નીઆમત સમજવાની તેવ રાખ. ઓરત જાતના ફાંદામા નાં ફસ."

**બાજુ ચોથી**—"બાદ કબીલાની છોકરી સાથ લગન કરવાથી વેગળો રહે. બેશરમ સાથ બેશવાથી પરહેજ રેહ. કબી સુધરનાર નહી એવા જે બદીમાં ગીરફતાર થયેલાં તેઓથી દુર

**રેહ. મેહરબાંનીની કદર નહી બુજનારાઓ સાથ મળી બેશવા અનેં વેહવાર પાડવાથી પછાત રહે. બીજાના અશબાબ ઉપર** લાલચ ના પકડ. પાદશાહથી સાવધ રેહ કે આતશ અને પાદશાહ ગોયા એક ખમીર છે. તે સળગીયાથી પોતાની આસપાસનું નામ નીશાન નાબુદ કરે છે. તું પોતાના તેમ બીજાના ગુણની કીમતની કદર સમજ. મોહોટા સાથ લડવાથી મોકુફ રેહ. "

**બાજુ પાંચમી**—"તખત તાજદારોથી, નાજની ઓરતોથી, અને શાહેરીના કરનારાઓથી ડર. કોઇની અદેખાઇ તેમ એબ ધરવાની આદતથી હાથ ઉઠાવ. સુખી રેહવાની તેવ પકડ, ગુસો ના કર કે તે કરયાથી તાહરો ભવ પસતાવામાં ગુજરશે. તું પોતાના કુટુંબની અબલાઓને ઇજત મરતબાથી રાખીને મેહેબાનીથી ઉધાર. રોપ નવું બી તે ઝાડમાં ખીળી મોટું થઇ કોઇ દીન તુને કામ આવે. ખરચ કમાઈ અંદર રાખ. પગ જોઈ પાઠરણું તાણ. બનતું કામ બજાવ."

---

**હારૂન-અલ-રસીદને પેલો ઇરાની બુજર્ગ બેમુલી નવાજેશ કરી પોતાને વતન પાછો ફરે છે. હક નૌશેરવાન આદેલના ખજાના સાથ ખાલીફ બગદાદમાં દાખલ થાય છે.**

કેશર નૌશેરવાનનો બક્ષેલો બે કીમતી ગંજ અને તે કરતાં **વધુ બેકીમતી નશીહતનો જઠો એથી તે ખાલીફે કેઆનીઓ**

બાએ હેરતમંદ મત બાંધ્યું. તે પાહાડ કોહથી ઘેરાયલું મોહટું મેદાંન ખાલીફ્‌ના મન ઉપર કારી અસર કરનાર થયું. તેણે ઈરાનીને જોઇ કહ્યું “ ઓ બાધુર ઓલાદી જોયે તે તું આ ગંજ ખજાણામાંથી માંગી લે. તારી હીમત અને ઉલટથી મેં માહરી મુરાદ પામતાં આ ગંજનો હદીયો મેળવ્યો. અજાએ- બીતો એ છે કે જે ગંજ ખજાનાની રેસ કોઇપણુ પાદશાહ જીવતાં બીજા પદશાહની મુલાકાતે ન નવાજે તેવો બેમુળો અને બે બેશુમાર ગંજ તે નુરી નૌશેરવાને પોતાના મોહોત પછે મને નવાજ્યો ! ઓ એજમતી ઇરાની જોયે તે તું લે કે ખાલી- ફ્‌ને પાછલો જમાનો બેકદર નહી ગણે. તાહરી હીમત અને જંનાળ જેહેમત એટલી થઇ છે કે કદાચ માહરી પાશ બીજો ગંજ આ વખત હોય તો તેથી તું બુલંદ કદના ઇરાનીને નવા- જવામાં પછાત નહી પડું, પણુ એટલું માગુ છું કે આ તખતી કે તાજ કે માણુકનો ટુકડાનો ખ્યાળ નહી કરે. ”

તે શખુન સાંભળતાંજ ઇરાનીએ ઝડપથી હારૂનને શેજદો બનાવ્યો, પછે પોતાના બખતરની કરી ખોળીને એક ગૌહરનો પાસાદાર ગોળ દરો કાઢયો, જે આપતાં આપતાં બોલ્યો ને ચાલ્યો કે “ ઓ નેકનાંમ ખાલીફ્‌ા માહરી પાસ ગંજ ખજાનાની કાંઇ મોટાઈ નથી. આ માહરો જમાનો બુઢાપામાં ફેરવાયો છે તેથી આકેબત અજલ માહરી ઉપર ભમે છે; તાંહા તું ખાલી- ફ્‌ાની નીશાન કે યાદની મને જરૂર નથી. હું મહજબ તેમ જમાનાથી જુદોજ ઇનશાન છું. માહરી ઉપર જુદાજ કેશરની

બાદશાહી ને હાકમી ચાલી છે. તેની યાદગાર જીનસોથી માહરાં ભંડારો ભરપુર છે. વાસતે મને તું નામદારની કોઈ બક્ષેશ પરવરે નહી. મને તો આ જેહાંનશીન ખાલીફા, તુંએ માહરા મરહુમ કેશરની જાસ્ત કરી તેના બદલામાં કાંઈ બેકીંમતી બક્ષવું જોયે. આ ગોળ લખોટો ખાલેશ ગૌહરનો પારાદાર કરેલો કટકો છે. એની કીમત એના આબને ઝળકાટથી આશકાર થાય છે. ગમે એવી સીંહારાતે એ ગૌહરી શેનારો કોઇ બીઆબાંનમાં મુક, અને જો કે તે શું ઝળકાત ને ઉજાસથી ચળકે છે.

એ લે, અને દીલમાં યાદ રાખ કે તારાજ ને પાયામાલ ઇરાની ટોળામાં હજી એક બાધુર પણ નાચાર ઇરાંની વસે છે તે પાદશાહી ગંજ ખજાનાની દરકારથી દુર છે. તેણે પોતાની કોમને પાયામાલ કરનાર કોમના વડાના મનની મુરાદ બર લાવવા આ બુઢાપામાં જેહમત ખેંચી છે, અને મુરાદ ધરાવનાર મહજબ દુશમને જે નેકી ને હોંસ કેશર નૌશેરવાંન માટે બતાવી, તેની કદર અને અજાએબીમાં આ બેમુજું ગૌહર જેની જોડ કદાચજ શાહાનશાહોના ગંજ ખજાણામાં હશે તે બખરયું છે. "

એ બોલતાં જાંહાંથી તેઓ પાઉંપેઆદા થયા હતા, તાંહાં આવી લાગતાંજ ચીતા મીશાળે પેલા ઇરાનીએ કુદી હારૂનને શલામ અલેક બજાવી ઘોડા ઉપર સવાર થતાંજ એડ લગાવી કે પવન કરતાં વધુ ઝરફે તે પાહાડો ને ખરકો કુદાવતો ખાલીફ હારૂન-અલ-રશીદ અને તેની નામવર મીજલશની નેઘાહથી ગુમ થયો.

છેલી બેશુળી બક્ષેશ ને તે ઈશિનીનું ગંભીર ગમખાર બોલવું હારૂને ખુબ ધ્યાંણથી મનમાં લીધું. તે આ વખતે જાણે કોઇ પેઆરામાં પ્યારી વસતું ખોહી રેહા જેવા દીલગીર ચહેરે બેફામ ઉભો હતો.

વખત, ઓ બલવંત વખત, તાહરા ફેરફારમાં સર્વે અટવાય છે. તું ગોયા સીંહને સસલુ ને સસલાને સીંહ બનાવનાર જાદુઇ તલેશંમ છે. જેના જોર પાસ જેહાંન લરજતી ને નમતી, જેના રોબ પાસ શાહાનશાહો બેરાબ હતા, જેની પાદશાહીથી બીજી પાદશાહાતો હલકી ને નીચી હતી, જેના પહેલવાનો જેવા જેહાંનમાં જંગીઓ નહી. જેના હથીઆર જેવા કારી કોઈ હથીઆર નહિ, જેની ગુલામગીરીમાં ફતેહ હાથ જોડી રહેલી, જેના સર નીચે આફતાબ ને માહતાબ, અને જેના પગ નીચે આશમાંન ને શીતારા, જે ઉપર કોઈ જાતની અસર કરે નહી.

જે જોવો તે તેની પાસ તો તાંહાં નીરજીવ, તેવી જે ઈશિનની પાદશાહાત, તેવા જે ઈશિનીઓ, તે હાલમાં હારૂનની જાઓજલાલી પાસ કાંઇ નહી. એક પણુ ન રહ્યા કે પાછી વતનની ઉમેદ તાજી થાય. અરે વખત, ઓ વખત, તાહરા દાવપેચમાં ડાહ્યાઓ ડમડીમાં ને મુરખાઓ મહોરમાં પુંજાએ છે!

ખાલીફ ભારી દબદબાથી કેશર નૌશેરવાનના ગંજ ખજાણા સાથ મદાયુનથી બગદાદ જવા તઇઆર થયો. મંજલ દર મંજલ મઠક ને ઉતારો કરતાં તથા પાદશાહી નવાજેશ ને મરતબે પુજાતાં બગદાદના સુંદર દરવાજે આવી લાગો. આહેરજ પાદશાહી

દેહરાઓ ખેંચાયા. પેલા ખેદમતગારને બગદાદની દરબારમાં મોહટી હીનપસતીમાં ગરકાવ કરી કાઢયો. પેલા દરબારીને સારી દરબારમાં શરમાવ્યો, અને જે નશીહતો પેહેલવી હતી, તે પોતાની ભાષામાં ઉતરાવી તેની કેતાબો બનાવી જાબજા પ્રગટકરી, એક શુનેરી પતરાં ઉપર તે કોટરાવી દરબારને મુખરે ટંગાવી.

પેલા મોબેદને પછે સારી નવાજેશથી ભરપુર કરીને રજા આપી. માવલ-ઉલ-નહેર તો ખાલીફના આવ્યાથી નવરોજના તેહેવાર મીશાળે ખુશ ખુશાળીની રામશનીમાં ખીળી રહ્યા.

ગણતરી વગરના ચેરાગોથી તે સરજમીન શેતારાલોકું આશમાન થયું. તેને તે ખરા આશમાનની ખુબશુરતી ઝાંખી પાડી. નીમશબે ખાલીફ તે જાઓજલાલી સાથ બગદાદમાં દાખલ થયો. દરેક જગો રામસનીઓના રાગ, દરેક જગો ઇશક અને રંગ અને તેજ, દરેક જગો ખ્યાળ ને ગુમાન ને કેફ, જાણે બગદાદ શરબતથી કેફી થયલું મીથી માવજતમાં મસત હતું. નોશેરવાંનનો બખશેલો ખજાનો આ રોશનીમાંથી ચળકતો આવ્યો. ખાલીફે તે ખજાનામાંથી આખા બગદાદને લાયક નવાજેશ કરી. તેણે પોતાની રાણી જુબીદાને તો ગળામાં પહેરવા પેલી અજબ તખતી, સરપર મુકવા બેમુળ તાજ અને કપાળે લટકાવવા પેલો પુરાની ગૌહર ગોળો બખશ્યો.

એક બેમુલો બાજુબંદ પોતે બાજુ ઉપર લટકાવ્યો. દરેક જનાનખાનું, દરેક માશુક અને દરેક રંગીળી બાંદી ઉપર તે લાયક હદીઓ વરસાવી ખાલીફે તે ખજાનાનો બેસુમાર ઉપયોગ

કીધો, લેકીન તેમાંથી કાંઇ ખાળી થયું હોય એમ દીશ્યું નહી.

પાદશાહી ખજાનો આ ખજાનાથી ભરપુર થયો. સારા માવલ-હુલ-નેહેરના મુલકે સારી રાત દીવસ કરતાં વધુ ખેલ રંગમાં ગુજર્યા પછે જેવાર આફતાબના કીરણનો પહેલો શરેરો ખેંચાયો કે તે તમામ ખલકત ખાલીફની મશજીદમાં મળી. ધરમના વડા ખાલીફે જરના બીછાણા ઉપર ડોબાણું માંડયું. કે અહ્યા ! એ શુખનથી બંદગી ચાલી. તે નુર નૌશેરવાંનના નામથી આખર થઈ. ફીરદુશમાં નૌશેરવાંન આરાંમ પામ્યો. એ છેલ્લો લખજ હારૂનની બંદગી પાછળ બોળાયો.

---

**મરણવેલા હક નૌશેરવાંન આદેલની વસીઅત**—

ઇ. સ. ૫૭૯ માં નૌશેરવાંન આદેલ શાહાનશાહ ગુજર પાંમ્યો. તેનાં વિષે એવું કહેવાયલું છે કે પોતાનાં મરણુની છેલ્લી ઘડીએ, પોતાનાં બદનમાંથી જાન ગયા આગમચ, તેને પોતાનાં વજીર તથા અમીર ઉમરાવોને નીચલી અક્કલ પસંદ વસીઅત કરી હતી, ને **"અંદરજે ખુશરૂએ કોબાતાંન"** નામની પહેલવી ચોપડીમાં જલવાઇ રહી છે અને તેનો ગુજરાતી સાર નીચે મુજબ છેઃ—

"જ્યારે મારો જાન આ બદનથી છુટો પડે ત્યારે મારાં કાલબુદને લઈ જઇ મેલ્યા પછી ત્યાં એકઠાં થયલાં સઘળાં લોકોને બુલંદ અવાજે જણાવું કે'—'આદમીઓ ! સવાબ કરવામાં ઉંલત રાખજો, ગુનાહ કરવાથી દુર રહેજો, આ દુનયવી

દૌલત હલકી ગણુજો. આ બદન ગઇ કાલે એવી હાલતમાં હતું કે જે વેળાએ તેની હજુર આદમીઓ ત્રણુ કદમની અંદર ઉભાં હતાં, પણુ આજે તે જાન વીનાંનું થવાથી તેને હાથ લગાડનાર રીમન ગણાય છે, ને પવિત્ર થવા બરશનુમ નાહવું પડે છે, નહી તો તે બંદગી કરવાથી અને ભલાં લોકો સાથે ભેલાવાથી બાતલ ગણાય છે. ગઇ કાલે એ જીવતું બદન પોતાનાં પાદશાહી દરજજાને લીધે પોતાનો હાથ કોઇને આપતું હતું નહી, જ્યારે આજે તે મૂરદાલ થયાથી કોઇ તેને હાથ લગાડતું નથી કે રખે રીમન થાય; માટે આ દુન્યામાં સર્વનાં સારા આશીર્વાદ મેલવો એવી રીતે ચાલજો, દીલમાં હમેશ સાચ્ચાં કાંમ કરવાનો વિચાર કરજો લોકોનાં ભલાં સારૂ ઉલટ અને તાકાત રાખજો. કાયદાસરનાં અને પ્રમાણીક કાંમ કરજો, ઇનસાફનાં કાંમમાં હમેશ સખી રહેજો, આત્માને લગતી અને દીનને લગતી નસીઅત સાંભળનાર થજો, કોઇનાં હક લુટતાનાં. ધ્યાંનમાં રાખજો કે હકુમત અને દૌલતબી કેવી રીતે જાતી રહેછે.

આ દુન્યાની જીંદગી ટુંકી છે, જ્યારે આવતી દુન્યામાં લાંબી જીંદગી ગુજારવાની છે, અને ત્યાંનો ન્યાયાધીશ સાચો છે, માટે આ દુન્યાંમાં લાંચ રૂસવતનું કામ કરતા નાં-રવાંનને બદલે તનને પસંદ કરતા ના, જો તમોએ અહીં ઘણો સવાબ કર્યો નહશે, તો તમારાથી મરણ બાદ ચીનવત પુલ પસાર કરી શકાશે નહી, કારણ ત્યાં મેહેર અને રશ્ને જેવા સાચ્ચા ન્યાયાધીસો છે. જો તમો આ દુન્યામાં તમારી ભલી દીનનાં

ફરમાન મુજબ ચાલશો તો મરણ બાદ પેલી દુન્યામાં બેહેસ્ત મેળવશો. જો તમે કીરતીવાંન થવાનાં હો તો કોઈનું ભલું જોઇ અદેખાઇ કરતા નાં. આ દુનીઆને એક મહેમાનનાં ઉતારાની જગા મીસાલ ગણજો.

મેહેનત લઇ ગુનાહ નીવારણ કરવા ખંત રાખજો. તમારામાનાં દરેક જણે આ સવાલો ધ્યાનમાં રાખવા કે હું કયાંથી આવ્યો છું? શા કારણસર અતરે આવ્યો છું? પાછું મને કયાં જવું છે? ત્યાં મારી પાસેથી શું માંગશે? આ સવાલોનાં જવાબ આ છે કે-હું અહુરમજદની નજદીકથી આવ્યો છું, દરૂજની તથા હરપ્રકારની બદીની સામે થઇ તેને તોડવા સારૂ અત્રે આવ્યો છું, મને પાછું અહુરમજદની હજુર જવું પડશે, અને ત્યાં મારી પાસેથી મેં અતરે શું શું નેકી કીધી શું ઉદ્યોગ કર્યો, અક્કલનો ઉપયોગ કરી કેવા પ્રકારની જીંદગી ગુજારી અને સુધરેલો ખવાસ કેવી રીતે રાખ્યો, તે જાણવા માંગશે "

આટલું બોલી તે કેશરા આદેલે જાન કીરતારને સોંપ્યો.

---

**ખુલાસો:**—હક નોશેરવાંન આદેલ પાદશાહનું દોખ્મું જોવા ખાલીફ-હારૂન-અલ-રસીદ જાય છે અને નોશેરવાંનની આધાહી વાંચે છે, વિગેરે. નોશેરવાંન આદેલને પોતાની હયાતીમાં આધાહી થઈ એનો ભેદ છે, તેમજ આ દોખ્મું આટલો વખત એમનેએમ રહ્યું અને તે જોવા છેક બગદાદથી હારૂન મદાયનમાં ગયો ત્યાં જતાં મુશીબતો નડી, દોખ્મામાં લખેલી દરેક

આધાહી સાચી પરિ, એ બધી બાબદો હવાનાં ચમત્કાર છે. અને દુનીઆ લોકને નસીઅત આપવાનાં ખુદરતનાં મોજેજા છે. ( એનો ખુલાશો આગળ વાંચતાં માલમ પડશે. )

હક નૌશેરવાંન આદેલ ઘણો નામીચો શાહાનશાહ થઇ ગયો છે, અને તવારીખમાં એનું રાજ ઘણું વખણાયલું છે. અલબત સારા પાવરની હવાનાં ઉંચ જીવો હમેશાં પરસ્વાર્થી, અને નમાના, તેમજ સાદા અને સાલેશ છે. આદમ જાદ જન્મે છે ત્યારે રડે છે કે જેને આપણે 'હું એ,' 'હું એ,' સમજયે છીએ, પણ તેનો ખરો ભેદ અશો શક્તિ નીચે મુજબ કહે છે.

"જન્મ થતાંજ બચ્ચું રડે છે કે 'હું હ્યાંને તું ત્યાં,' ( એટલે હું ખુદરતથી છુટો પડેલો જીવ છું. ) તો ખુદરતનો તેને વલતો, આશીરવાદ છે કે 'કરણી મુજબ ભરણી' તારી સાથેજ છે, 'કરે તેવું મેળવજે.' બચ્ચું જે કહે છે કે 'હું હ્યાં ને તું ત્યાં' તેનો ભેદ એ છે કે મુલ સરૂઆતમાં જ્યારે કંઇજ ઉત્પત્તી નહી હતી ત્યારે ફક્ત હવા હતી. એ હવા પાંચ તત્વોની બનેલી છે **આતશ, પાણી, ખાક, હવા, રોશની,** વિગેરે. એ હવામાંથી આસમાને જે તારા દેખાય છે એ તારાનો બંધાર થયો ને તે તારામાંથી આદમીનાં જીવની ઉત્પત્તી છે. ઇનશાનો જે ખુદરતને અરજ કરે છે તે સઘલી શરૂઆતમાં ઇનશાનનાં જીવનાં તારાને સંદેશો પુગે છે ને ત્યાંથી ખુદરતપર અરજ જાય છે, તે બાદ તે માલેકનાં હુકમથી રક્ષક હવાઓથી મદદ ઇનશાંનને મલે છે. માલેક પોતે

પણ ખુદ ઈશ્વરની પ્રકાશ છે, ને તેથી તે નીરંજન નીરાકારને નામે જાહેર છે. એ સઘલું કાંમ હવાઓજ કરે છે. તે મુંજબ જન્મનાર બચ્ચાંને ખુદરતનો વલતો આશીરવાદ છે કે ‘ કરે તેવું મેલવજે.’ વિગેરે. ઇનશાનોને પુનર્જન્મ છે, પણ આ જીંદગીમાં જન્મ મલ્યો તો તે પહેલાં પોતે કોણ હતું તે જન્મનાર સમજી શકતું નથી. ગઈ જીંદગીએ શું શું કાંમો કર્યા ને આ જીંદગીમાં શું શું ફરજો બજાવ્વી છે તેનું તેને યાદ નથી.”

“ જ્યારે કે તે મોટું થાય તો તેને જેવા સહવાસમાં ઉછર્યું હોય અને કેલવણી મલી હોય તે મુજબ તે વર્તે, પણ આ ગલા ભવમાં ને જીંદગી ગુજારી હોય તો તેને ખુદરતી પોતાને ભાન થાય છે. ને જો સંજોગ બની જાય છે તો ખુદરતનો મેલાપ થાય છે ને નહી તો બીચારૂં અટવાઇ અટવાઇ ઠેકાણે પડે છે. તેમાં જો માથે વાસેનાં સારાં હોય તો ઠીક, ને નહી તો તેઓ પોતાની ચલગતે ચલાવતાં તે બચ્ચું જો તેઓનાં ઉલતા સુલતા વિચારોને અનુસરીને નહી ચાલતાં ખુદાઈ રાહ પકડે તો સ્યાનાં વાલીઓ તેથી ખુશી થઈ ઉકમાઇ લીએ છે પણ, જો તેઓ વીરૂદ્ધ જીવો હોય તો તે બચ્ચું બીચારૂં રીબાઇ રીબાઇ આગલ વધે છે. ગમે એવી ખંત રાખવા છતાં તેનું સાર્થક થતું નથી ને આકેબત ખુદરતની કૃપાથી પાર પડે છે તો તેનાં પેલાં કહેવાતાં વાલીઓથીજ તેને બહુ સોસવું પડે છે. હવે કુદરતનો તો હક ઈનસાફ છેજ. તે મુજબ જો તે વાલીઓની ગેબી ફેંટ પકડાય તોપણ તેનાં વાલીઓથી પેલું બચ્ચુંજ હારમાર થાય છે. વિગેરે.

પણ સમજવાનું એજ છે કે કુદરતમાં હક ઇનસાફ છે. તેમાં ઉલટું ચાલનારાંઓજ અટવાય છે. કુદરતને માનનાર સુખી છે. નેક જીંદગીનો અઇઆંમ નેકજ છે. ને બદીનો અઇઆંમ બદ છે. " વિગેરે.

સમજો કે [1]આ ત્રણ પાંચ દીવસની દુન્યા છે, તેમાં પહેલો દીવસ આવ્વાનો, પાછલો દીવસ જવાનો, બાકી વચ્ચે દીવસો રહ્યા ત્રણ, એ ઇનશાનની જીંદગીનાં ત્રણ તબ્બકા બચપણ, જવાંની, અને ઘડપણ; એ ત્રણમાં પહેલા તબ્બકામાં કરેલાં કામોનું ફલ બીજા તબ્બકામાં. બીજામાં કરેલું ત્રિજામાં, અને ત્રિજા તબ્બકામાં કરેલાં કાંમોનું ફલ બીજી જીંદગીમાં અને તેમાં કરેલું આત્માની અમર્ગીવેર મેલવ્યા જાય છે.

દરરોજ દરેક ઇનશાનો જે બજાર ખરીદે છે તે તો એક બેજાર છે પણ આ દુન્યા ખરી બજાર છે કે જ્યાં મુસાફર આદમ વેપારી તરીકે ભલાઇનો સોદો ખરીદ કરવા નેમાયલું છે. હસ્તી પછી નીસ્તી, ઉદય પછી અસ્ત, સહવાર પછી સાંજ, વિગેરે તે કુદરતનાં કરેલાં નીરમાંન મુજબ રાબેતાનો રૈવચો ચાલુ છેજ, તેમાં તો આકેબત સુધી ફારફેર નથીજ.

તેમ આ દુન્યા બે કીનાર જમાનો કે અવસ્તામાં જેને **'જરવાને અકરનેહ'** કહે છે જેની સરૂઆત કે છેવટ નથીજ, તેનાં ભેદોને કોઈ પુગી વળ્યું નથી, તેમાં આવતાં અને વસ્તાં આદમીઓ કોઇ કદીબી કાયમ રહ્યાં નથી. અમર જીંદગી

---

[1] પ્રગટ કર્ત્તા તરફનો આ ખોલાશો.

બી નથી ને અમર કોઇ ચીજબી નથી ને રેહેનાર બી નથીજ.

**અમ્મર છે ખુદરતનું નામ, ને નેકીનું કામ, બાકી દરેક ચીજની અજલ તો છેજ.**

નામીચો શેખ સાઆદી લખી ગયો છે કે 'હક **નૌશેરવાંન** આદેલ શાહાનશાહ જીવતો રહ્યો નથી, અને તેનું માટીનું બદન માટીસે મલી ગયું છે, તોપણ તેની ખુબીથી તેનું નામ અમર થયું છે, અને કાલ પણ **નૌશેરવાંન** હયાત હોય તેમ લાગે છે."

હક **નૌશેરવાંન** પોતે કહી ગયો છે કે "અગર તું આખી જગતનો માલેક હોય અને તું કદાચ એક જમાના સુધી હયાત રહ્યો હોય તોપણ તારી કજાને યાદ કરવા વગર હરગેજ રહેતો નાં."

આ જમાનો જે આદમીઓનું રેહેણી કરણીનું દફતર છે. તેમાં જેવાં કાંમ કરશે તેવા લેખ કોતરાશે ને જીંદગીની આખેરીએ તે સઘલાં રેહેણી કરણીનાં દફતર સહીત મીનોઈ ન્યાયાધીશની અદાલતે હક ઈનશાફમાં હાજર થશે. તે બાદ તે ગુજર પામેલું રૂહ લાયક જગ્યે નેમાશે. માટે અમરગીની ઉમેદ રાખનારે નેકી ને ખુબીનું દફતર ભરપુર કરવું જોઇએ કે તેજ હમેસગીમાં કાંમ આવે, નેકબખ્ત **નૌશેરવાંન** આદેલે પોતાનાં દોખમામાં તખ્તી કોતરાવી હતી તેમાં લખેલું હતું કે

**"જે કાંઈ મારૂં હતું તે મારી આગળ જઈ પુગ્યું છે જે હવે પછી કાંમ આવશે, અને તે એવા ધણીના હાથમાં**

ગયું છે કે તેનો બદલો મલ્યા લગર રેહેશે નહી."

યાને નેકીનો કોકરોને સવાબનો પોથો પરવરદેગારની હજુરમાં પેહેલાં જઈ બેઠો છે. તેનો બદલો તે મીનોઇ જેહાનમાં મલશે.

આપણે જ્યાં જઇએ ત્યાં આપણો જીવ આપણી સાથેજ છે ને ઘરબાર માલ મીલકત જ્યાંનું ત્યાં, તેની જગ્યાએ પડી રહે છે તેજ મુજબ આખર દહાડે સર્વે જયાનું ત્યાંજ રહેશે જ્યારે કીધેલાં કાંમોની કેરદાર આગળ ચાલશે, સાથે માત્ર નેકી અને ખુબી રેહેનાર છે.

સીકંદર રૂમી પાદશાહ જ્યારે ઇરાંન સર જમીનપર ચઢાઈ લઇ આવ્યો અને તે જીત્યાબાદ ઇરાંનથી જ્યારે તેનાં પંજદેહ પામીર અને બેબીલોનનાં મુલક અને આરબસતાંનથી તે મીસરનો દરીઆવ હાથ કરીને જ્યારે તે હીંદુસ્થાંન ઉપર ઉતરી આવ્યો ત્યારે હીંદુસ્થાંનનાં ભણેલા દાનાવોએ નસીઅત કરીતી કે તું ગમે-તેટલી લડાઇ કરશે, ગમે તેટલી કટલ ચલાવી મુલકો હાથ કરશે પણ આખર દાહાડે માત્ર તારૂં બદન રહી શકે એટલીજ જગ્યા તારે માટે ફાજલ પડશે. ત્યારે તું કેઈ જીંદગીને ખાતર આટલી રંજ ઉઠાવે છે?" એ બધો સ્વાર્થી ઇનશાંનોને લોભ છે, બાકી સર્વ જયાનું ત્યાંજ રહેશે.

**ક્યાં છે તે અસલ ઇરાંન, એસીરીઆ, મીડીઆ, અને બેબીલોન, બગદાદ, અને મદાયુન, બલ્ખ, વિગેરેની જાહોજલાલી, અને કાંહ છે આગલા રોમની પાદશાહી, કે જેઓ અરધી**

દુનિઆમાં હકુમત ચલાવતા હતા, કયાં ગઇ તે મીસરની મોટાઈ કે જે મુલક એકવાર સઘળા દેશોથી શ્રેષ્ઠ હુન્નર ઉદ્યોગ અને વીદ્યા એલમમાં આગળ વધેલો, જેનાં નામીચા બાદશાહી મેહેલો અને ગગન સાથે જઇ મલેલા બુલંદ પહાડો તેમજ જ્યાંનો હીલતો દરીઆવ તમાંમ સોદાગરી વાહાંણોને સલામત લઈ જનાર તે તેની આગલી મોટાઇમાં ટકી રહ્યું નથી. કયાં છે આજે તે જાહોજલાલ ઈરાંનીઓની પાદશાહી, કે જે પાદશાહીની નીશાન વટીક આજે રહી નથી, માત્ર તેઓનાં કાંમોની નોંધ અને નેકી ખુબીની યાદગારી કાયમ રહી ગઇ છે.

પુરાતન પામીરનો આબાદ મુલ્ક કે જે એકવાર 'જીનતે જેહાંન' તેમજ 'બાગે બેહસ્ત' ને નામે જાહેર હતો. ભલા કાબેલ કવીઓ અને નામીચા કલમકસો એ શેહેરની મોટાઇ વિષે પુરા પડી શકયા નથી, ત્યાંનાં મશહુર મેહેલોની ઉમદા બાંધણી પેલા ગ્રેનેડાનાં જગ પ્રસીદ્ધ અલહામબ્રાની કારીગરીને કે ચીન અને માહાચીનની ઉત્તમ નકસીઓને કે ઇસ્ફાનનાં હુનરને જેબ આપે એવી હતી, જ્યાંની આબોહવા સદા સમાધાન બાગે ગુલીસ્તાંન મીસાલે, અને જ્યાંનાં ફલ અને મેવા તમામ દુન્યામાં પેદા થતા મેવાઓથી ચઢતા લેહેજત આપનાર, જ્યાંની ખુબસુરતીની જેહાંનમાં જોડી નહી મલે, અને જેની જાહોજલાલીને કોઇપણુ પુગી નહી શકે એવું જીવતું દુન્યાનું બેહેસ્ત પુરાતન પામીર પણ સદાકાલ તેની જાહોજલાલીમાં રહ્યું નથી, ને કાલચક્રમાં ચગડાઇને પાયામાલ થયું છે.

વખતનાં મારામાં કોઇ ચીજ બાકી રહી નથી ને રહેશેબી નહીંજ ફક્ત અમર તે એકજ સાહેબ છે જે **"અમર રોશની."**

આ ઉપરથી આદમજાતને ધડો લેવાનો છે કે જે સર્વે ચીજની હદ અને આખર આવે છે. જમાનો પણ પોતાનો રંગ બદલે છે. ને ખુદરતબી પોતાનાં ચક્કરમાં ફારફેર બતાવે છે, અને કોઈબી ચીજ અમર રહી નથી કે હમેશગી સુધી રહેવાની નથી પણ માત્ર પરવરદેગારની હસ્તીજ અમર છે અને રહેશે.

વખતનાં વેહેવા સાથે દરેક ચીજો સેતારા, તારા, હવા, ગ્રહો ફીરીસતા વિગેરે સર્વેની ફેરબદલી થાય છે અવતારો બદલાય છે પણ **માત્ર તે એકજ નથી બદલાયો કે જે હમેશમીનો રોશની પ્રકાશ અમર રોશની છે.** ને તે માલેક ખુદ પોતેજ પરવરદેગાર કહેવાય છે, તે પોતે છે, બાકી દરેક ચીજ જે હસ્તી ધરાવે છે તેનો નાશ થવો નક્કીજ છે.

નેકી અને ખુબી અમર દુન્યામાં કામ આવશે જેથી ખાકી દુન્યાનાં આદમીઓએ નેકીની રાહે ચાલી હુમત, હુખ્ત, અને હવરસ્ત તેનાં ઉત્તમ કલાંમો મુજબ ખુબીનો ખજાનો સંઘરી રાખવો જોઈએ કે જે ખજાનો બેહેસ્તનાં મકાનને શોભા આપશે.

સિવાય લોભ, લાલચ, મોહ, માયા, ફંદ, ફરેબ, સર્વે ચીજો તેનાં કરનારને આયંદે દુઃખી કરે છે. તે માલેક સર્વ શક્તિમાન પોતેજ ખરો છે ને તેજ સર્વમાં વડો છે. સર્વે તેનાં **ફરમાબરદાર છે. તેને નહી માનનાર અને તેની હસ્તી નહી પીછાણનાર, તેની બંદગીને** તથા બંદગી કરનારને **ધીક્કારનાર**

ઈનશાનો હલકા પાવરની હવાનાં યાને અગ્નની હવાનાં જીવો હોય છે. ખુદા સર્વને નેક રાહ બતાવી સુખી રાખો, અને રોજી બખ્શો. **યથ જમીઆદ યથ આફ્રીનામી.**



હક નોશેરવાંન આદેલનો અહેવાલ સમાસ.
આ પુસ્તકમાં પાસેને ૧૯૨ મે સફેથી
મેહેમુદશાહની હકીકત વાંચો.



# હેકાયતે મેહેમુદશાહ.

**સુલતાન મેહેમુદશાહ જ્યારે તખ્તે બેઠો ત્યારે તેનાં અમ-લમાં જરતોશ્તી બેહેદીનોને વતલાવવાને કેટલોકોએ પાદશાહને અરજ કરી, તુરત પાદશાહે બેહેદીનોને બોલાવ્યા ને પોતાની દીન કબુલવા ફરમાવ્યું. તુરત બેહેદીનોએ દસ્તુરોથી દીનનો મોજેજો બતાવ્યો, ફીરેસ્તા આવ્યા, અને બુલંદ જરતોશ્તી મજહબ કાયમ રહયો. વિગેરે.**

---

આ હેકાયતનો લખનાર દસ્તુર[1] નૌશેરવાંન મરઝબાન એમ કહે છે કે મારા બાપ મરજબાંને મને એ હકીકત કહી તે મેં લખી છે કે જ્યારે સુલતાંન મેહેમુદ ગઝનવી પાદશાહી બેઠો, તે વેલામાં બેહેદીનોનાં હાલ ખરાબ હતા.

શાએર [2]ફીરદોસીએ બનાવેલું શાહનામું કે જે એ પાદ-

---

૧. બેહેમન પુંજીઆની રેવાયતમાં પણ આ હકીકત મલે છે અને આ લખાંણને મલતીજ છે,

૨. શાહાનામાના બનાવનાર શાએર ફીરદોસી મહેમેદન હતા. પણ તેમણે જરતોશ્તી મજહબની ખુબી અને જરતોશ્તી પાદશાહોનું વર્ણન લખ્યું અને તે ઘણુંજ રસીલી એબાદતમાં હોવાથી બીજા શાએરોએ અદેખાઇને લીધે તેની અદાવત કરી. સુલતાંને શાહાનામું બએતબાજીમાં રચાવ્યું તેનાં એકેક બએતની ચોક્કસ રકમ આપવા કહેલી હતી. બીજા

શાહે ફીરદોસી સોડે તેનાં બએત રચાવ્યા હતા તે શાહનામું પાદશાહ રોજ સાંભલતો ને બેહેદીનોનીં પાદશાહી અને મરદાનગીની વાતો સાંભળી ઘણોજ ખુશાલ થતો તેથી પાદશાહની સોબતે બેસનારા મુસલમીન દલગીર થતા, કે એ રાત દીન શાહનામાની વાતો સાંભલે છે. વિગેરે.

વલી શાએર ફીરદોસીની અદાવતનાં કરનાર બીજા શાએરો (કવીઓ) ને પણ ગમંતું નહી. તેથી પાદશાહની મીજલસનાં બીજા સઘળા શાએરોએ મસલત કીધી, અને એક બીજાએ કોલ લીધા કે આપણે પાદશાહ આગળ અરજ કર્યે. એવા એ-

---

શાએર જે અદાવત કરનાર, તેઓએ પાદશાહને ઉલતું સમજાવ્યું કે પૈસા વધારે લેવાનાં લોભમાં ફીરદોશીએ શાહાનામું બનાવતાં વધારે બએતો કીધા છે, વિગેરે. તેપરથી ફીરદોશીની મેહેનતનો બદલો પાદશાહ પાસેથી નહી મળ્યો, ને જ્યારે મળ્યો ત્યારે એવી રીસમે બન્યું કે એક વેળા ફીરદોશી બજારે ફરતો હતો ને તેવામાં તેની રચેલી બએતબાજી એક અજાણ્યો કોઇ છોકરો તે વેળા ત્યાં ગાતોતો, તે સાંભળી તુરત ફીરદોશીને પોતાની હકીક્ત યાદ આવી કે ત્રિસ વરસ મેહેનત કરી શાહાનામું બનાવ્યું તેનો કંઇજ બદલો ન મળ્યો વિગેરે, એવામાં તે બેભાન થઇ પડયો. એવી હાલતે તે બેભાંન થઇ જમીન પર પડયો અને ત્યાંથી તેને મરણ પામેલી હાલતમાં ઘર લાવ્યાં, તેને દફનાવા લઇ જવા તેનો જનાજો ઘરની બાહાર લઇ જાય છે તે વેળા પાદશાહ તરફથી શાહનામું બનાવ્વાની મેહેનત માટે માટે કહેલી સરત મુજબની રકમ તથા હદીઓ વિગેરે આવ્યું, જે તેની બહેનોએ ધમેમાં આપ્યું, વિગેરે.

રાદાથી તે સઘળાઓ પાદશાહ આગળ ગયા, અને તેનાંપર દોઆ કરી કહ્યું કે પાદશાહ હમારી અરજ સાંભળ.

આપણામાં આદમી બોહોતેર ફીરકા છે. તે સર્વે ગોળા શાહનાં ફરમાન મુજબ ચાલે છે. તે ટોલાથી એક ટોલો ઘણો જ બુરો છે તેથી તાહારી આગળ જાહેર કર્યે છીએ કે તમામોથી

---

હવે હવાનો એક મોજેજો થયો. શાહનામુ રચવા માટે જીવતાં તો ફીરદોશીની અદાવત કરી પણ તેનાં મુવા બાદખી તેનો જનાજો નહીં ઉપાડવા અદાવતવાલાઓએ ઠેરાવ કર્યો. ફીરદોશીને એકજ છોકરો હતો, તે તેની હયાતીમાં અગાઉથી મરી જવાથી ફીરદોશીની ચાર દીકરીઓએ તે જનાજો ઉપાડયો, પણ તે વેલા તે જનાજો તે બાઇઓના ખભાથી એક વેહેંત (બીલસપુર) ઉંચો અધર રહ્યો ને જોઈ બાજાઓ તેને હાથ લગાડવા જતાં જનાજો હતો તેથી પણ વધારે ઉંચો થતો ગયો ને જ્યાં તેને ભુમીદાહની જગ્યા આવી ત્યાં સઘળાં ગયાં ત્યાં તે જનાજો પણ ગયો.

સાર મતલબ એજ છે કે ઉંચા પાવરનાં જીવોને હમેશાં ખુદરત પોતાનાં માબાપ સમાન છે અને સઘળાં ઇનસાનો ભાઇ બહેનો માફક છે. તે મુજબ ફીરદોશીને પણ લાગતું અને તે પોતે ખુદ મુશ્લમીન હોવા છતાં જરથોસ્તી શાહનામું બનાવ્યું એટલે અદાવતની હવાનાં જીવોએ તેની અદેખાઇ કરી પણ ખુદરતની મહેરબાની તેથી તેનાં જીવ વગરનાં તનને ઠેકાણે પડતાં પણ આ ખુદરતી મોજેજો થયો. ખુદરતપર જેઓની જાનફેશાની છે તેઓ કદાચ પહેલાં દુઃખી થાય છે પણ ખુદરત હમેશાં છુપી મદદ તેને પુગાડે છે અને આયંદે તે જીવો ખુદરતનાં માનીતા છે તેઓની અદાવત કરનારને કરણી મુજબ ફેજ મલે છે.

એ ટોલો ઘણો બુરો છે દુરૂસ્ત વાતપર નથી તે સર્વે બેરાહા બેહેદીન છે, બાટલ વાતપર ચાલે છે, એ ખુબ નહી. માટે તું શેતાબી કર, અને તે લોકોને ગરદન માર તથા મુસલમાંન કર, કે જે વાતથી તું બેહેસ્તમાં જાય. તું તમામ મુલ્કોનો ધણી છે તો હમોએ શેતાબીથી કહ્યું તેપર તું અમલ કર.

જ્યારે પાદશાહ મેહેમુદશાહે પોતાનાં ખાસદારોથી આ બાબદ સાંભળી ત્યારે ફીકરમાં પડયો, અને બંદગી કરીને મીજલસમાં ગયો. ત્યાંથી એક આદમી મોકલ્યો ને બેહેદીનોને બોલાવ્યા.

**મેહેમુદશાહે દરેક જગેથી તમામ બેહેદીનોને** બોલાવ્યા,-અને કહ્યું કે "ગબર લોકો મારી વાત સાંભળો ને તમો સઘળા મુસલમાંન થાવો." તમામ બેહેદીનો આજેર્ડે થયા, અને દલગીરીથી પાદશાહને નમન કરી દુઃખી દીલથી અરજ કરી કે "અએ પાદશાહ, અત્યારે હમો તાહરા બંદા છેઐ તારૂં ફરમાન સરપર ચઢાવ્યે પણ દીનનું ફરમાન કેમ તોડીએ? હમોએ કંઇ તાહરી તકસીર કરી નથી, હમો તારા દોસ્ત છીએ, અને તારા હકમાં હમેશ ભલી દુવા ગુજાર્યે છીએ."

સુલતાંન મેહેમુદે કહ્યું કે "મારી વાત સાંભળો, તમામ જેહાંનનો ધણી ખુદા છે તેનાં હોકમપર ચાલો, ખુદાને તથા રસુલને તમો પીછાણો. મુસલમાંન થાવો. તેમ જો નહિ થાવો તો તમારાં ઘર ખોદાઉ અને ગરદન મરાઉ, એવો ખુદા તથા પયગમબરનો હોકમ છે."

જ્યારે પાદશાહને મોહોડેથી આવા સખુનો સાંભળ્યા ત્યારે

તમામ બેહેદીનો ફીકરમંદ અને બેકરાર થયા, અને એક દાનાંવ મર્દ બેહેદીન ટોલામાંથી નીકળ્યો, હાથમાં ખંજર પકડી પાદશાહ. આગલ આવ્યો, અને નમન કરીને સુલતાન **મેહેમુદને** કહ્યું કે "ભલે તું હમો સર્વેને તું ગરદન માર, પણ હમો હમારી દીન જે ખુદાપાકની દરબારેથી હમારો પયગમબર સત જરતોશ્ત લાવ્યો તે દીનપર બેશક છીએ. સપેંતમાન જરતોસ્તે એ દીન પાદશાહ ગોશ્તાસ્પને કબુલ કરાવીછે, અને જંદ અવસતા આજે પણ હમો પઢીએચ. હમારા પયગમબરે ઘણુંએક મોજેજા બતાવ્યા છે, તેમાં પાદશાહ ગુશ્તાસ્પ જીવતાં જીવત પોતાનું બેહેસ્ત જોઇ આવ્યો છે, તેનો બેટો પેશોતન અમર્ગ થયો, વજીર જામાસ્પને આગાહી મલી તેને શું બન્યું ને શું બનશે તેની જામાસ્પી કેતાબ લખાવી છે, ને ગોશ્તાસ્પનાં બેટા અસપંદીઆરને રોઇનતન કીધો છે. એ સિવાયનાં મોજેજા ઘણા છે, ને હમો એ દીનપર બેશક છીએ. ખુદાઈ રાહપર ચાલનારા, અને દરેક ટોલાથી એલાયદા એક ખુદાને માનનારા છીએ, એ દીનને ખાતર હમો હમારો જીવ દેશું."

જ્યારે સુલતાન **મેહેમુદે** એવું સાંભળ્યું ત્યારે તેનો **જીવ** ફીકર અંદેશા ભરેલો થયો, અને વિચાર કરી બેહેદીનોને **કહ્યુ** કે.

"તમો એ તમારી દીનનો મોજેજો તરઝબો દેખરાવો, જેથી તમામ આદમી તમારી દીનની કરાંમત અને મોજેજા જોય, તમારી દીન બરહક થાય."

**પાદશાહથી આવું સાંભળી પેલા બેહેદીન મરદે પાદશાહને**

દોઆ કીધી, કે "એ પાદશાહ, જેહાંનમાં હમેશાં તું ખુશહાલ રહે. હમો દસ્તુર તથા મોબેદોને તારી આગલ બોલાવ્યે, અને જંદ અવસ્તાથી મોજેજા બતલાવ્યે, પણ મએદાંનમાં તારી સાથે બે જણા બીજા પાક રવેશે ગોશલ કરીને પાક કપડાં પેહેરી ખોદાની બંદગી કરી સર જમીનપર મેલી ખુદાની બંદગીમાં મશગુલ થાય, અને તાહરૂં લશ્કરબી દુર ઉભું રહી મોજેજો જોય, હમો ૩ દીવસ લગી ખુદાની બંદગી અને સેતાએશ કરીએ, અને ખુદાતાલાથી તુંને દીનનો મોજેજો બતાવીશું, જે ભલી દીનની હાજત તું જાહેર દેખશે." એટલું કહી પાદશાહ આગલ જમીનને બોસો દીધો, અને ખુદાપર ઉમેદ રાખી, ઘેર ગયાં.

સુલતાંન **મેહેમુદે** પોતાનાં બે ખાસદારો બોલાવ્યા અને તેઓએ દિવસ ત્રણ લગી દરરોજ ગોશલ કરી બંદગી કરી. તે પછી

**પાદશાહ તથા બેહેદીંનો સર્વ આતશબહેરાંમનાં ગુમત આસપાસ બાગમાં મોજજો જોવા ગયા.—**

ત્યાં પાદશાહની બરોબર ત્રણ જણ હતા અને પાદશાહનું તમામ લશ્કર સહવારમાં આતશબેહેરાંમનાં બાગમાં ગયું, ને સર્વ દુર ઉભાં રહ્યાં. તે બાગ દરમીઆંનમાં ગુમત હતો. તેમાં અંદર કેટલાએક નેક મોબેદ હતા. તે મોબેદોએ શેતાબ કુસ્તી કીધી, ખુદાએતાલાની બંદગી કીધી, અને આતશબેહેરાંમમાં બોય દેઇ આતશ **નીઆએશ** પઢી, અને દાદાર અહુરમજદની આગલ **મીનત જારી કરી,** અને તુરત મોટી ખુબથી **મીનો નાવરની યજશને કીધી,** કેટલાક દસ્તુર મોબેદો મલી દાદારનું **આફર**

ગાંન કીધું, દાદારની બાજ ઈજી, અને આતશપર અગર સુખર લોબાંન ખુશબો બાલી કે તુરત [1]ફરેસ્તાઓ પોતાનાં જોકમાં આવ્યા.

**દસ્તુરાંન દસ્તુરનાં મોજેજાથી, સુલતાંન મેહેમુદે પહેલે દીવસ ફરેસ્તા લીલા [2]લેબાશે જોયાઃ—**

પાદશાહે આસમાનપર નજર કરી જોયું ત્યારે અજાયબ દીઠું જે તમામ ફરેસતા શબજ પોસ લીલે પોશાગનાં પેહેરેલા તમામ હવામાં આવ્યા એવો મોજેજો પાદશાહ તથા તમામ લશકરે જોયો તે સર્વે ફરેસતાનો લીલો લેબાશ હતો, ઘોડા લીલે લેબાશે હતા, ફરેસતાઓ પાસે [3]હથીઆરો હતાં ને હવામાં બોલાબોલ થતી હતી. એ રીતે દેખાવ જોઈ સુલતાંન ઘણો હેરાંન રહ્યો અને દીલમાં ખુદાનું નામ પઢવા લાગો. તે મોજેજો જોઈ સર્વ ઘર ગયા, અને બધું શાંત થયું.

---

૧ યાને આસમાન પર એવા રંગનાં વાદલાં દેખાયાં, ને રંગ બદલાવા લાગાથી પાદશાહની ખાત્રી થઇ.

૨. યાને બાગમાંથી આસમાનપર નજર કરતાં તેનાંપર વાદલાંનો રંગ લીલો દેખાયો. બંદગી કરવા આગમચ આસમાન નીરાલું હતું ને બંદગી પુરી થતાં જોતજોતામાં આસમાનપર વાદલાં ચઢીઆ ને તે લીલા રંગનાં હતાં. જે મોજેજો જોયાથી સુલતાંન મેહેમુદ તથા રૈયત અને તમામ જોનારાઓ અજાયબ થયા. આદમીનાં સ્વરૂપે ફરેસ્તા આવ્યા નહિ હતા પણ આસમાનપર આ કીસમનો દેખાવ થયોતો.

૩. એવી કીસમે હવામાં આકાર દેખાયા, અને બોલાબોલ થતીતી એટલે હવામાં ગર્જના થઇ હતી.

**બીજે દીવસે દશ્તુરે મોજેજો બતાવ્યો, સફેદ પોશાગમાં ફરેસતા હતાઃ**—એ કેતાબનો કરનાર એમ કહેછે કે બીજા દીવસની વાત સાંભલ અને ખુદાની ખુદરત જો. બીજે દીવસે શરોસની યજશને ઇંજી ખુશ આવાજે પઢયા તે વેલા ફરેસ્તા આસમાનપરથી દુનિઆની હવામાં આવ્યા તે તમામ નુર ભરેલા અને તમામોનાં પોશાગ સફેદ હતા, પાક દીનનો મોજેજો સર્વ કોઇએ દીઠો તેથી પાદશાહ તથા લશ્કર સર્વ ખુશાલ થયું. સુલતાંન મેહેમુદ ઘણો જોક તથા ખુશીભર્યો થયો, ખુશ હવાથી હેરાંન રહ્યો. મોજેજો જોઇ સર્વે પોતપોતાને મુકામે ગયા.

**ત્રિજે દીવસે દશ્તુરેથી મોજેજો દીઠો, તેમાં દેવોનો ટોલો દીઠો, પાદશાહ ઘણો હેરાંન રહયોઃ**—'આ હકીકતનો લખનાર એમ કહે છે જે એ નામદાર, ત્રિજે દીનની વાત સાંભલ, અને ખુદાઈ ખુદરત જો.' ત્રિજે દીવસે રાસ્પી પરગણું કરવા બેઠો તે પરગણું કરીને સીરોજાની યજશને બેસે, તે પરગણું કરતાં મોબેદની દાહાડીનો વાલ એક તે બરશમમાં તાય બાંધતાં હવંગહંનમાં બંધાયો, તે પેલા ભણનાર મોબેદે જાણ્યું નહી. જેવારે સીરોજાની યજશને કરી રહ્યા ને પાદશાહે આસમાનપર નજર કરી જોયું, ત્યારે ઘણું અંજાયબ દીઠું, સીંહાં દેવ કાલી નીશાંન સાથે હાથીની પીઠપર બેઠેલો કાલા સીંહા તથા બદઓ ભરયો ઉત્તર (દીશા) તરફથી નીકલ્યો; પાદશાહ તે જોઇને ડર્યો, ને ખુદા આગલ નાંલેશ

કરવા લાગો, પછી એક પોતામાંથી એક મર્દને દસ્તુરની પાસે મોકલ્યો, દસ્તુરોને અરજ કરી પુછયું કે આજે આવો બુરો ગોલો દીઠો તે શું છે?

**પાદશાહે દસ્તુરને પુછયું તે પછી ફરીવાર પાછી યજશને ઇંજી તુરત પાદશાહને મોજેજો દેખારાવ્યો તમામ ફરેસતા લાલ લેબાશે હવામાં આવ્યા:** પાદશાહે તરફથી આવેલા પેલા મરદે દસ્તુરને પુછયું કે. "આ બુરો ગોલો ગમી અને શોકભર્યો સીંહા કાલા રંગમાં દીઠો તેથી પાદશાહ ઘણો બીધો છે, માટે તેની આગલ આવી જવાબ દઇ જાવો" એટલું કહી તે મર્દ પાદશાહ પાસે પાછો ગયો.

તે પછી દસ્તુરો જોવા લાગા તેઓની નંજર બરશમ ઉપર પડી તે બરશમમાં ખાલ દીઠો તેથી બરશમ અપાવ થઈ, નાપાક શએતાંને એ હરકત કીધી, પણ ખુદાઈ ખુદરત એવી કે એ હરકત દીઠાથી બારીક દીનનો મોજેજો અટકો થયો. પછી દસ્તુરોએ ફરીથીં યજશને ઇંજી, ત્યારે પાદશાહે વલી ખુબ અજાયબ દીઠું, તેથી મેહેમુદ પાદશાહ ઘણો ખુશાલ થયો તેને જોયું કે તે દીવસે હવા લાલ લેબાશમાં હતી તેથી પાદશાહ ઘણો અજાયબ રહ્યો અને સઘળા બેહેદીનોને પોતાની પાસે બોલાવ્યા.

**પાદશાહે દસ્તુરોને વાત પુછીને સર્વને આજાદ (છુટા) કીધા:**—ત્યારેબાદ પાદશાહે મોબેદોને કહ્યું કે એ વાતથી મારી ખાતેર નીશા કરી કે પહેલે દીવસે સબજ(લીલા) પોશાગે ફરેસ્તા દીઠા તેથી ઘણાં ખુશાલ થયા, બીજે દીવસે

સફેદ પોશાગે આફતાબ જેવા નુરભર્યા જોયા, ત્રિજે દીવસ એવી ઈમાલત જોઈ કે તે દેહેસ્તથી મારો જીવ જાય, તેથી મેં આદમી તમારી પાસે મોકલ્યું તે આદમી આવ્યું તે પછી લાલ પોશાગે નુર ભર્યા ફરેસ્તા દીઠા તેથી મારો જીવ ખુશાલી ભર્યો થયો તેથી આ બાબદ જાહેર કરો કે એ ત્રિજે દીવસે મેં એવો બુરો ગેલો દીઠો. ત્યારે મોબેદોએ જવાબ દીધો કેઃ—

"[1]બરશમમાં બાલ એક પડયો ને સાથે બંધાયો તે હમે જાણ્યું નહી તેથી હમારી બરહક દીન એક બાલે એવી થઈ. અએ પાદશાહ હમારી એ દીનને ખુબ બુલંદ જાણ. કે એક બાલ બરશમ ઉપર બંધાયાથી આવી ખલલ થઇ, ફરેસતાને થામ દેવો આવ્યા, એ દીન એવી પાક છે વાસ્તે ખુદાતાઆલાનો હોકમ જે એ દીનથી હમો સુક્રગુજારી કર્યે છીએ, ખુદાતાઆલાએ હમોને ફરમાવ્યું છે તેથી એ દીનને ખાતર હમારો જીવબી આપ્યે, હમારી ભલી દીનમાં તલાક નહી હોય તથા કૉલ તથા સરતથી નહી ફરીએ, એ દીનમાં ગોલાંમબાર્ગીનાં કરનારથી દુર રહેવાનો સવાબ ઘણો છે, જાદુગરોથી દુર રહેવાનું ફરમાન છે, જે એ દીનથી ફરે તે દુનિઆમાં મોરાદ નહીપામે"

[1] યજશ્નેનાં આલાતો વપરાય છે તેમાં "બરશ્નમ" એટલે યજશ્નેનું ભણુતર ભણતાં મોબેદ છે. યજશ્નેનાં આલાટ, તાય સાંકરીથી બાંધે છે તેને "બરશ્નમ" કહે છે. એમાં ખજુરીનાં ઝાડની પાતરી તથા ચીપ વપરાય છે ને નહીતર તાય સાંકરી વપરાય છે.

પાદશાહે એ વાત સાંભલી ત્યારે થોડીકવારે મોબેદપર નજર કરી જોયું ને મોબેદને જવાબ દીધો કેઃ—

"તમામ તમારી દીન ઉપર તમો સર્વે એતબાર રહો, તમારી દીનની વચમાં હું નહીં આવું જો તમારી દીન એક બાલે એવી થાય તો એ દીનની રવેશ બાલ કરતાં બારીક હશે વાસ્તે તમોને મેં બક્ષ્યું, તમો પોતાની દીનનીરાહા ઉપર બેશક રહો, એ દીનની રશમ ખુબ રાખો."

ત્યારે મોબેદોએ જુબાંન ખોલી પયઘમબર સપેંતમાન જરતોસ્તનાં હાલની વાત કહી, કેઃ—

ગુસ્તાસ્પશાહની પાદશાહીમાં એ દીન જાહેર થઇ, પયઘમબર જરતોસ્ત હકની દરઘાહેથી દીન લાવ્યા, અને અનેક સંકટો વેઠી ગુસ્તાસ્પશાહની દરઘાહેથી એ દીન જાહેર કરી છે, નજુમનો એલમ લાવ્યા જેવો એલમ દુનિઆમાં નહીં હતો, અને બેહેસ્તથી સરવનું બીજ લાવ્યા જે બીજ આતશનાં ગુમતની આગલ બાગમાં રોપ્યું, તેને વરસ સાત થયાં ને તે એટલું મોટું [1]ઝાડ થયું જે વામ ૪૦ લાંબુ ને વામ ૪૦ પહોલું થયું હતું. એ દીન જાહેરમાં લાવતાં હમારા પયગમબરે ઘણા મોજેજાઓ બતાવ્યા હતા, અને ગુસ્તાસ્પશાહનાં રાજ્યઅમલમાંજ તુરકસ્થાનના પડોશી

[1] આ સરવનાં (ચ્યાને સરોવરનાં) ઝાડ વીસે સઘળા જરતોસ્તી ગ્રંથોમાં એક હરખું લખાંણુ મળતું નથી, વધુ ખુલાશા માટે વાંચો મારી કેતાબ "મહજબે જરતોસ્ત" માં પાને ૨૭૩ મે "સરવનાં ઝાડનો મોજેજો"

રાજા અરજાસપે (અફ્રાસીઆબનો નબીરો) લડાઇ જગાવી, સબબ ગુસ્તાસ્પશાહે દીન કબુલ કર્યાથી તેનાંપર અરજાસપે લખ્યું કે "એ દીન કબુલ નહિ કરવી ને જો કબુલે તો તકરાર થશે." વિગેરે. આ ઉપરથી તેઓમાં લડાઇ થઇ. આખરે ગુશતાસપશાહનાં બેટા અસપંદીઆરે અરજાસપને મારી નાંખ્યો, અને એ દીન પાછી રોશન કીધી. તે પછી ૩૦૦ વરસ એ દીન ખુબ ચાલી, ત્યારબાદ એ દીનની પડતી થઇ. સીકંદર બાદશાહે એ દીન બરબાદ કીધી, જંદ અવસ્તાનાં પુસ્તકો જાએઆં કીધાં, નજુમ અને રમલનાં પુસ્તકો રાખી બીજી સર્વે દીનની કેતાબો આતશમાં બાળી નાંખી. મરણવેળા તે પણ નાઉમેદ થઇ મુવો. વરસ ૩૦૦ સુધી અશકાનીઆંની પાદશાહી થઇ હતી, તે પાદશાહીમાં પણ એ દીન [1]કમ હતી. ત્યારબાદ અરદેશીર બાબેગાંન પેદા થયો, તેને ખુદાઇ દીન રવા કીધી, તેના વખતમાં દસ્તુર અરદાએવીરાફને ખુદાની દરઘાહે મોકલ્યો ને ૭ દીવસ ખુદાની [2]દરઘાહમાં રહી, ભલું તથા બુરૂં જે દીઠું તે પાદશાહની દરઘાહમાં વાત કીધી તે નવીશંદાએ લખ્યું, ને મોજેજા બતાવી દીન પાછી રોશનરાહા કીધી. ત્યારબાદ શાહાપુરશાહનાં

---

૧ યાને બરબાદી થઇ હતી. સંપુર્ણ પળાતી હતી નહિ.

૨ યાને દસ્તુર અરદાએવીરાફ મંગ પીને સુતા. સાત દીવસે જાગ્રત થયા અને તેવણુતું રૂહ મીનોઇની ખબર લાવ્યું તે હકીકત માટે વાંચો. 'અરદાએવીરાફ નામું' પુનર્જન્મે ગણતાં આ કેતાબની પ્રગટ કર્તાનાં અનેક પુનર્જન્મોમાં એક જન્મે દસ્તુર અરદાએ વીરાફ છે. એવો ખુદરતનો જવાબ છે.

વખતમાં આદમીઓ ઘણાં બેરાહા હતાં ત્યારે દસ્તુર આદરબાદ મારેસ્પંદે એક મોજેજો દેખાડયો અને પંચકુટ લઇ, નવ મણ ઉકાલી, પોતાની છાતી ઉપર રેડયું પણ તેનો એક ખાલ વાંકો નહિ થયો, આ મોજેજો દીઠાથી ૧૭૦૦૦ સતરહજાર બેહેદીનોની શક ભાગી અને પાછા એ દીનમાં આવ્યા, અને એ પાક દીન રોશન કીધી, અને ત્યાર પછે કોબાદશાહની પાદશાહીનાં અમલમાં એક ફીટુરી આદમી નામે મજદક[1] પેદા થયો, તેને રાહ બુરી ધરી, આતશકદાહ હેઠે રાહ કાપી, એક તલેશમ કીધો હતો પણ આખર નાશેરવાંને મજદકનાં લોકોને અને મજદકને

---

૧. આ બાબદ માટે વાંચો મારી "**મહજબે જરતોશત**" કેતાબનું પાનું ૧૮૩ મું. ૧૮૧ મે પાનેથી આખર હજારાનાં લખાંણુની બાબદમાં આ બાબદ છે કે-" જરતોશ્તે મીનોઇ જ્ય દાદાર પાસે અમર્ગી માગી, દાદારે તે ના પાડી તે પછી જરતોશ્તે હરસીસ્પ આગાહી માગી જે દાદારે બક્ષી. જ્યારે હરસીસ્પ આગાહી જરતોશ્તથી દુર થઇ ત્યારે જરતોશ્તે જાણ્યું કે હુ ખ્વાબ જેવું છું. તેથી દાદાર અહુરમદે પુછ્યું જે "તેં શું દીઠું?" ત્યારે જરતોશ્ને કહ્યું કે "મે મીનોઇ બેહેસ્ત દીઠાં તેમાં એક ઝાડ ૪ ડાહાલીવાલું દીઠું, તેની એક ડાંખલી સુનાની, બીજી રૂપાની, ત્રિજી પોલાદની, ચોથી ત્રાંબાની હતી."

અહુરમજદે કહ્યું કે તેં જે ચાર ડાંખલીઓ જોઇ તે ચાર હીંગામની નીશાની છે, પેહેલી સોનાની ડાંખલીનો ભેદ એ છે કે ક્યાની ગુસ્તાસ્પશાહ તારી દીન કબુલ કરશે ને તમામ નાપાક દેવોનાં કાલબુદ તેમજ તુ દેવ, જીન, તથા પરીઓને જમીનના પેટામાં નાબુદ કરશે (યાને એ હવા જતી રહેશે) બીજી રૂપાંની ડાળીનો ભેદ એ છે

મારો, એ દીન યઝદેઝરદ શેહેરીઆર સુધી હમેશ કરારથી રહી, તે વાર પછી તાહારો રસુલ પેદા થયો, તેને તારી દીન સંઘળે રવા કીધી, તેવાર પાદશાહ અમીર મોમેનીએ હમોને ખલાસ કીધા; જે હમો હર ભાંતનો પોશાક પેહેરીએ છીએ. હર વરસ હમો અમીરનાં હોકમથી એક દેરમ રૂપાંનો આપતાં.આખર પાદશાહ મેહેરબાંન થયો, ને એક દેરમભી હમોને બક્ષ્યો, અને એક દેડ નાનું હમોને બક્ષ્યું, ને હમોને લખી આપીને હમોને આજાદ (છુટા) કીધા, તેથી હમો તાહરા તાજ તખતનાં બંદા છીએ, તાહરા બખ્તથી તાહરી ખસલતથી હમો જીવીએ છીએ એટલું કહી પાદશાહ પર ભલી દુવા ગુજારી બેહદીનો પોતીકે ઘર ગયા, દીન સલામત રહી. ખુદાને જે ચીજ સાચવવી છે તેને હરકોઈ ભાતે માલેક મદદ પહોંચાડે છે.

## હેકાયતે મેહેમુદશાહ સમાપ્ત.

---

કે અરદેશીર બાબેકાન પાદશાહ, સીકંદર પાદશાહે પાયમાલી કરેલું રાજ્ય અને દીન નવેસરથી આશકારા કરશે. ત્રિજી પોલાદની ડાંખલીનો ભેદ એ છે કે નૌશેરવાંન પાદશાહનાં વખતમાં મજદક પોતાની પયગમબરી ચલાવશે પણ નૌશેરવાંન તેને સીકશ્ત આપીને જરતોસ્તી દીન તાજી કરશે, પાછી ફેલાવશે, ચોથી તાંબાની ડાખલીનો ભેદ એવો છે કે આખર હજારાની શરૂઆતમાં યઝદેઝરદ પાદશાહ ઈરાંનનું તાજો તખ્ત ખોહી બેસશે ને ઇરાંનપર આરબોનું રાજ્ય થશે ને બધે જુલમ જાસતીનો દોર થશે. આ લખાંણુ સંપુર્ણ સમજવા માટે વાંચો પાછળ ખુલાશો.

**ખુલાશોઃ**—આ લખાંણુ પરથી નસીઅત લેવાની છે કે જ્યારે દીન દુશ્મનાઇનાં વખતમાં દીન પાલવા બાબે ઇનતેજારી કરવી પડતી હતી, જ્યારે દમ બદમ મોજેજાઓ થતા થતા હતા, અને દીનની બરબાદી થતી અટકતી હતી એવું **બાબજા** લખાંણ મળી આવે છે. ત્યારે હવે આ ઉપરથી વિચાર ઉપજે છે કે જ્યારે આજે સંપુર્ણ દીન પાલવા માટે અદલ બ્રિટીશ શેહેનશાહત તરફથી છુટ છે તેવા વખતમાં આપણા લોકો હાથે કરીને દીનની બરબાદી કરે છે ને સુધારાનાં સીસટમ પાલે છે.

જેથી ઉમર તથા રોજીનો ઘટાડો, ને સાથે દરેક પેદાયસનો પણ કસ ઓછો ને મોંઘવારી વધી ગયું છે. કારણ નાપાકી નહિ સચવાયાથી બદ હેવાનું દોર વધે છે અને તેનાં સબબે આબાદીની હવાને નુકશાન પુગવાથી આબાદીમાં ખલલ પુગે છે, ને ગમે તેટલી મેહેનત છતાં પણ ઉત્પત્તીનો પાક સંપુર્ણ ઉતરતા નથી ને મોંઘવારી થઇ છે. એની સમજ એવી છે કે દરેક કામ હવાથી છે. આપણે એ આદમી વાત કરીએ છીએ તે પણ વચ્ચે રહેલી હવા ક્રિયા કરે છે. આપણે બોલીએ તેનો અવાજ હવામાં ભેલાય છે ને તેનો પડઘો સાંભલનારને કાને પડે છે તે પડઘાનો અવાજ કાનમાં થઇ ભેજાને સંદેશો પુગાડે છે ને ભેજાંથી હૈયાને ખબર મળી વિચારશક્તિની મારફતે આપણું મન જીવને ખબર આપે છે ને જીવ વળતો ઉત્તર પેલા બોલનારને આપે છે. તુરતાતુરત હવાથી એક લેહેજામાં આટલી ઝડપે વાતચિતની ક્રિયા થાય છે. એ તો વાતચિતની બાબદ કહી, પણ એ મુજબ હમેશાં દરેક

કાર્ય કરીએ છીએ તેની અસર આપણી આસપાસની હવામાં રહે છે ને તે હમેશાં આપણી આસપાસ ફરતી રહે છે ને તેજ ક્રીસમે જીવ ખુદરતની મદદ મેળવે છે. જેટલી આપણે પવિત્રાઈ રાખીએ તેટલી હવા ચોખ્ખો રહે, આબાદી વધે, ખુદરત ખુશી થાય, ને ખુદરતનો વલતો સારો આશીર્વાદ આપણુને મળ્યાથી રોજી તેમજ આવરદાનો વધારો મેળવ્યે છીએ.

દ્રઢ મનથી ચીવટ લાગણીએ આપણે આપણાં સ્વધર્મનાં ફરમાનો સંપુર્ણ પાળીએ ને પવિત્રાઇ રાખીએ તો આયંદે આપણે સુખી થઇએ છીએ. એ સુખી થવાનાં સઘળાં સારાં પરિણામ માટે આપણી અક્કલનો સદ્ઉપયોગ કરવાની અગત્ય છે. અક્કલ અને ડહાપણ આદમીજાતનું દીલ હરી લેવાનું એક ઉત્તમ હથિયાર છે. જે કોઈ એ અમુલ્ય ગોહર ધરાવે છે તે આંધળું કહેવાતું નથી. સર્વથી ચહડતો દોલતવાન કોણ કે જેનાં હૈયામાં ધાર્મિક ચીવટ લાગણી અને મગજમાં દાનાઈનો ગંજ અને ડહાપણનો ભંડાર ભર્યો હોય. જેઓ દાનાઈને સદા ઉત્તમ જાણી આ ફાની દુનિયાની તકલીદી મોજ ઉપર વધુ દીલ લગાડતા નથી. જેમ આસમાનનાં હજારો સેતારા જેહાંનને રોશની આપતા નથી, પણ જેમ એક માહાતાબ (ચંદ્ર) પોતાની હાજરીથી અંધકારને દુર કરી દુનિઆને દેખતી કરે છે, તે મીશાલ સંખ્યાબંધ આદમીમાં એક આકેલ અકલમંદ દીપી નીકળે છે. જે કોઇ સદ્અકલનો ઉપયોગ કરી સ્વધર્મપર ઓસ્તવાર છે અને નેકી તેમજ ખુબીનો ખજાનો ધરાવે છે તેઓ દોલત અને જર વિના જરદાર અને જન્નતના સરદાર છે.

દરેક ઇનશાને જીંદગીની આબાદી મોહોતની આખેરીમાં સમજવી. ધર્મનો અંધકાર એ દરેક આદમીજાતનો છુપો વેરી છે. જ્યારે ધાર્મીક વિચાર, સાથે નરમાસ, અને સંતોષ એ જીંદગીનાં સાચ્ચા દોસ્ત છે, જે માણસની જીંદગીને સુખી બનાવીને અમૃતનાં ફ્લ ચખાડે છે. જર અને દૌલત ઠગારાં છે. જે કોઈનેબી હમેશાં નીભતાં નથી. લક્ષ્મી ચંચલ છે. આજે અહીં ને કાલે કહીં. એક વાર દૌલતમાં ડોલતું ઇનશાન બીજી વાર વિપત્તીનાં વમલમાં ઘસડાય છે. ત્યારે દૌલત પર મુસ્તાક રહી અહંકારથી ધર્મની બરબાદી કરીને અભિમાની થવામાં આદમીજાત શું મેળવે છે? કંઈજ નહિ. તેવા માણુસને આખર દાહાડે એક ખોબો માટી પણ મળતી નથી. માટે ઇનશાન જાતે સમજી લેવું કે અગર કાહારૂનનો ખજાનો હાથ કરી માથે હીરા જડીત તાજ ધર્યું હોય પણ આખર દાહાડે તો પોતાની કરણી નેકી નીતિ અને ધાર્મીક વલણથીજ પાર પડવાનું છે. તેથી કુદરતને નમી સ્વધર્મ ફરમાન સંપુર્ણ પાળી પરહેજગારી વાપરવામાંજ ચાલુ તેમજ આવતી જીંદગીનું સાર્થક છે. વાચા વગરનાં પ્રાણી મરઘાનો દાખલો લેવો કે તે ઉશહેન ગેહ (મધરાત પછીનો વખત) શરૂ થતાંજ પેદાનાં કરનારને "એકરે તું" અથવા "હક રે તું" નાં પોકાર સાથે તે માલેકની યકતા કબુલી તેની તારીફમાં અવાજ ઉઠાવે છે, તેમજ દીન ઉગ્યા પહેલાં, પોતાનાં વેપાર ધંધા યા ઘરગતુ કામકાજમાં પોતાનું મન રોકવા પહેલાં જે આદમી એ મરઘાનું ઉદાહરણ ધરી પહેલાં

પાક પરવરદેગારની યાદમાં પોતાનો વખત રોકે છે. તે ઇનશાનને મોકળા મને કરેલી બંદગીનાં અવેજમાં આટલા લાભ તો નક્કીજ થાય છે.

પવિત્ર કલાંમોથી આજાસાઇ દુર થાય છે, રાતનાં બે વાગે ખુદરતની આબાદીની હવાઓની ઉત્પતીનો વખત છે તે વેળા માથાવેરથી નાહી બંદગી કરવાથી ઘર ઉપર ભમતી બુરાઇઓ તેનાં પવિત્ર સબકોનાં દમથી ડાએબાંએ થાય છે, મન મોકળું રહે છે, ઉશહેનની બંદગીની નેક ગંભીર અશો અસરથી આખો દીવસ પ્રમાણિક ઉપયોગમાં પસાર કરવાને ખુદરતીજ મન દોરવાય છે. એવા અનેક સારા ગુણોનો લાભ થાય છે તેથીજ ઉશહેન ગેહની અને ઉશબાંમની બંદગીને વખાણી છે, કે તે બંદગીઓનું બલ આખા દીવસની બંદગી કરતાં અનેક ઘણું છે. તેનું કારણ એ જે રાતની વેળા દુનીઆ જાગતી હાલતે દીવસ મુજબ રહેતી નથી તેથી ખુદરતી હવામાં ઇનશાંનોનો અવાજ ભેલાતો નહી હોવાનાં સબબે હવા શાંત રહે છે, ને ભણનારનો સંદેશો સંપુર્ણપણે ખુદરતને પુગે છે, ને એ બંદગીથી વળતો અનેક ઘણો વાજબી લાભ જલદી મળે છે. તેથીજ એ બંદગીને અવસ્તામાં ઉત્તમ કહેલી છે ને દીવસની શરૂઆતની પહેલી ગેહ ઉશહેન ગણે છે. જ્યારે હાવન ખુરશેદ તલુ થયાની છે તેથી (ખુરશેદથી) જેહાંનને રોશનાઈ છે.



# આ કેતાબ માટે ખાસ વધારો.

મારાં હમદીન બસ્તે કુસ્તીઆનો, પ્રિય ભાઇઓ અને બહેનો, આ નાહની કેતાબમાં એક અગત્યની બાબદ આવેલી હોવાથી તે માટે થોડાક વધુ ખુલાશો આપવાની હું મારી ફરજ માનું છું. તે એ કે–

"દરેક ઇનશાન જાતનો પુનર્જન્મ છે" પણ તે માટે મતફેરી હોવાથી હું આ બાબદ જાહેરમાં નહિ લાવીતી, પણ એ બાબદ મને શ્રદ્ધા કેમ મળી છે તે હું મારા દાખલા પરથી અત્યારે કહીશ. તે માટે હું મારો ટુંક અહેવાલ આપીશ. સબબ કે ઘણુંક માહરાં પીછાણવાળાં તેમજ મારી તરફ ભલી દીલસોજી ધરાવનાર આસામીઓએ મને આ બાબદ માટે ભલામણ કરી છે, કે તમારી સઘળી અને સંક્ષેપ્ત અહેવાલ આપો તો ખાત્રી ભરેલું થાય, તે માટે માહરા હમેશનાં રીવાજ મુજબ ખુદરતનો જવાબ લીધા પછી કાયદાની પણ સલાહ લઇનેજ જાહેરમાં મેલું છું.

કારણ માહરી "મહજબે જરતોશ્ત" કેતાબ પ્રગટ થઇ તેમાં દીબાચા સાથે ખુલાશો આપેલો છે, એમાં "અશો શક્તિ" માટે લખાણ આવેલું હોવાથી તે માટે વિરૂધીઓ એમજ કહે

છે કે "શું એનેજ બધું એ મળ્યું ? એઓનાંજ ઘરમાં તે બધાં આવી ભરાયાં ? શું એનેજ મદદ આપે છે ?" વિગેરે. કંઇ અનેક રીતભાત થાય છે. તેથી એકવાર ખરેખરો ટુંક સાર ખુલાશો હોય તો સર્વની જાણમાં આવતાં ગેરસમજુતીનો નીવેડો થાય.



**ખુલાસો**:—ખુદરત સર્વની મદદમાં છેજ. પહેલાં પાંચ **તત્વ "આતશ, હવા, ખાક, પાણી, રોશની."** એમાંથી તારાઓની ઉત્પત્તિ છે, ને તારામાંથી આદમોનાં જીવની ઉત્પત્તિ છે (આ લખાણ શાસ્ત્ર આખું લેતાં આ જેવાં સેંકડો પુસ્તકો થાય છે તેથી ટુંક વાકયોમાં આ સાર છે) તે સર્વ ખુદરતથીજ છે. મને મદદ મળે ને બીજાઓને નહિ કાંય મળે ? ખુદરત તો સર્વનેજ મદદ આપે છે ને સર્વને માટે છે; પણ ખુદરતને નાફરમાન બની જે જીવો સ્વધર્મની હાથે કરીને બરબાદી કરી ચાલે તેઓ પોતેજ ખુદરતની વિરૂદ્ધ જવાનાં સબબે તે માલેકથી દુર રહી પોતાનાં લાભ પોતાને હાથેજ ખોય છે. અત્યારે જે આપણે ભોગવ્યે છીએ તે આગલી જીંદગીનુંજ પરિણામ છે ને ચાલુ જીંદગીની કરણીથી આવતી બીજી જીંદગીનું ભવિષ્યનું ભલું વા બુરૂં આપણે હાથેજ બનાવીએ છીએ. આ બાબદની મને શ્રદ્ધા કેમ થઈ તે નીચે મુજબ વાંચો.

**મારો જન્મ**—મારા જન્મની શરૂઆતથી ખુદરત શક્તિઓનો મોજેજો ચાલુ છેજ. મારાં માતપીતાનું હું પહેલું ફરજંદ હોવાથી મારો જન્મ મુંબાઈમાં મારા મમાવાજીને ત્યાંજ થયો હતો.

શરૂઆતમાં જન્મવેળા અગીઆર માસે જન્મ, તેમજ વળી પાછલી રાત્રે ઉશકેનગેહમાં જન્મ થયો તે વેળા હાજર રહેલાં ઓમાં મારાં મમાઇજી (સાવકાં) તેવણનાં મા, તથા તેવણનાં પણ માસીનાં દીકરી શેઠ વીકાજી મહેરજી તારાપોરનાં બેટી સુનાબાઈ હાજર હતાં. તેવણ બાઇએ **અગીઆરીથી યજશનેનું પાણી મંગાવી તેજ પાણીમાં પહેલવહેલો ગોળ પાયો હતો.** (અગીઆરીમાં પાણી લેવા ગયા ત્યારે મરહુમ કુકાદારૂ ત્યાં હાજર હતા તેવણે કરેલી આગાહી માટે આગલ વાંચન આવે છે.)

મારાં માતાજીએ કહેલી વાતપરથી હું જાણું છું કે જન્મ પછીથી થોડે દીવસે હસતાં હસતાં મમાઇજી કહે છે કે "મમાવાને ઘેર એવે પગલે આવ કે બેટાનો જન્મ થાય તો સુનાનાં વારા પેરાવીશ." તે વેળા તેવણનાં મા હાજર હતાં તેવણ કહે છે કે "આ વખતે જો તું છૂટે નહિ થાય (માસીક માંદગીમાં) તો આ ઘેલકી પેંડાએ વધાવીશ" વિગેરે. તેજ મુજબ દાખલો થયો, ને નવ દશ માસમાં તેવણને ત્યાં બેટાનો જન્મ થયો, અને તે પછીનાં બીજાં બચ્ચાંઓ થયાં. જેમાંનાં મારા બે મામાઓ ને એક માસી હાલ છે. એવી કીસમે કંઈ નહિ ને કંઇ દાખલો બનતુંજ હતું.

છ માસની ઉમરમાં કુસરતી ને બાર માસની વયમાં શુદ્ધ બોલતી, ચાલતી હતી. બોલવા શીખ્યા પછીથી ભણતાં સીખવ્યું, તે ફક્ત દોહોડ વરસની વયમાંજ શરોશબાજ ભણી જતી.

એક વેળા મારાં મા આગળ ભણું છું ને તે દાખલો માસ

મમાવાજીનાં જોવામાં આવ્યો. તેવણે મારાં માને કહ્યું કેઃ-

"એ કંઇ ખરા કરે નહિ, એનાં પર ભરોસો નાં રાખ, કોઈ દાહડે સજ્જર રડાવશે." વિગેરે. તેજ મુજબ બે યા ત્રણ વરસની વચે સખ્ત માંદગીમાંથી બચાવ થયો.

મારી ચારેક વરસની વય હશે ને મારાં માતપીતાને તેઓનાં વાલીઓએ જુદુ રહેવાની ફરજ પાડી, ને તેઓએ જુદા રહી સ્વતંત્રપણે પોતાનો નિર્વાહ ગુજારતાં હતાં. આ વખતમાં મારી ૭ વરસની વયે મને મુંબાઈ બાહારકોટ સર જમશેદજીની ધર્મખાતાંની સ્કુલમાં બેસાડવામાં આવી. તે વેલા પહેલા ધોરણનાં છોકરીઓનાં પાઠ આગલ શીખી ગયલા હતા. છતાં પહેલી ચોપડી શીખવનાર માસ્તર ફરદુનદારૂએ આઠ દીવસમાં ગુજરાતી બારાખડી શીખવી. એકાદ માસમાં સ્વર, વ્યંજન, બારાખડીનાં અક્ષરનાં પદ, તથા એક બે, નાં સો સુધીનાં આંક વિગેરે શીખવ્યું. ને બે માસમાં સઘળાં છોકરીઓ બરોબરનું લેશન ચાલ્યું. તે વેલા મજકુર સ્કુલમાં પારસી પંચાયતનાં સેક્રેટરી નશરવાંનજી અને પ્રિન્સીપાલ નાનાભાઈ રૂ. રાણીનાં પરીક્ષક તરીકે આવતા. વરસ બદલાયું ને આખી સ્કુલમાં કલાસ બદલવાની ટર્ન આવી. બીજી છોકરીઓ કહે છે કે કલાસ ચાલુ થયા પછીનાં જે કોઈ આવેલાં છે તેઓને હમણાં બીજી ચોપડીમાં નહી મોકલાશે. તુરત મેં ફરદુનદારૂ માસ્તરને કહ્યું, તેવણે સેક્રેટરી તથા પ્રિન્સીપાલને કહેવાથી પરીક્ષા લેવાયા બાદ મને બીજી ચોપડીમાં જવા ચાન્સ મળ્યો ને ઘરમાંથી

ચોપડી ખરીદતાં વાર થયાથી સ્કુલ તરફથીજ ચોપડીઓ મળીને અભ્યાસ ચાલુ રહ્યો. આ વેલા મને એવું થાય કે રાત્રે પણ સ્કુલ ચાલે તો ઘણું સારૂં થાય. કારણ ઘરમાં આવવું ગમેજ નહી. મારી પોતાની બાલક વયથીજ ખુદરતી રીતે ધર્મપર આસ્થા મને વધુ હતી. સ્કુલમાં મારી ૭ થી ૯ વરસની વય સુધીમાં ગુજરાતી પાંચ ચોપડીનો અભ્યાસ કર્યો, તે વેલા પાંચમી ચોપડીમાંથી રૂ. ૩ ની સ્કૅાલરશીપ મંડાઈ. પણ મારાં માતપીતાની મરજી તે સ્કૅાલરશીપ નહી લેતાં ઘરની કેલવણી આપવા માટે વધારે હતી. ૯ મું વરસ ચાલુ હતું ને મારાં માતપીતાએ સ્કુલ મુકાવી, અને ઘરની રાંધણકલા તથા શીવ્વું, ભરવું, ગુંથવું, અને ફરસુદે ઇંગ્રેજી ભાષાનો અભ્યાસ ઘરમાંજ કરવો, વિગેરે હતું.

સ્કુલમાં ૭-૮ વરસની બાલક વયથીજ ગુજરાતી પાંચમી ચોપડીમાંથી ઝંદ ભાષાની બારાખડીનાં અક્ષરોવાલી ચોપડીપરથી ભણવાનું શીખવતા હતા. ઝંદ ભાષા શીખવાની ઉલટ ઘણી, પણ ફક્ત એ બારાખડી સિવાય તે વેલા તે ઉમેદ બર આવી નહી. તે વેલા સ્કુલમાં ધર્મનીતિ શીખવવા માટે એરવદ શેરીઆરજી દા. રબાડી આવતા, તેવણને હું પુછતી કે ખુદા ક્યાં છે ? વિગેરે. તેવણ મરહુમે કહેલું કે "ઝંદ ભાષા શીખો, અવસ્તાનાં તરજુમા કરો, અશોઇ પાળો, તો ખુદાને પીછાણતાં શીખશો" વિગેરે. મારી ૯ વરસની ઉમરે સ્કુલ મુકાવી.

મુંબાઈમાં તે અરસામાં સરકયુલેટીંગ લાઇબ્રેરીનાં પુસ્તકો

તેના મેમ્બરોને ઘેરઘેર આવતાં હતાં ને મારે ત્યાં પણ આવતાંતાં, ત્યાંથી મારા પણ વાંચવામાં આ વખતે શાહાનામું સુદ્ધાં સઘળાં નામાઓ આવ્યાં. મારી ૯ વરસની વયમાં આ વાંચણે મારા મનપર ઘણી મજબુત ઉંડી ધાર્મિક લાગણી વધારવાની અસર કરી. ઘરમાં તે વેળા ઇંગ્રેજીનો અભ્યાસ કરતી. દીવસની વેળા બંદગી અને ઘરનું સર્વ કામકાજ મારાં માતાજી સાથે કરતી, રાત્રે બેસી, બંદગી તથા લેસન પક્કું કરવું ને સહવારમાં શીક્ષક આવે ત્યારે તે આપવું વિગેરે.

મારા પિતાજીની ત્યાંની નોકરીનાં સબબે ૧૮૯૪ ની સાલથી હમારો વસવાત અમદાવાદમાં થયો. ત્યાં વળી ઘરનું કામકાજ બંદગી, ઇંગ્રેજી ફારસીનો, ઘરમાં અભ્યાસ સાથે, જાતીખંતથી સંગીતનું પણ જ્ઞાન મેળવ્યું.

દરરોજ બીછાને જવી વેળા બંદગી ગુજાર્યા પછીજ ઉંઘ લેતી. તે વખતે કોઇ કોઇ વેળા મને કંઈ કંઈ ખ્વાબ થતા. ને તે જો યાદમાં રહે તો આબાદ દાખલા ખરા પડતા. આ વેળા હમારે ત્યાં ઘણાં દુઃખે સુખે ટપકા વગેરે દેખાડતાં, તે ઉત્તમરામ જોશી આવતા હતા. મારાં માતાજીને મારે થકી મારા વીસમા વરસ માટે ટપકો જોઇને બીજાએ ફીકર કહેલી, તેથી તેવણે એક વખત ઉત્તમરામ જોશીને તે માટે પુછયું. તેવણે વળતો જવાબ દીધો કે કંઇજ ફીકર જેવું નથી વિગેરે. આ વખતે હું ત્યાં હાજર હતી ને ઉત્તમરામે ગણીત કરીને કહ્યું તેથી મને આ જોતીષ માટે અજાયબી ઉપજી. હવે થોડાક

વખતમાં કહેલા દાખલા મુજબ બન્યું એટલે આ ગણીતની વીદ્યા મને શીખવાનો શોખ થયો પણ તેજ વખતે આ મુરાદ બર આવી નહી.

સ્વભાવીક રીતે દર દીવસે મને ખુદરતપર યકીન વધતુંજ જતું હતું. ઇ. સ. ૧૮૯૬ ની સાલમાં મરકીની શરૂઆત થઇ ને હમો ઘ્યાં હતાં તે વખતે ઘ્યાં અમદાવાદથી મુંબાઇ જવાના રસ્તામાં "આનંદ" ગામમાં કવારેનતાઇનમાં દશ દશ દીવસવેર મુસાફરોને રાખવામાં આવતા વિગેરે હાડમારી હતી. તેવા સમયમાં થોડા થોડા વખતને અંતરે મારાં બપાઇજી, અને મારાં માયજીનાં મમાઇજી મુંબાઇમાં બેહેસ્તનશીન થયાં, પણ કોઇ ઘ્યાંથી જઈ શકયું નહી. વળી થોડો વખત ગયા બાદ મારાં માયજીનાં એક માસીજી ચોવીસ કલાકમાં મરકીનાં ભોગ થયાં ને તેવણુનીજ એક બેટી મોટી ઉમ્મરની તે તેવણુનાંજ ઉઠમણાંને દીવસે મરકીથીજ ગુજર પામી, ને તેવણુને છ માસ નહી પુરા થાય તેટલાં બીજાં માસીજી હક થયાં એમ એક વરસમાં એક પછી એક કેટલાં માણસોના કુટુંબમાં ઉપરાઉપરી માઠા બનાવો થયા ને સજકુર કારણે જઈ પણ શકાયું નહી વિગેરે.

પણ આ બનાવોથી મારા પોતાના મનપર એવી અસર થવા પામી કે ખુદા જો થોડા પૈસા આપે તો બેહેતર પણ હયાતી સર્વની સલામત રહે એ બસ. વિગેરે.

તે વખતે હમારે ત્યાં સહવારમાં રોજ દુધ, ફુલ, ફ્રુટ વિગેરે ખુશાલીનું લોબાંત (રોજ સહવારમાં આથાવેરથી ના-

હીને ) મુકાં પછીજ ચાહપાણી લેવાનો ચાલ હતો. ત્યાર પછી ભણવું ને તે પછી રાંધવું કરવું હાથેજ. વિગેરે. એજ વખતમાં દુનિઆનાં રેવાજ મુજબ મારાં માંગાની વાતો ચાલતી. પણ તેમાં દગો થયલો હતો અને મને ખુદરતીજ મન ઉચાત રહેતું. હમેશ મુજબ ભણીને ખુદા પાસે દુવા ગુજારી હું બીછાણે ગઇ તો અજબ દેખાવ જોઇ ઉઠી.

"એક બહુજ ખુબસુરત ઘટમારાં દેખાવે ઘણાંજ ઉચાં બાઇ છે, તેવણનાં તનપર શુદ્ધ સફેદ પોશાક રાણી જેવો છે, જરીઆંન મહાભારત હીરા મોતીનું છે, સાથે ચાર મોબેદ છે ને મને હાંક મારી કહે છે કે "બોલાવ્યાં તે આવ્યાં, તમારાં માને કહેજે કે કહ્યું તેથી આવ્યાં છીએ કે ખુદરત તેં દીકરી આપી તે તુંજ મદદ આપ વિગેરે તે માલીકનો હોકમ થાય તો તુટી ઝુંપડીમાં પણ જવું પડે. હમેશાં મદદ આપતાં આવ્યાં છેઍ, ને હજુ પણ આપીશું તમો કન્યાદાંન આપો, હમો એકથી માંડીને દશહજાર સુધી પહેરાંમણી આપીશું" આટલું જોતાં હું જાગી ઉઠી, પણ આગલ તો કોઇજ નથી, હું તો બીછાણે સુતેલીજ છું. આ જોઇ હું હેરત રહી. સહવારમાં આ બાબદ મેં મારાં માને કહી. તેવણે કહ્યું કે "હા મેં અરજ કરેલી છે, પણ હવે જો દેખાવ થાય તો પુછજો કે દસહજાર કેમ આપશો ને તમે કોણ છો?" બીજે દીવસે રાત્રે પણ આગલા દીવસ મુજબ ખ્વાબમાં દેખાવ થયો ને કહે છે કે "હમો કંઇ ગાંસડા બાંધી નાખી દઇએ? ધંધો કરો તેમાં ખુદા ફતેહ આપશું.

"તમારા પીતાનો પગાર વધશે, તમારા આગલા અવતારમાં મોશાલાં આપેલાં છે ને હજુ પણ ખુદરત આપશેજ. કારણ જે માતબર જીવો છે તેને હમેશાં ખુદાની મહેર ગેબી પ્રકારે છેજ. જ્યાંની માંગાની વાત આવી છે તેમાં દગો છે, ને નથી કરવું બીજું જે કુટુંબમાંજ છે એ સારૂ છે તપાસ કરો બનશે," વિગેરે. તેજ મુજબ હમારા મુંબાઇનાં પંથકી (ધર્મગુરૂ)ને પુછાવ્યું ત્યાંથી જવાબ આવ્યો તે મજકુર આગાહીને મલતોજ દાખલો આવ્યો. અને તેવણ અશોશક્તિ જે જે આગાહી કરે તે ખરી પડતી, આવકનો વધારો થતો ગયો, સર્વે દાખલા અગાઉથી ખબર મલે ને તેજ મુજબ બને એટલે હમારે ત્યાં સર્વેને તેવણની વાત પર વીશ્વાસ બેઠો. પણ મને ઘણીજ અજાયબી હતી કે આ બધાં કોણ હશે ? ને કેમ આવતાં હશે ? ને એઓને એ બધુ અગાઉથી કેમ ખબર પડતું હશે ? કે અગાઉથી કહ્યા મુજબનાંજ દાખલા બને છે ? કેટલેક વખતવેર કેટલીક બાબદોનાં સવાલ જવાબો સ્વપનાં સ્વરૂપે થયા કરતા હતા. મારે માટે કહેલી મારાં માંગાની બાબદમાં પણ તેવણે આઘાહી કર્યા મુજબનાંજ કાવીત્રાં થયાં ને વાત અટકી, અને તેટલાં વળી મને જ્યોતીસનો અભ્યાસ શીખવાપર ધ્યાંન હતું તે મેં તેવણને આગ્રહ કર્યો.

તેવણે કહ્યું કે હયાં હીંદુ પાસે જ્યોતીશનો અભ્યાસ નહી કરતાં જ્યોતીશ જાણનાર મોબેદ પાસે એ અભ્યાસ કરવો વધારે સારૂ છે. પણ ઉતાવળે શીખવા માંગણી કર્યાથી તુરત વેલા ઉત્તમશંમ જોશીને ત્યાં ફકત જ્યોતીશનાં અભ્યાસ માટે

શીખવા મોકલી, પણ તેવણે કરેલી આગાહી મુજબજ થયું થોડાજ વખતમાં મારૂં મુંબાઇ જવું થયું તે વેલા ૧૯૦૧ માં હયાં તમામ પાક ખોરદેહ અવસ્તાએ શેહેનશાહી બા એજમતી નીરંગ મેં છપાવવાની શરૂ કરી હતી.

મારે અત્રે ખુલ્લું કહેવુંજ જોઇએ કે જે માંગા માટે તેવણે કહેલું તે માટેજ તેવણ હયાંથી મને મુંબાઈ લઇ ગયાં (=યાને હયાંથી હું એકલીજ ગઈતી પણ ગેબી મદદ હતી) મુંબાઈમાં હમારા પંથકી ડોસાભાઇ ન. મજગાંમવાલાને ત્યાં ઉતારો લીધો. આ વખતે તે ઘરનાં ભાડુત મુગાનાં કુંવરબાઈ નામે હતાં તેવણ મને ઓવરનાં લેતાં કહે છે કે "ભાયગશાળી દીકરી છે. પગલે મમાવાને સારૂં થયું." કહી ઘણાં ખુશી થયાં. હું આ વાતથી અજબ રહી. તે વખતે મને યજશને અને વંદીદાદની ક્રીયાઓ જોવાનો એસદો થયો. મરહુમ ડોસાભાઈ પંથકીનું જે અગીયારીમાં પંથકનું કાંમ થતું ત્યાં તેવણ સાથે રોજ સહવારમાં હું જતી. સકારે ઉઠી ઉશહેન તથા ઉશબાંમની બંદગી ગુજારી લઇ, ચાહપાણી લઇને અગીયારી જતી ને હાવાનની બંદગી ત્યાંજ ગુજારતી ને યજશનેનું ક્રીયાકાંમ તથા આફરગાંનો, બાજો, વિગેરે ભણતર થાય તે જોતી, ને ઘર આવ્યા પછી ડોસાભાઇને પુછતી અને તેવણથી આફરગાંન ભણવાનું, સતુમ ભણવાનું હું તે વખતે જાતે કરતાં શીખી તેમજ યજશને, તથા બાજધરણાંની ક્રીયા કેમ થાય છે, તે નજરે જોતાં તે માહીતી થઇ. કોઈવેલા વંદીદાદ તેમજ નીરંગદીનની ક્રીયા તે

વખતે ઉશહેન ગેહમાં (મધરાતે બાર પછીનાં વખતે) અગી-યારીમાં કોઈબી એહેદીનને ત્યાંની થાય તે હું જોવા તે વખતે પંથકી સાથે જતી, અને જોતી, એ મુજબ લગભગ દોઢોડ માસ હું તેવણને ત્યાં રહીને શીખી.

આ વખતે તેવણને (ઉશાભાઈ પંથકીને) ત્યાંજ હું હતી ને હોરમજદારૂ ભપ્પુને તેવણે બોલાવ્યા, સબબ મારાં માંગા માટે વાત પરપુછ કરે. એરવદ હોરમજદારૂ ભપ્પુએ મારો ટપકો જોવા માંગ્યો ને તે મેં આપ્યો. તુરત તેવણુ જોતાંજ બોલ્યા કે "આ ગ્રહો સાડીનાં નથી પણ પાઘરીનાં છે, ને એ શું પરણુશે? મને નથી લાગતું કે પરણુવું કબુલ કરે, એ તો ખુદરત રૂબરૂ વાતચીત સંદેશો કરે એવા ગ્રહોમાં જન્મ છે, આગલી જીંદગીઓથી ઘણો મહાન તપેસરી જીવ છે. ઘણાં લોક પુનર્જન્મ નથી માનતા, આપરા કુકાદારૂ પણુ નાંજ કહે-તાતા ને જતે દાહાડે તેવણુને પણુ એમજ થયું કે એ બાબદ હશેજ. હું પણુ નહીંજ માનતો તો ને હવે મને પણુ એમજ લાગે છે કે એ છેજ. હશે તે તો વાત, પણુ આ ટપકો જોતાં હું અજબ છું" પછી મારી હાથની તેમજ પગની રેખાઓ પણુ જોઈને ઉસાભાઈને કહ્યું કે—

"બહુજ બખ્તાવર છે. એનાથી સામાને સારૂં, મમસા-રમાં (મમ્સાવાને) સારૂં, પણુ એ જીવ જાતે દુઃખી થાય ને તે વળી પોતાનાંઓથીજ દુઃખી થવું પડે. પોતાનાંઓજ ઉલટું કરે. સાત સતરનું કામ એ કરશે પણુ પેલાં સતર એકઠાં મલીને એ

એકનું નહીજ કરશે, કોઈનું ખાનાર આ જીવ નથી પણ ખવા-ડનાર છે. તેમજ ઉમરની કંઇ ઘણી નથી. ને પરણાવવા કુદરત મદદમાં આવે, કહે, તેમાં ભરમ છે કે કંઈ સારા જીવ સાથે સંબંધથી નેક ઓલાદ જનમે ને તે ઓલાદ દુનિઆનું ભલું કરે આ ભરમ છે. હું મેહેનત તો કરીશ, પણ પાછળથી વાતની લાંજતી કરનાર અને ઉપાડનાર ઘણાં નીકલશે." વિગેરે બોલ્યા.

આ વખતે મારે માટે ડોશાભાઈ પંથકી ભપ્પુને બોલ્યા કેઃ- "તમે ટપકો જોઇ રહ્યા ? હવે હું કહું તે સાંભળો. તમોએ કહેલું હું માનું છું. કારણ જ્યારે એવણનો (દીનબાઇનો) જન્મ થયો. તે વખતે પેહેલો ગોલ યજશનનાં પાણીમાં પીધો છે ને તે સંજોગ પણ કુદરતીજ બન્યો છે. યજશનેનું પાણી અગીયારીમાં લેવા એવણને ત્યાંથી આસામી આવ્યા ત્યારે હું ત્યાં હાજર હતો. પાણી લઇ જનારને ખબર નહી હશે પણ તે વખતે અગીયારીમાં કુકાદારૂ હતા તેવણે પુછેલું કેઃ—

"કોણુ બખ્તાવર બેટાનો જન્મ થયો છે કે યજશનેનું પાણી મોકલોચ ?" મેં કહ્યું કે "બેટાનો જન્મ નથી થયો, છોકરી છે" તો તુરત પોતે બોલ્યા કે શુદ્ધ અગીયારનો જન્મ છે એટલે દીકરોજ હોય, ને જો છોકરી હોય તો ઘણો નામાં-કિત જીવ હોય" એટલું બોલી તરત પોતે જન્મકુંડલી કાઢીને કહ્યું કે "આ વખતમાં ગ્રહોનો જોગ એવો છે કે જીવ ઘણોજ ચાલાક, સ્વતંત્ર, ધાર્મિક વિચારનો રહેશે, ને પોતાનાંઓથીજ તેનાંપર ઘણું વીતશે એને પગલે મમસારને લાભ થાય. ઘણી

ઉમર નથી. ફક્ત વીસ વરસ છે, ને જો તેમાંથી બચે તો કુદરત રૂબરૂ વાત કરે ને અમર નામનાં રાખશે. જેમ આસમાને ખુરશેદ ઝળકે છે તેનાં કિરણો ધરતીપર છે તેમ આ જીવ હયાં બેઠો હોય ને તેની કીર્તિ આખી જગતમાં હોય, કુટુંબ તેમજ કોમમાં સર્વથી વડામાં ખપે. હમદર્દી લાગણી હોય, પરદુઃખભંજન રાંક સ્વભાવ રહેશે. પણ આકરો ઉતાવળ્યો જીવ છે. એ બોલશે તે કરવા ખુદરત તત્પર રહેશે. જાણે ખાસ ખુદરતનાં કામ માટેજ એનો જન્મ છે. બહુજ નેક પરહેઝગાર ને બંદગી કરનાર થશે. પણ દુશ્મનીથી તેટલીજ થશે, ને આખરે શત્રુ પરાજય. જાહેર લેખક, વક્તા, કાઉનસીલર ગ્રહો છે. જો જીવશે તો આખી કોમમાં એક મગરૂરી ગણાશે. અત્યારથીજ જાણે ખુદરત સાથે છે કે યજશનેનાં પાણીમાં પહેલવહેલો ગોર પીધો છે. ને તેમજ બનશે કે એની પાછળ સારૂં કરનારને સારૂં થશે ને બુરૂં કરનાર ગેબી પ્રકારે પોતાને ફેજે પુગશે. આવા ગ્રહોનાં જોગમાં જન્મ લેનાર ઘણું નામાંકિત, નામીચું, નજુમી અને ચંચલ બચ્ચું નીકળે.” વિગેરે. આઘાહી કરીતી, તે આજે પાછી તમારે મોહોડે હું સાંભળું છું ” વિગેરે. તે વેળા મરહુમ ડોશાભાઇ પંથકીએ મરહુમ એરવદ ભપ્પુને કહ્યું, તે મેં સાંભળ્યું.

---

મરહુમ ભપ્પુએ તે વખતે મને નસીઅત કરી કેઃ—

“જેવો, આજકાલનાંઓ સુધારાનાં રોહમાં તણાંયાં જાય છે તે તરીકો દેખાદેખીથી તમારામાં આમેજ નહિ થાય તે સંભા-

લજો ને પવિત્રાઇ પાલી ચાલજો. આ હાથ આવેલી તક (કુદરતી શક્તિઓની મદદ) ખોહતાં નહિ. સાચવજો, સંભાલજો, ઉત્તમ શિક્ષણ લેજો, ને તે પગલે બીજાને ફરમાવજો. અત્યારે તમને ખબર પણ નથી કે શું શું ભલાં કાંમો તમારાથી આ દુનિયામાં નીપજનાર છે, ને તેને કોણ કોણ અટચણ કરનાર છે, ને શું શું વીટંબનાંઓમાંથી તમને હવે પછી પસાર થવાનું છે, તેનું તમોને ભાન તો નથી, પણ સ્વપનેબી ખબર નથી; પણ ગમે એટલું દુઃખ પડે તોબી આ કુદરતી શક્તિઓનાં સંજોગની સાંકલ તોડવી નહિ." વિગેરે. વિગેરે. નશીઅત કીધી, ને તે પછી પોતે ત્યાંથી ગયા. તે બાદ મને મરહુમ દોસાભાઇએ પણ કેટલીક નશીઅત કરી.

આ વખતે તમામ પાક ખોરદેહ અવસ્તાએ શેહેનશાહી બા એજમતી નીરંગ હાં અમદાવાદમાં છપાતી હતી. આ વખતે કરેલી આઘાહી મને આજદીન સુધીમાં વખતોવખત ખરી નીવડી છે તે બધું વર્ણન લેતાં આ જેવાં સંખ્યાબંધ પુસ્તકો થાય માટે તે વાતને પડતી મેલાં મુળ બાબદપર આવીએ.

આ મુજબ અવારનવાર મુંબાઇ જવું થતું હતું. હવે "પુનર્જન્મ" શું તે જાણવા જીજ્ઞાસા થઇ, અને ખ્વાબ શું ચીજ છે તે જાણવા માટે મન થયું. કુદરતી એવો જોગ બન્યો કે મુંબાઇમાં કોઇનું ધાર્મીક કીંમતી ચોપડીઓનું પુસ્તકખાનું ઘણી નજીવી કીંમતે લીલાઉ થયું તે એક ઇરાનીએ ખરીદયું ને તે ઇરાની ગ્રહસ્થે તે ખરીદી લેવા મને સુચવ્યું. મને ખપજોગાં પુસ્તકો મેં ખરીદયાં,

તેમાં ઇરાનની તવારીખ, જરતોસ્તનામું, અવસ્તાનાં દફતર, માઓની, બુનદેહેશ, નામાંઓ તથા ખીલારશકી હરફ્રો, ઇરાનની મુસાફરી, મોજેજાતે જરતોસ્તી, દાનેશ નામએ જેહાંન, વિગેરે હતાં, પણ તે વાંચવાથી તેમાંથી કંઇ મારા મનનું સમાધાન થાય એ મને મળ્યું નહી. બુકસેલરોને ત્યાંથી જ્ઞાનચક્ર, ઇંગ્રેજી સાઇકલોપીડીઆ વંદીદાદનો તરજુમો વિગેરે ખરીદયું પણ કંઇબી સીલસીલાબંધ ધર્મ માટે મળ્યું નહી. અને મને એવો શોખ કે દુનીઆ કેવી પ્રકારે ઉત્પન્ન થઇ છે, ને આ બધું શું છે તે જાણવું પણ તે વાંચવાનાં પુસ્તકોથી નહી મળ્યું.

વળી એકવેલા એક હીંદુ હ્યાં અમદાવાદમાં ગાંસરો ચોપડીઓનો લઇને વેચવા આવ્યો તેમાંથી મેં વાતોનાં પુસ્તકોમાં રામાયણ, નલાખ્યાંન, પ્રલહાદાખ્યાંન, યમસાવીત્રી સંવાદ, સદેવંત સાવલીંગા, વિક્રમ બત્રીશપુતલી ( છુટી છુટી એકેક વાતો ) નરસીંહ મેહેતો, મીરાંબાઇ, ગોપીચંદ રાજા, વિગેરે ઘણાંક પુસ્તકો ખરીદયાં ને તે વાંચ્યાં એનાપરથી મને એટલુંજ લાગ્યું કે જે કંઈ કામ ઇનશાન કરે છે તેમાં ખુદરત મદદમાં આવે છે પણ પહેલાં ખરી કસોટી થાય છે પણ હીમત હારવી નહી જોઇએ, વિગેરે; થયું.

આ પુસ્તકો ખરીદયાં ને વાંચ્યાં પણ ખુદરત શક્તિઓનો ભરમ મારી નજર સાંમે તે પછીથી જાહેર થયો. આવી ડીસમે ચાલતું હતું. ને તે વખતે મને બીમારી ઘણીજ રહેતી હતી. દર્દ–છાતીપરથી લોહી જવું, તાવ, પેટ ઉલતી, સ્હેજબી ખાધેલું પચે નહી, પેટ રસતે પણ લોહી જવું વિગેરે તે દવાથી તદ્દન

ફાયદોજ નહી થાય. આ મામલો ત્રણ વરસ વેર હતો. ભણુતરથી ફાયદો થતો. તે વેળા મારી ખોરદેહ અવસ્તા છપાતાં પણ તેટલાંજ વીટંબણાં હતાં.

જે છાપખાનામાં જ્યાં એ કંમપોઝ થાય ત્યાં કમપોઝીટરો બીમાર થયા ને અવારનવાર બદલાયાજ જાય. ત્યાંથી પ્રેસ પર ફોરમ છપાવા જાય ત્યાં પણ ભાગટુટ નુકશાંન બીમારી શાહી આવેજ નહી. જો આવે તો વધુ યા ઓછી આવે. બિગેરે તે પુરૂ થતાં બંધાવા ગઇ તો ત્યાં પણ તેજ મામલો.

વળી અજાયબી એ કે કમપોઝ ખાતામાં જયારે કમપોઝ હતું તેજ વેળા એ ટાઇપમાંજ છાપવાનાં પુસ્તકો બીજાઓનાં આવે. જેથી પ્રેસવાલા પણ અજાયબ થયા. બાઇન્ડિર ખાતામાં બંધાવા આ કેતાબ ગઈ તો ત્યાં બાહારની બીજી ચોપડીઓ બંધાવા રોજની સેંકડોની સંખ્યામાં આવે, એવો રોજનો ચાલુ દરોરો હતો. કંઈ નહી ને કંઈ અડચણુ મને નીકલતી અને નીકલતીજ હતી. ને સામાને ફાયદો હતો, બિગેરે; ને મારી તબીઅત થીક નહી રહે.

---

**આ બધાંની શાંતિ અને સમાધાણીઅર્થે તેમજ હવાઓની પણ આબાદી અર્થે "સ્મરણ" લેવાનો** ખુદરતનો હુકમ છે એવું અશો શકિતથી મને ફરમાન મલ્યું. હવે, આ "સ્મરણ બોલનો અર્થ=ધ્યાન, એક ચીત્ત" એટલું ખબર હતું, પણ આ "સ્મરણ બંદગી" શું હશે એની તરતીબ ખબર નહતી. કેમકે દુનિઆમાં જેમ સર્વ જરતોસ્તીઓ બંદગી ગુજારે છે તેમ હમારે ત્યાં પણ બધાં બંદગી કરતાંતાં.

ઘણું તો વળી રોજ માથાવેરથી નાહીને ચોખ્ખાઇથી ભણવું રાંધવું લોબાંન પાણીનું કરવું વિગેરે હતું, પણ "સ્મરણ બંદગી" તે તો ખુદરત શક્તિએ આવેશમાં રહી બંદગી લીધી ત્યારેજ હમારે ત્યાં પણ સર્વએ જાણ્યું. ત્યાં સુધી મને પણ ખબર નહતી.

ખુદરત શકિત માટે થોડું અત્રે કહીશ. આગળ કહ્યું તેમ કુટુંબમાં બનેલા માઠા બનાવોથી મારા મનને એમજ હતું કે મારા ઘરમાં મારી હયાતી સુધી મારાં પોતાનાઓની હયાતીને નુકશાંન નહી પુગે, તેમજ વળી મારાં મિત્રોમાં તથા જેઓને હું એમ ઇચ્છું કે હયાતી સચવાય, તો તે ખુદરત તે મુજબ બનાવે એ માટે મેં આગ્રહ કર્યો. વલતો જવાબ એ મલ્યો કે "જેવો જે જીવ હોય તેને તેવુંજ પસંદ પડે. આગલી જીંદગીનું તારૂં વરદાંન આ જીંદગીએ સંપુર્ણ કરવા તુંને રૂક્ષા થાય છે ને તે મલશે."

આ ઉપરથી મને અજાયબી લાગી કે "વરદાંન તે શું હશે"? તેનો વલતો જવાબ મને એ મલ્યો કે "સાવિત્રી અવતારનું વરદાંન[1] છે. સાવિત્રીએ પોતાના ધણી સત્યવાનને બચાવવા ખાતર યમ સાથે રીકઝીક કરી એજ મુજબ વરદાંન લીધેલું છે તે તેના આત્માની અમગીવેર યમ પુરૂં પાડશે, માટે આ સ્મરણમાં તેની તરતીબ કરી લઇશું તો પાછો સંદેશો ચાલુ થશે" વિગેરે.

આ બાબદ શું તેની સમજણ મને તે વખતે સંપૂર્ણ નહી પડી, પણ એટલું જાણ્યું કે માણુસનાં પુનર્જન્મ હશેજ. અને

૧ વાંચો યમ સાવિત્રી સંવાદ ઘાં લંબાણ થાય તેથી નથી લીધું.

**તે સંપુર્ણ સમજ મલવા અર્થેજ મને પુસ્તકખાનું મલ્યું હશે. એટલું હું સમજી પણ તેનો ઘણો વિચાર હૈયે ધર્યો નહી. કેમકે સ્વધર્મની ઉન્નતી માટે વધુ ધ્યાંન હતું.**

**આ બંદગી લેવાનો સબબ ને તેનો ખુલાશો—** ઉપર કહ્યું તેમ દરેક બાબદની શાંતી અર્થે "સ્મરણ" લીધું, એનો પહેલાં ખુલાશો એવો મલ્યો કે દરેક ચીજ હવાથી છે. બે માણુસ વાત કરે તેમાં વચ્ચે રહેલી હવાની ક્રિયાથીજ બોલનારનો અવાજ હવામાં ભેલાઇને સાંભલનારને કાંને તેનો પડઘો પડે છે, ને તે તુરત ભેજાંને સંદેશો પુગાડે છે ભેજું હૈયાને ખબર આપે છે ને વિચારશકિતપર અસર થઈ, જીવ બોલવાનો અમલ બજાવે છે. એક લેહેજામાં ફરતી હવા આટલું કામ બજાવે છે. તેજ મુજબ, આતશપર સુખડ મુકી બંદગી કરો તો તે ભણુતરનાં પવિત્ર કલાંમોની અસર બેવડી નીવડે છે. આતશનો ધુંવો હવામાં ભેલાય છે અને તે હવા રૂપે બાહાર જઇ અખંડ હવામાં તેની રજાલ ભેલાતાં, તેમજ સાથે અવસ્તા વાણીનાં પવિત્ર સબકો હવામાં ભેલાયાથી તે અખંડ હવામાં જે કંઇ બદ હવા ભેલાયલી હોય તે નીકળી જ્વાલામુખી જઇ હવા પાખ થાય છે ને તેમાંથી તેનાં વખતપર તારા થાય છે અથવા તે પાખ થયલી હવા, હવારૂપેજ રક્ષણમાં રહે છે.

**· જોરની બંદગી—**હવે જ્યારે એક અહુનવર ભણો કે જોઇએ તો અમથા હારદી ફેરવી લાખો ભણો પણ તે પાવર **બંદગી નહી ગણાય. પણ જો પાવર મુજબ ભણો તો તેની**

અસર અનેક ઘણી છે. તેથી વધારે પ્રમાણુમાં જોત બનાવીને બંદગી લીધી હોય તો તેનું બલ જુદુંજ છે. એટલે એક જોતની બતી કરી એક અહુનવર યા યસ્ત, યા નીઆએસ ભણો તો તે એકજ ગણાય. પણ જો પાંચ જોત કરી એક અહુનવર ભણો તો પાંચ અહુનવરનું બલ ગણાય, અને જ્યારે બી તમો તે એક અહુનવર ભણો તો પાંચ અહુનવર ભણ્યા હોય એટલું બલ રહે છે. તેજ મુજબ જો સો, યા હજાર, જોત બનાવીને જેટલા અહુનવર ભણો તેટલું બલ આપણાં એક અહુનવરનું ગણાય. દાખલા તરીકે એકસો જોત કરી એક હજાર અહુનવર ભણીએ તો "૧૦૦×૧૦૦૦=૧,૦૦૦૦૦" એક લાખનું બલ ગણાયું; તે બંદગીમાંથી ઉઠયા પછી જ્યારે બી એક અહુનવર ભણીએ તો એક લાખ અહુનવર જેટલું તે એક અહુનવરનું બલ વધી જાય. એટલે જોરની બંદગી=Power ગણાય. એ બલની બંદગીથી નાપાકીનું જોર દુર થાય છે. પોતે સામાને પણ સુખી કરે છે.

**અપવાસ**—હવે એ બંદગી વેલા કંઇજ નહી ખાવું પીવું ને અપવાસ વેઠવો તેનું કારણ એજ છે કે સર્વથી પહેલાં ઉતપતી દરમીઆંનમાં કુલઝાડ છે, પછીથી ફલ છે, ને તે પછીજ તરકારી ઉગેલી છે. જો કંઇજ નહો ખાઇએ તો તે બંદગી એકદમ શરૂઆતની હવાનો સંબંધ રાખે છે, એટલે કે જો એ તરીકાએ ભણાયું હોય ને તેજ મુજબ તેનાં નિયમ હમેશાં પાલીને ચાલે તો જ્યારે બી કોઈ આપરાપર બુરી સત્તા ચલાવે ને તુરત આપણે ફક્ત એકજ અહુનવર ભણીએ તો તે એક

અહુનવર એક લાખનું બલ બતાવે ને આપણું રક્ષણુ થાય. કદાચ આપણુને ખબર વટીક નહી હોય કે છુપી દુશ્મની છે કરીને, પણુ એજગેબી મદદ એવી પુગે કે તે દુઃખ દેનાર અથવા નીંદા કરનાર પોતાની કરણીનાં ફેજે (આપણી વગર બંદગીએ) પુગી જાય છે. ને આખો વખત તેટલી હવાની મદદ રહે. મનને ભલું ધાર્યે તે તુરત બનેલુંજ જોઇએ. જે હરકત કરે તેની હરકત તેનેજ રહે એ કાનુન ચાલુ રાખવા ખાતરજ જોરની બંદગી કરવી પડતી હતી. આ વધુ પ્રમાણમાં જોત બનાવીને આતશપર સુખડ ખુશબુ બાલી કરેલી બંદગી ઉત્તમ છે. હવે જો ફલ ખાઇને રહીએ ને બંદગી ગુજારીએ તો તે રાશીઓની હવાને તથા ફરેસ્તાઓને સંદેશો પુગે ને આપણે તેટલાજ બલની મદદ મેલવ્યે છીએ. એકજ વેર અન ખાઇને તેજ મુજબ કરેલી બંદગી ગ્રહોની હવાઓ સાથેજ સંબંધ રાખે છે, હમેશાં રાયેતા મુજબ ખાઈ જમી ચોખાઈથી કરેલી બંદગી સાધારણુ બળ રાખે છે.

**ધર્મ ફરમાન નહીંજ માનનાર**—આખરે જતે દીવસે અન અને દાંતને વેર પડી રઝલીને માર્ગ લાગે છે. ને બીજી જીંદગીએ તેને અફરાવાનું તેટલુંજ છે. ને જો બુરો જીવ હોય તો હક ઈનસાફમાં (બલતા પાહાડમાં) થી બનચવા પામતો પણુ નથીજ, આ મુજબ વધુ ઓછી જોત બનાવી બંદગી લેવાનો સબબ છે બંદગીમાંથી ઉઠ્યા પછી હમેશા "સ્મરણુ નિયમ" પાલવોજ જોઇએ તોજ Power=બલ વધે છે અને તરીકો સચવાય છે.

**આપણો પુરાણો રેવાજ**—આપણાં પુરાણાં રેવાજમાં

તો છેજ કે જ્યારે ફરેસ્તાનો આરાધણા ક્રિયા હોય, તથા રવાંનક્રિયા હોય ત્યારે ઘરમાં ઘરબાર ધોવારી, ચોખ્ખાં વાસણ-વરાંણુ એક દીવસ આગલથી કરી રાખે, અને તે ક્રિયાને દીવસે માથા વેરથી નાહી ચોખ્ખુ દરાંન બાજનુ કરે તથા રાંધે વિગેરે, તે વખતે બીજા દુરવંદને હાથ વટીક નહીજ લગાડે દુરવંદનું પકાવેલું બી નહિ ખાય. જો પછવાડે જાય તો તે ચોખ્ખું થયલું આદમી તે બારણું નહીં ઉગાડે, પણ બીજું માણસ બારણું ઉઘાડી આપે, ને જો તેને પોતાને ઉગાડવું પડયું હોય તો તે પોતે પાછું માથાવેરથી નાહાએ તોજ ચોખ્ખાં કાંમને હાથ લગાડે વિગેરે. જો બહાર જતાં દુરવંદને હાથ લાગે તો માથાવેરથી નાહાએ તોજ તે ચોખ્ખાં કાંમને હાથ લગાડે. વિગેરે આપણો પુરાણો રેવાજ છે. આ તરતીબ સર્વ કોઈથી રોજ પલાતી નથી. અને રવાંન ક્રિયાનું ખવાય છે જ્યારે સ્મરણ વર્ગમાં નથી ચાલતું.

**"સ્મરણ" વર્ગ અને તેનાં નિયમ**—આ વર્ગમાં પણ મજકુર પુરાણા રેવાજ મુજબનાંજ નિયમ છે પણ તેમાં આખો વખત પવિત્રાઈ પાલવાની છે. અવારનવાર પછવાડે તો જવુંજ પડે ત્યારે જુદાં કપડાં પેહેરી જવું ને આવી તુરત નાહી ચોખ્ખાં કપડાં પહેરવાં, હમેશાં દુરવંદને હાથ પગ લાગે તો નાહવું.

**ખોરાકમાં-પ્રાણી ખોરાક**—(ગોશ, મચ્છી, ઈંડું, દારૂ) નહિજ લેવો. કારણ એ મેલો ખોરાક છે. એ ખાનારને પવિત્ર શક્તિઓનો સંબંધ રહેતો નથી અને તેઓ હયાતી સાચવવાનાં અવસતાનાં ફકરાઓથી જીંદગી બચાવી શકે નહી. રોજ તાજુ

તરકારી અનાજ હાથે પકાવી ખાવું, દુરવંદનું પકાવેલું ઘરમાંનું તથા બહારનું આવેલું તથા બજારનું વેચાતું તૈયાર આવેલું ખાવું નહી. જો બાહાર જવું પડે, તથા કોઈ ને ઘેર જવું પડે, યા લગન, નવજોત, શાદી રામસની તથા મેલાવડા પાર્ટી વિગેરેમાં તો બાહારથી આવી તુરત નાહીને તે પછીજ બીજું કામકાજ લેવું, ખાવું; વિગેરે. બાહાર જવું ત્યાં પણ ખાવું પીવું નહી, તાજો ફ્રુટ મેવો ખવાય. રવાંનનું ભણાયલું ખવાય નહી.

**રવાંન અને જીંદરવાંન**–રવાંન થયું ત્યાં જેટલા દિવસ ભોંય હોય તેટલો વખત જવાય નહી. સબબ કે આ વખત ત્યાં હવા રીમન થાય છે. ને તે પવિત્ર ભણતરોથી ચોકસ વખતે પાવ થાય છે. તેથી ત્યાં જવું મુનાસેબ નથી. તે રીમની દૂર થયા પછી જવા માટે હરકત નથી. અને સુટક પાલવું પડે છે કે જેવું તે હોય તે પ્રમાણેજ તરતીબથી રહેવું. જો રીમન હવામાં જવું પડે તો તુરત આવી પાછું નવેસરથી "સ્મરણ" કરે તોજ તે હવા સાથે સંબંધ રહે છે, ને નહી તો આગલ કરેલી મહેનતમાં ખલલ ચાલુ રહેવાથી મજકુર બાબદોનો ફાયદો તાબડતોબ ગેબી પ્રકારે મળતો અટકે છે. આટલા કારણસરજ હું જ્યાં રવાંન થયું હોય છે ત્યાં તુરતવેળા નથી જતી. અને બાહાર જવે આવે ખાવું પીવું નહી, તેનું પણ એજ કારણ કે કોઇ કેવી હવાનો જીવ હોય ને કોઇનો કેવો પાવર હોય તેથી "ખુદરતી સંદેશાને" નુકશાન પુગે છે.

**બીમારી અને બીમાર**—જો કોઇનીબી બીમારી સમજી યા ત્યાં જવું તો બીજાં લોકો માફક ઉપરનાં સવરાતથી જઈને ચાલી અવાય નહી. પણ પેલાં બીમારની હયાતી સાચ-

વવાનું ભણતર, તથા દર્દ સારૂં કરવાની તરતીબ જાત મહેનતથી તનથી તઝદી વેઠી કરવું તે માટે ખર્ચ પણ પોતાનુંજ કરવું વિગેરે. એવો સ્મરણ વર્ગનો નિયમ છે. હવે કોઈ ચીબાવલાં હોય તો મારો આ નિયમ સચવાય નહીં અને મને કેટલીકવાર હેરાંનગતીમાં આવવું પડે છે તેથી તેવાં સુધરેલાં (Tip Top) માં હું નથી જતી. કારણ કે દુઃખીની હાજે પુગવું મદદ થવું એ આપરી ફરજ. ખાલી પછીથી ઘરડાં મમાઈ કહે તેમ ખુમચા શાહી કરાવવા રીમન હવામાં જાુઠ્ઠો સવરાત કરવા જવું શું ખપનું? અલબત રવાંન થયું ત્યાં સેવટનું માન આપવા જીવતાંઓની જવાની ફરજ છે જે ગંભીરતાથી જવું ને તેનાંપરથી તે જનારને ધડો છે કે અમર્ગી કોઈ પાંગ્યું નથી. પોતે પણ એક દીવસ મુસાફરીથી કુચ કરશેજ. વિગેરે. હવે, મારાથી તો "સ્મરણ નિયમ" ખાતર રીમન હવામાં જવાતું નથી.

તેથીજ પછવાડે જવું પડે ત્યારે પણ નાહવું ને બાહાર જવું આવવું ત્યાં નહીં ખાવું પીવું ને આવીને નાહાવું એ પણ રીમન હવાની અડચણ નહીં નડે તે થકીજ છે. પણ અભણ ઈનિશાનો એમ કહે છે કે એ તો હીંદુનું છે ને પારસીનું નહીં; પણ જો ખુદરતના ઉદાંણનો આખો અભ્યાસ કરે તો તુરત માલુમ પડે કે દરેક કોમો શું છે? શા કારણે છે? ને જરતોશ્તી ધર્મનાં પોથાઓ શા સબબે બળી ગયા? વિગેરે અખંડ જાણવાનું મળે. આ નિયમનાં લીધે મને કોઈને પણ ઘર નકામું જવાની ફરસુદ નથી (ઘરડાં મમાઈ કહે તેમ બારાં ચઉદાં પુંજવાની ફરસુદ નથી) તેથી મારી પાછળ અનેક અફવાઓ

ચાલુ છે, પણ મને તેની (જુઠ્ઠાંઓની) સ્હેજબી દરકાર નથીજ.

હું એમજ સમજું છું કે મારી કરણી સાબીત કરશે એજ ખરૂં છે. એવાં તો કુતરાં રસ્તે ચાલતાં ઘણું ભસે છે. વિગેરે. જેઓએ મારા સાથે કાંમ પાડયું છે તેઓની આ બાબદ ખાત્રી થઇ ચુકી છે. તે માટે હવે ઘણું બોલવું રહ્યું નથીજ.

**મારાં દુઃખની વખતે**—ફક્ત બંદગીનું પાણી તથા બંદગીની ચીજોનાંજ ઉપાયથી દર્દ સારૂં થાય. ને ઘણું તો વળી કરીઆણું વાપરવું. આ મુજબનો હું પોતે નિયમ પાળું છું. એટલું તો નક્કી છે કે જ્યાં પવિત્રાઇથી નિયમ પાળીને મહીનાંનાં પંદર દીવસ અપવાસ કરૂં છું એટલે મને વૈદનું ઘર જોવું પડયું નથી ને સામા કેટલાંક દર્દીઓને પણ બંદગીની ચીજો આપું છું ને તેઓ સારાં થાય છે. હયાતી બચે છે એમાં રવાંનનું ભણાયલું ખવાય નહી. કારણ કે "રવાંન" છે એ ખુદરત આબાદીની હવાનો બીજો અવતાર છે તે બરસનુમનાં વર્ગમાં સમાય છે, જ્યારે સ્મરણ વર્ગ તેથી ચ્હડતો આબાદીની હવા વિગેરેનો સંબંધ સંદેશો છે. તે પાલનાર ઈનશાંનની આત્મશક્તિ (will power) તેજસ્વી થવાથી મન મોકલું અને તર્ક શકિતનો વિશેશ વધારો થાય છે જેથી ખુદરતમાં બનતા બનાવની આગાહી રહે છે. બોલેલું ખુદરતમાં કબુલ રહે છે. ખુદરત શક્તિઓનો હમેશ સંદેશો રહે છે. ને બીજા બીમાર ઈનશાનપરતે સારી અસર નીપજાવી વગર દવાએ તે દર્દીને સારૂં કરે છે, અથવા તે દર્દીને જતો જાન બનચે છે. આ બાબદમાં ઘણાંઓની ખાત્રી થઈ ચુકી છે. મજકુર પવિત્રાઈ પાલનાર ઈનશાનનાં આવેશમાં હમેશાં પવિત્ર શક્તિઓનો

વાસો રહે છે, ને હમેશાં પરસ્વાર્થી વલને ઉંડી ધાર્મીક લાગણીએ વરતવું એ તેનો મુદ્રાલેખ છે. તે જીવ પોતાનો આત્મમુક્તિ માર્ગ પોતાને હાથેજ મોકળો કરે છે અને પરીણામે બીજી સારી જીંદગી પામે છે.

સુજ્ઞ વાંચનાર, આ તો ટુંક નિયમ કહ્યો છે કે જે તરીકો અત્યારે હું પાળું છું, તે માટે ટુંક ખુલાશો છે; પણ હવે આપણી મુળ બાબદ પર આવીએ કે—

કુદરતનાં ફરમાંન મુજબ " અશોશક્તિ " એ જે સ્મરણની તરતીબ કરી તેમાં પહેલાં તો થોડાક નિયમ પળાવ્યા હતા. ચાર માસ ફક્ત દુધ અને મીથાં વગરની ઘી ઘઉં વિગેરેની ઘઉંની રોટલી, એજ મારો ખોરાક હતો. અને બે વેર ચાહ આપતાં.

ત્યારબાદ બધો ખોરાક આપે પણ મીઠાં વગરનોજ. એવો મને છ માસ નિયમ પળાવ્યો. [ ફક્ત મનેજ પાળવા ફરમાવેલું હતું પણ ઘરમાં જેની ખુશીમાં આવે તે આ મુજબ પાલતાં ને પાછું મુકી દેતાં. ] ચોકસ દીવસો ફક્ત ફ્રુટનાં ખોરાક પર રાખતાં હતાં. તે પછી સ્મરણ બંદગી આપી.

જે ઓરડામાં આ બંદગી શરૂ કરવાની હતી ત્યાંની પહેલાં જમીનની છાંય તીપણી કરીને મજબુત કરાવી. ને તે પછીથી તે ઓરડાની ભીંતો ચુનાથી ધોલાવી, ત્યારબાદ તે જમીન પાણીથી ધોવરાવીને સાફસુફ કીધી. તે ઓરડામાં એટલોજ સામન હતો કે ઘીની બતી, આતશનું આફરગાનીયું, અને મારી ભણવાની બેઠક. [ એક સુદ સફેદ ચાદર ]

બંદગી વખતે સઘળું જમીન પરજ રાખ્યું હતું. મને પોતાને

સુતરાઉ નવાં કપડાં તેમાં સદરો, બદીઆંન, ઈજાર, માથાબાનું, સાડી, એટલુંજ. માથા વેરથો નાહીને તે કપડાં પહેરી મજકુર બંદગી શરૂ કરી તે ૯ દીવસ અને રાત સુધી તેજ આતશ અને તેજ બતી ચાલુ હતી. સુખડ બલતું રાખ્યાથી આતશ તો જારી રહેછે જ. પણ તેની તે જોત બતીની ચાલુ રાખવાની અજાયબી છે, તેની તરતીબ એવી કે પહેલાંથી બાંબુની સલી લાંબી રાખી તેપર રૂ લપેતી તે મોટા આંકરાપર રાખવા ઘટતી ઉપર રાખી આંકરા હેઠલથી વાલી લીએ ને ખપ પુરતો ઉપર લાવ્યા કરે. વળી ઘી મોટા વાસણમાં ભરીને તે આંકરો અંદર સમતોલપણે રાખે. ને જેવું થોડું ઘી બલ્યું કે સારૂં ચોઘડયું હોય તે વખતે ઘી પુરી જોત ઉપરની ઉપર રાખે. જોતને બલી જઈને હેઠલ ઉતરવા નહી દીએ. એ કાંમ ઘણું ખંત અને ચાલાકીથી કરવાનું છે ને જો નહી સચવાય તો લેહેણુંનાં દેવા થાય. તે વખતમાં બંદગી આપણું પાક અવસ્તાનુંજ ભણતર હતું.

વળી તેટલા દીવસમાં તે તરફથી બીજી બાજુએ જવુંજ નહી. બીજું કામકાજ કે કોઈ આદમી સાથે વાત વટીક નહી. જો પછવાડે જવું પડતું તો તે પણ એક એલાએદી જગ્યા હતી ત્યાં ગોઠવણ હતી. ને તે જવા પહેલાં દીલનાં સઘલાં કપડાં એક બાજુએ ઉતારી દઈને પછીજ બીજાં પછવાડે જવાનાં કપડાં પેહેરી પછી જવું, ને ત્યાંથી આવી તે કપડાં ઉતારી એકબાજુ મુકી, પછીજ નાહી પાછાં દીલમાંનાં કાઢેલાં કપડાં પેહેરવાં. (પછવાડે જવાનાં તે વખત સિવાય પાછો હાથ લગાડવો નહી).

દીવસની પહેલી ઉશહેન ગેહ ગણી, તે ગેહ શરૂ થતાંજ રાત્રે

બાર વાગે નાહીને ફરજીઆત ગુજારી પેલા આતશપર સુખડ અગર લોબાંન વિગેરે ખુશબુ મેલી જેમ અગીયારી આતશ બેહેરાંમમો બોય દેવાય છે તેમ આતશની બંદગી ગુજારી, ખુદરતનાં નામ વિગેરે ભણી, દુવા ગુજારૂં તેટલાં કલાક ચારનો અમલ થાય તે વેલા ઉશબાંમ બંદગી ગુજારી, તે પછી ચોપડી ધંધાને લગતું લખાણુ હોય તો તે કરૂં (તે પણ ત્યાંજ કરવું) ને સહવારમાં હાવન ગેહ શરૂ થઈ કે હાવનની ફરજીઆત ગુજારીને પછીજ દુધ, ફ્રુટ લેવું. તે પછી સ્હેજ આસાએસ અડધો કલાક લીધી યા નહી લીધી કે અહુનવર ચોકસ સંખ્યામાં ભણવા. ત્યાર બાદ બપોરે બાર વાગે રપીથવન ગેહમાં તેમજ સાંજે ત્રણ વાગે ઉજીરન અને દીવા ધરેઘર અઈવીસરૂથરેમ ગેહમાં પણ ઉપર કહયા મુજબ આતશપર દરેક ગેહમાં બોય દીએ તેમ ખુશબો સાથે ભણતર કરી ફરજીઆત ગુજારી ફાલતુ વખતમાં ચોપડી માટે ત્યાંજ લખાણુ કરતી. (ઘરનું કામકાજ વાત વગત બીલકુલ નહીજ) મજકુર નવ દીવસ ને રાત પુરા થયે પેલી જોત આતશપર ત્યાંજ નમાવીને ને (ફક્ત અંદરનાં આતશ લીધેલા પણુ જે ખુશબુ બલવાથી રખ્યા પડેલી એમને એમ રહેવા દીધીતી જે કોઇબી દુઃખ ઉપર ખાવા ભરવાથી બદ હવા દુર થઇ દર્દી સારૂં થાય છે.) આતશ બીજા ચુલામાં લઈ તેપર એક દીવસ રાત આતશની બંદગી કરી તે બીજે દીવસે હમેશનાં ચુલાનાં આતશમાં તે આતશ ભેલી દીધા. ને હમેશ હાથેજ ચુલો સાચવવાનો રાંધવું વિગેરે તેથી તે સચવાયા છે.

આ મુજબ પહેલું સ્મરણ લેવા પછી સ્મરણનાં વર્ગમાં દાખલ થઇ. એ થઈ રહયા પછી "**હમેશનો નિયમ**" એ કે રોજ ઉશહેન ગેહમાં ગેહ શરૂ થતાંજ ઉઠી નાહીને ઉશહેનની બંદગી, તે પછી ઉશબાંમની બંદગી તે પછી ચુલા આગલ ચાહપાણીનું કાંમ, હાવનની કસ્તી કરી અને ખુદાનાં નામ ભણી ફકત ચાહ લઇને પછી હાવનની બંદગી વિગેરે ગુજારી, ઘરનું ચુલા આગલનું વિગેરે બીજું કામકાજ સાથે દીવસની પાંચે ગેહની બંદગી ગુજારવી.

મજકુર તો એકજ સ્મરણ છે પણ એવાં તો અવારનવાર ઘણાં લીધાં ને તેમાં ચોક્કસ સંખ્યામાં જોત હજારોની સંખ્યામાં કરી સાથે એકઠી કરી બાંધી, તે મોટા ખાસ આંકરાઓ બનાવી તેપર બાંધી મોટા પીપમાં ઘી ભરી તેમા આંકરો ઉતારી તેમાં તે સાથેજ રાખવી પડતી, ને બંદગી વેલા આતશ જારી કરી તેમાંથી તે જોત સળગાવીને બંદગી ચાલુ કરી તે પછીથી જ્યારે જેમ હોકમ હોય તેટલા દીવસ તે અનપાણી વગર અપવાસી બંદગી ગુજારી પેલી જોત તેજ આતશપર નમાવી તેમાંથી આતશ હમેશના ચાલુ ચુલામાં મેલવી દઇ ખુદરતના ફરમાન મુજબ પેલી ખુશબો બલેલી રાખ રેહેવા દેવું અને બંદગી વેલા ત્યાં આગલ ચોક્કસ ચીજો મુકવા ફરમાવે તે મુજબ મેલેલી ચીજોમાં બંદગીની સત્તા થયાથી જે કાંઇબી દુઃખપર તે આપવામાં આવે તો તુરત બદ હવા દુર થઇ આરામ થાય.

આ મુજબ "સ્મરણ" કર્યા. અને આખો વખત તેના ચાલુ નિયમ પાલીને વરતવામાં આવે તો તે પવિત્રાઈની હવાનો

**સંદેશો રહે છે ને બંદગીની સત્તા સાથ જીવનો પાવર (will power) વધે છે, પણ જો ગમે તેમ ચાલે વર્તે, તો બંદગીની સત્તા વધતી તો નથી પણ રહેતીબી નથી. સ્મરણમાંથી ઉઠયા પછીથી જ્યારે અનપાણી હમેશના ધારા મુજબ વખતોવખત ખોરાક વખતસર લેવાય ત્યારે ફકત ઉપર કહયા મુજબ નિયમ પાલી નિયમીત જીંદગી ગુજારૂં છું. પાણી ખોરાક બીલકુલ નથી લેતી.**

**માસીક માંદગી**-પણ એવી પ્રકારે પાલુ છું કે તે દરેક કપડાં વાસણ જગ્યા વિગેરે એલાયદું તે ત્યાંજ એકજ જગ્યાએ (રોકાણે થાવું ત્યારે) રેહેવું. પછવાડે જવું હોય તો બાહાર નીકળવું ને નહી તો ત્યાંજ રેહેવું. ફારેગ થયા પછી સંપુર્ણ પવિત્ર થયા બાદ ત્યાંથી ઉઠતો વેલા હાથે કરવા ઘટતું કપડાં વિગેરે હાથેજ ધોવું વિગેરે કરી લઈ નાહી, તે ઓરડો ધોવારી નાખી જે જગ્યાએથી તેટલા દીવસ પછવાડે જાવું તે જગ્યા ચોક વિગેરે છોબંધ હોય તો પાણીથી ધોવારી નાખુ. નાહયા બાદ તે કપડાં વિગેરેને હાથ લગાડવોજ નહી. પણ તે સઘલું માણસ તેજ બાજુએ સાચવી મુકે. જ્યારે ખપ હોય ત્યારે તે માણસ પાસે અગાઉથી તૈયાર કરાવી રાખું કે તુરત વેળા ખપમાં આવે તે વખતે પેહેરેલું કોઈબી કપડું વટીક ચોખ્ખે વગે નહીજ આવે. તે ખેપ પણ જુદીજ ધોવાય. માસીક માંદગી માટે મુંબાઈના મારા વસવાત દરનીઆનમાં મેં પુષ્કળ હાડમારી વેઠી છે પણ તેમ છતાં આભરછેટ ચલાવવું એ કમકમાત થતો તો તે ચોખ્ખુંજ ગમતું હતું, ને તેમજ પાલતી'તી ને હજુ પાલું છું, અને દરેક બાનુએ તેમજ પાલવુંજ જોઇએ. કારણ આ પવિત્રાઇ નહી

પલાયાથી આબાદીની હવાને નુકશાન પુગવાથી પાક ઓછો થાય છે, રોજી આવરદાનો ઘટાડો થાય છે. વિગેરે ઘણું નુકશાન આપણુનેજ વેઠવું પડે છે.

આ સ્મરણ વર્ગમાં મનને કાબુમાં રાખવાના કેટલાક ચોકસ નિયમો છે જે અત્રે વરણાવાથી ઘણું લંબાણ થાય તેમ હોવાથી હયાં ખપ જોગુંજ લીધું છે.

જ્યારે આ મુજબ હું સ્મરણ વિગેરે બંદગી કરતી તથા ધંધા ધાપાનું કરતી તે વેળા શત્રુનાં કાવિત્રાં કમતી તો હતાંજ નહી. પણ **'અંતે ધર્મોજય'** તેજ મુજબ જુઠી દુશ્મની કરનારાંઓ વખતવારે સૌ સૌને ફએજે પુગાં છે. જુઠો જુલમ ગુજારવો, તે જુઠી બદનક્ષીનો બદલો એજ કે જતે દાહાડે તેઓને અનને અને દાંતને વેર છે. ને હજુ પણ તે માલેકની રૈયત સઘલાં છે તે માલીક પોતેજ સાચવે ને તેજ નસીઅત આપે. મારાં બચપણથી હું હમેશાં જોતી આવી છું કે જે કોઇ સારૂં વર્તે તે સારો બદલો મેલવે છે ને જે કોઈ નાહક સતાવે તે તુરત ફેજે પુગે છે. તે કેવી કીસમે છે તેનાં થોડા દાખલા ટાંકું છું ને બંદગીની ચીજેથી શું શું ફાયદા છે, તેમજ ખુદરત શક્તિના શું શું મોજેજા છે તે નીચે મુજબ વાંચો.



**ખુદરત શક્તિનાં મોજેજા**—મારી બાલક વયથીજ હું જોતી આવી છું કે કોઇબી કીસમે કંઈ પણ અડચણ યા બીમારી વખતે ખ્વાબમાં આદમી સ્વરૂપે કોઈ ભુલ ભાંજતું યા દેખાવ થઇને ઉપાય બતાવતું હતું. તે બાલક વયે શું હતું એની

મને સમજ પડતી નહીં, પણ ઘરમાંનાં સર્વ એમ કહે કે નાનું બચ્ચું નીરદોસ ગણાય તેથી ફીરેસ્તાઓ ભુલ ભાંજે વિગેરે તે માટેનાં ફક્ત એકાદ બે દાખલાઓ તાંકીશ. મારા મમાવાજીને ત્યાં હમેશાં એવો ચાલ કે દુઃખે કે [illegible] તો ફરેસ્તાનાં દરાંન કરવાનાં માને [illegible]

ઈ. સ. ૧૮૮૯ ની સાલ હોય, યા તેમાં એકાદ બે ઓછાં અટકાં વરસ હોય તે ચોકસ મને યાદ નથી, પણ તે વખતમાં મારા પિતાજી બાહારગામ ( જલગામ ) માં સીજનમાં હતા. તે વેલા મારી વય ફક્ત ૧૨ થી ૧૩ વરસની હશે, તે વખતે મારાં માતાજીએ પોતાનાં વિચારથી એવો ઠરાવ કીધો કે બાહાર ગામ જંગલ જેવું છે. ત્યાં મહેર યજદની મેહેરબાની અને શરોશની પાસબાંની હમેશાં છે એવું જરતોસ્તી ધર્મનું ફરમાન છે. ત્યારે એવણ બહારગામ છે તો મેહેર રોજે મેહેરનાં અને સરોશ રોજે સરોશનાં દરાંન બાજ આફરગાંન દર માસે એક એક વખત કરાવવું ચાલુ કર્યું ( અહુરમજદ રોજે દાદારનાં અને બેહેરામ રોજે બેહેરામ યજદનાં દરાંન બાજ આફરગાંન હમેશાં ચાલુ કરાવતાં હતાંજ ને આ ઉમેર્યું. ) થોડાજ વખતમાં તે શેઠ તરફથી દગો માલમ પડયો ને એવણ મુંબાઇ આવ્યા વિગેરે. હવે, હું તો રાંધણીમાં કામ કરૂં છું ને મારાં માતાજીએ તે વખતે પંથકીને લખી કેવાડયું હશે કે મેહેર સરોશનાં દરાંન હમણાં નાં કરતા. વિગેરે. તેની મને બીલકુલ ખબર નહીં, પણ રાત્રે હમેશાં બંદગી ગુજારીનેજ બીછાણે જવાની આદત તેજ મુજબ હું બીછાણે ગઇ.

સહવારમાં ઉઠતી વખતે ખ્વાબ જોઉં છું કે એક મોટું ઘર છે અને તેનાં ઓટલાપર હું ઉભી છું, મારા દીલમાં સુદ સફેદ કપડાં સારી સુદ્ધાંનાં છે, ને તે ઓટલો ભરીને અંધીઆરૂઓ જેમ એક સાજન ભરાય તેમ જામો પીછોરી પેહેરી બેઠા છે. ત્યાં હમારાં પંથકી ડોશાભાઇ છે તેવણને હું પુછું છું પણ તેવણુ જવાબ દેતા નથી. તેટલાં પેલા મોબેદોમાંથી એક મોબેદ કહે છે કે "એવણુ શું જવાબ દીએ? તમે બોલાવીને નાં કહ્યું. પણ તમારા માતાજીને કહેજો કે હમણાં બોલાવી નાં કહો છો તે સારો વખત આવો ભુલતાં નાં." આટલું જોતાં હું જાગી ઉઠી ને સહવારમાં હકીકત મારાં માતાજીને કહી.

મને તે વખતે આ બાબદસર બીલકુલ સમજ પડી નહી. મા પહેલાં તો હસી પડયાં પછી તેવણે સાર એટલોજ કહ્યો કે "હા ગઈ કાલે મેં પંથકીને લખી મોકલ્યું'તું હમણાં મહેર, સરોશનાં દરાંન બંધ કરજો તેથી તું આ જોઈ ઉઠી, નાનાં બાલકો નીરદોસ તેથી ફરેસ્તાઓની બસારત મલે."

હમારે ત્યાં જ્યારથી ખુદરત શક્તિનો જવાબ મલતો ત્યારથી જે બાબદો તેવણ કહે તે બાબદો મોજેજા સહીત નજર સાંમે દાખલાઓ આવતા. તેમાંનાં અત્રે દરશાવું છું તો આ જેવાં ઘણાંક પુસ્તકો થાય છે તેથી તે સઘલું નહીં લેતાં ફક્ત સાર લખી હવે સમાપ્ત કરીશ. તેવણનું ખુલ્લે ખુલ્લું આવવું કેવી કીસમે છે તે ઉપર વાંચ્યું. પણ તેવણ કોણ છે તે માટે બે બોલ કહું છું કે તેઓ ખુદરત પોતે છે. સાર બાબદ એજ કે ધાર્મીક પરહેજગાર ઉત્તમ પાવરનાં વડા જીવો-

નાં આવેશમાં થઇ હમેશાં તેઓ ખુદરતનું કામ બજાવે છે તે મુજબ અત્યારે પણ છે.

હમારે ત્યાં તેવણે જે જે આગાહીઓ કહી હતી તે દરેક ખરી પડી. મારા મુંબઇનાં વસવાત દરમીઆંનમાં લોકોનાં દુ:ખ દર્દ વખતે વગર દવાએ દુ:ખ સારૂં થાય. અને વલી મોજેજા થાય એ જુદું. કોઇ ઘણું કજીઓ કરતું આવે, પણ તેનાં સાથે તેની બદીનો બદલો એવી કીસમે વલતો કે 'જેથી તે ખુશ થઇને સ્વધર્મપર યકીન લાવતું અને પોતાની ચાલ માટે માફ માગતું.

જે પ્રેસમાં એ ખોરદેહ અવસ્તા છપાઇ ત્યાં પણ અનેક મોજેજા થયા છે અને તેથીજ સર્વેની ખાત્રી થઇ ને શત્રુ પરાજય થયો. મરતાં માણસોને નવી જીંદગી મળી છે એ મોજેજાથી પણ મને અજાએબી છે.

મારા પોતાના બાબમાં બીમારી તથા ધંધા માટે જે જે આગાહી થાય અને તે મુજબ હું સાવચેત રહું તો સુખી થાવું પણ જો ગફલત થાવું તો દુ:ખીજ થાવું છું. તેનો ફક્ત એકેજ દાખલો.

૧૯૧૪ મી સાલનાં જુલાઈ માસમાં હ્યાં કાલુપુર જીલ્લાથી ખાનપુરમાં આવી રહેવા સખ્ત મનાઇ હતી કે દુ:ખી થશો તેજ મુજબ થયું. તા. ૩૧ મી ઑગષ્ટ ૧૯૧૪ નાં દીને ખાનપુર રહેવા ગયાં ને ફક્ત પંદર દીવસમાં તા. ૧૭–૯–૧૯૧૭ નાં રોજે ભીંત ભાંજી ચોર બંગલામાં આયા ને રૂ ૧૧૦૦ ની મારીજ મતા કરબી કપડાં જણસની પેટી ઉપાડી ગયા જે આજદીન સુધી તેનો પત્તોજ નથી. તે પછી સર્વેની હમારે

ત્યાં બીમારી એવી કીસમે થઇ કે દરેક જણનાં નવા જન્મ થયા, અને મારા પિતાજીની આજદીન સુધી નોકરી ગઈ વિગેરે. માથે વાસેનાંઓનાં જુદી સ્વભાવોનાં આ પરીણામ છે.

૧૯૧૪ નાં મેહ માસમાં હું હ્યાંથી મુંબાઈ ગઈ, તે વેલા મને બધાંની ઘરમાંથી મનાઇ હતી પણ ખુદરતનો જવાબ હતો કે "જવુંજ પડશે." તે મુજબ હું હયાંથી ગઇ પણ હ્યાંથીજ મારી તબીઅત બરોબર નહી હતી અને ત્યાં ગઇ તો તુરત ત્યાંનાં બધાં એમજ કહે કે "આ રસ્તાપરનાં બધાં જતાં રહે છે ને તમે ત્યાંથી કેમ નીકળ્યાં? શું મરી જવા આયાં કે? હ્યાં પ્લેગ ઘણો છે." અલબત તે ઘરનાં બધાં ભાડુતો પણ કોઇ ક્યાં ને કોઈ ક્યાં ગયાં હતાં હું તો ઘણી ચોકી ને જવાબ માંગ્યો કે "માલેક જો હું મરી જઇશ તો મુવાંહાડ ઠેકાણે પારે તેટલું બનવુંબી મુશ્કેલ છે, માટે હું આજેજ હ્યાંથી પાછી વળી જાવું છું. સબબ રીતર્ન તીકીત છે."

જવાબ મલ્યો કે "નથી જવું ને પ્લેગ નરમ પડી જશે ને બધાં ભાડુતો પાછાંજ આવશે. નેબંદગી લેવી" વિગેરે.

અલબતે, તેજ મુજબ બે દીવસ અન જળ વગર, ઘીની બતી રાખી ત્યાંજ બેસી એક ચીતે અવસ્તા બંદગી કરી તે પછી મારા ત્યાંનાં પંથકી (એદલજી દાબુ) ને મે કહ્યું કે "તમો તો મારી હકીકત જાણો છો કે મને આજે બે દીવસનો અપવાસ છે. પરમ દીવસે આદરગાંનાં જશનને દાહાડે આપરે ત્યાંનું બાજ આરફગાંન યજશ્નને સતુમ તમો જેમ જવાબ છે તે મુજબ ખુદરતનાં નામે ભણો હું પોતે પણ ત્યાં આવીશ. પણ જવાબ એમ છે કે બે દીવસની

અપવાસી હ્યાંથી જોત મેળવીને નાહી ફરજ ગુજારીને ઉશહેન ગેહમાં આવીશ. તુરજીર વખતે યજશને શરૂ કરો તેજ વેળા બીજા મોબેદો સાથે તમો પોતે મલી ચાર જણુ આફરગાંન કરજો ને પછી બાજ ધરવી, તથા તમે સતુમ ભણુજો એવો હમણાંજ મને જવાબ મલ્યો છે તેવીજ અગીયારીપર હું કહેવા આવી છું." તેવણુ (પંથકી) કહે છે કે "પણુ એવણુનો તો બધા દીવસ તરત ભરતજ જવાબ મલે છે તે હું હમણાં યજશનેનાં બે મોબેદ બાહારનાં બોલાવીશ ત્યારે. ને જો વલી મલી જાય તો થીક, કેમકે આદર રોજનું પરમ છે તેથી મોબેદો તો રોકાયલા. પણુ તમારી આ હકીકત કહો છો તો ચાલો હું હમણાંજ જાઉં છું ને કોટમાંથી મોબેદો નક્કી કરી આવું વિગેરે." તેજ મુજબ તેવણુ ગયા ને ખુશી થતા આવ્યા કે "આ ખુદરતનો જવાબ કંઇ ખોટો હોય? તમારાં સારાં નશીબે મોબેદો, હું ત્યાં જતાંજ મને મળી ગયા. એ કંઇ અપવાસ ખેડીને તનપર શક્તી વેઠી દુનિઆનાં ભલાનું કરવું તે જેવી તેવી વાત છે? ઇંગલીશ પાલીશયાઓ હસી કાહાડે. પણુ મોજેજો નજરે જોય તો ખાત્રી થાય. તમે આ તનપર શક્તી બેપી, કરીનેજ હું બી તુરત ગયો કે, લાવ ભાઈ, કંઈ કરતાં પ્લેગ નરમ પડે છે? કારણુ તમે તો વળી એ ભણાયલાંનીજ ચાસણી કરશો તે પછીજ અન ખાસો" એટલું કહી તેવણુ ગયા.

**પાછલી રાતનાં ઉશહેન ગેહમાં ઉશહેનની જીંદગી ગુજારી, ઉશબાંમ ભણી તુરતજ હું બે દીવસની અપવાસી અગીયારી ગઇ. ત્યાંથી બધું ફરમાન મુજબ મારી પોતાની ગીરોથી ભ-**

ણાવી ગણાવી ઘર આવી. આતશ બેહેરાંમ જઇ આવી પછી નાહી ભણાયલી ચાસણી કરીને અપવાસ ખોલ્યો. અને બતી આગલ આતશનું પાત્રુ હતું તે રખ્યા જે પ્લેગનાં દર્દીને આપુ તે ખાવાથી તે સાજાં થાય.)

સુજ્ઞ વાંચનાર શું લખું? હું તેમજ મારા પંથકી અજાયબી વચ્ચે જોઇએવ કે પ્લેગ તે રસ્તાપરથી નાબુદ. અત્યાર આગમચ જે ખરાબી થઇ ગઇ તે માફ તે સિવાય તો પછી સારીજ હવા થઈ. ને વલી થોડા દાહાડામાં બધાં ભાડુત પાછાં રહયાં ને કહે છે કે તમે આવ્યાં તેથી હમેબી આવ્યાં વિગેરે.

કુદરત શક્તિઓનાં આવ્યા પછીની આખી હકીકત જો તમો જાણો તો હેરત હેરત થાવો? ને મેં જે તનથી તસ્દી વેઠી છે તે આખો અહેવાલ સમજો તો ગમે એવું તમારૂં સખ્ત હૈયું હોય છતાં આંખયો ભીની થાય. અત્યારે આટલી તસ્દી વેઠું છું. એવું કોઈ નહીજ ખેપશે. પણ હું શું કહું? જેવી તે માલેકપર મારી ફીદાગીરી છે તેવીજ તે દર ડગલે ને હર પગલે મદદ વટીક પુગાડયો જાય છે ને પુઠે પડનારાંઓ રોજી અને આવરદામાં તેઓની કરણી મુજબ ભરણીનો નફો તે માલેકથી મેલવે છે. હવે એથી વધુ બદલો શું જોઇએ?

આ ઉપરથી મને ધ્યાંન થયું કે અત્યારે જે આગલી ભલી જીંદગીનો નફો છે ને તે જો નોંધ હશે તો બીજી જીંદગીએ આઇતુંજ મેલવીશું ને બીજાઓના માનવામાં આવ્યાથી તેઓ પણ સુખીજ થશે. તેથીજ મેં જવાબ પુછીનેજ આ ટુંક ખુલાશો લીધો છે પછી અદેખાંઓના મનમાં જે આવે તે ગપા-

ટના ગોલા ? કે તો અત્યારથીજ તે માલેકને સોંપ્યું છે તેજ હક ઈનશાફ કરશે. ને તેઓને બદલો આપશેજ.

મારી બાલક વયમાંજ જ્યારે હું શીખતીતી ત્યારે મારી ૯ વરસની વયે મને ખુદરતી કંઇ એમજ થાય કે એક નવો અક્ષર બનાવવો. અને જ્યારે તે મુજબ લખવા બેસું તો આખી બારાખડી લખી જાઉં, નવો આકાર કાહાડું, પણ તેનો ઉચ્ચાર તો બારાખડીનાં અક્ષરો બરોબરનોજ થાય." તે વેલા મુંબાઇમાં મારા પિતાજીનાં એક અગંત મિત્ર ઘરમાં આવતા, તે વણુ મને બચ્ચાં બરોબર ગણુતા અને તેવણુને હું પીરોજશાહમામા કહેતી. તેવણુને મેં તે વખતે આ કહ્યું તેથી તેવણે નસીઅત કરી કે–" બારાખડી છે એજ બરોબર છે, ને નવું શું તે યાદ કરીને લખો " બિગેરે. આ જવાબથી મારા મનનું સમાધાણુ નહી થયું પણ તે વેલા ચુપચુપ રહી.

હવે, જ્યારે ખુદરતી બસારતો મલતી ત્યારે આ સવાલ માટે જીજ્ઞાસા થઇ ને પુછતાં ખુદરતી શક્તીઓથી એ જવાબ મલ્યો કે " બારાખડીમાં નવો અક્ષર ઉમેરવાની રૂક્ષા થઈ એ સાહીત્યમાં એક કરતાં અનેક ધાર્મીક પુસ્તકોનો તારે હાથે વધારો થશે, તેમજ તે વેલા તું તે અક્ષર ઉમેરી નહી શકી એનું જાણવું એ કે ખુદરતની મદદ વગર એકલું આગળ નહીં જ વધાશે એવું પોતાનાં ઓથીજ વીટશે, તું હામ ભીડશે ને શત્રુ તોડશે, ને ખુદરત તે પુઠે પડનારને ગેબી સજા કરશે. તુંને ખુદરતી રૂક્ષા થઇ એ પુનર્જન્મોની અધુરી રહેલી ઇચ્છા આ જન્મે ટુંકી વયમાં પ્રગટી." બિગેરે.

આવા આવા અનેક દાખલા ઉપરથી સીદ્ધ થયું કે પુનર્જન્મ છે. પણ કોઇબી ચીજ જાણી તેને આધીન થઈ ફીકરમાં મશગુલ નહીં થતાં, પોતે તેનાપર દ્રઢ મનથી અમલ રાખવો. જેથી પોતાનેજ અફરાવું નહી પડે. કારણ કે જરતોશ્તી ધર્મનાં મૂળ પોહાઓ રહ્યા નથી, ને બાકી જે કંઈ મલ્યું તે સાચવી રાખ્યું ને તે ઉપરથી લેભાગુઓ જીદ કર્યા જાય છે, પણ આતો ઉપર મુજબ અનુભવ સીદ્ધ ખાત્રી પુરાવાથી લખું છું. વાંચણનું શિક્ષણ નથી, કે મારી બડાઇ મારવાનું નથી. ને તેથીજ સમજણ ખાતર આ લખાણ (કુદરતનાં જવાબ મુજબ) લીધું. અને તે ખરી બનેલી હકીકત લીધી છે.

**નોશેરવાંન આદેલ અને ખલીફ-હારૂન-અલ-રસીદ,** કોણ જીવો હતા તે સમજો.-નૌશેરવાંન આદેલ માટે એવી ખબર મલે છે કે આ પુસ્તકની પ્રગટ કરનાર એક જન્મે નૌશેરવાંન આદેલ છે. ને ખલીફ હારૂનનો જીવ તે વેળા તેની પરહેતરનો હતો. પાછું ખલીફ હારૂનની જોબીદા નૌશેરવાંન આદેલનોજ જીવ છે. એક જીંદગીએ ભોગવેલું ને બચાવેલું બીજી જીંદગીએ પાછું મેળવે છે. ને એ બધી સામગ્રી થાય છે એ કુદરતી શક્તિઓનાં જીવની હવાનાં કામો છે. ઈનસાનનો પુરો પાવર પુગતો હોય તો રૂબરૂ વાત કરી શકે છે અને જો તેમાં સ્હેજબી કસુર હોય તો રૂબરૂ નહીં પણ ગેબી પ્રકારે તો હરહમેશ દરેકને માટે તે મદદ કરે છે.

**હયાતીનાં કાંમની વિગત—**"જેને આપણે લાગણી-Feelings **કહીએ છીએ તેથી આ કામ શરૂ થાય છે ને જેને આપણે મરજી**-Will power **કહીએ છીએ તેનાંપર તેનો આ-**

ધાર છે, અને જેને આપણે સત્તા—Free will કહીએ છીએ, તેનાપર તેનો ટકાવ છે. હવે, આ ક્રિયા કેમ થાય છે એ સમજો. લાગણી છે તે પોતાની હવા તારાને (જે તારામાંથી પોતાના જીવની ઉત્પત્તિ છે તેને) ખબર આપે છે. હવા તારા પોતાથી ચહડતી હવાને યાતો ખુદરતને સંદેશો પુગાડે છે, ખુદરતનું ફરમાન આબાદીની હવાને પુગે છે ને આબાદીની હવાઓ રંજ ખેડનારી હવાને હોકમ કરીને કામ સોંપી પોતે તેમાં હમશરીક (મદદગાર) રહે છે. આ કીસમે હયાતી સાચવવાનું કામ એક બીજી હવાઓ સાથે થઈને કરે છે.

મારા અભ્યાસથી મારા જન્મોમાં થોડા મને યાદ છે એ ખુદરતનાં ફરમાન મુજબ આપું છું (મારી મરજી આ બાબદ જાહેરમાં લાવવાની નહીંજ. સબબ મતફેરીના લીધે બહુજ હેરાનગતીમાં આવવું પડે છે.)

**શરૂઆતમાં**—રોશ્નીની પ્રકાશ હવા (આઠ આની,) બેહેમન યાને અક્કલે અવલ હવા (ચાર આની) અને મગર હવા (બે આની, આ મુજબ સંપુર્ણ સોલ આની થઇ) એ સાથે મલીને તેમાંથી અરધી હવાનો તારો થયો, ને અરધી ફરતી રહી, તે હવા વધીને તેમાંથી લાલ પોશાગમાં ખુદરતી શક્તિ ઉત્પન્ન થઇ (હીંદુઓમાં લક્ષ્મીજી કહે છે ને પારસીઓમાં એ અઈર્યમન શક્તિ છે) તેમાં તેજ તારામાંથી જીવ આવ્યો. હવે, બન્ને મીનોની મતફેરીમાં તે બદલાઈ તારો થયો. ને જ્યારે તે મીનોઇમાં પહેલ વહેલો જન્મીઓ ત્યારે તે અઈર્યમન યજદ કહેવાયો, તે વેલા દુનિઆનાં દુઃખ દર્દો ફેરવાનું ખુદરતનું

ફરમાન તેને કબુલ રાખ્યું, કે જીવ અને આત્માની અમર્જી વેર તે પરસ્વાર્થીપણે ખુદરતના ભલામાં હમશરીક થશે, ને 'તેજ વખતથી ખુદરત હમેશાં એ જીવને સંદેશો પુગાડી મદદમાં છેજ.

ગેતી દુનિઆમાં અનેક જન્મો ગયા, ને જીવમાંથી અનેક અંશો છુટા પડયા. હીંદુઓમાં સીતા અને રામ ગણાય છે તે આ એકજ તારાનાં એકજ જીવનાં બે અંશો છે; અને વખત વખતે તે જીવોનાં પાવર વધતે વધતે તેમાંથી પણ અંશો છુટા થઇ જીવ જન્મ પામ્યા છે અને મોટે ભાગે આ જીવો હમેશાં સાથે જન્મી ખુદરતનાં ભલાં કામો બજાવી તેના માનીતા થયા છે ને ખાસ તેઓની માગણી મુજબ તેઓને મદદ આપી છે.

ગેતી દુનિઆમાં આ જીવ (મારે માટે)ના ઘણાક જન્મોમાં જે થોડાક યાદ છે એ લખું છું. ઈરાની રાજ્યોમાં પહેલવાન શોરાબની મા [1]તેહેમીના, ગુશ્તાસ્પની રાણી કેતાયુન, (ગુશ્તાસ્પશાહ

---

[1] તા. ૧૪ મી ડીસેમ્બર ૧૯૧૬ જામે જમશેદ અંકનાં દશમાં પાને પહેલી કોલમમાં બીજો પેરા વાંચો. બાવા બ્રહ્મચારીનું લખાણ આ મુજબછે.

**રામ અને રૂસ્તમ એકજ સરખા!** શું હીંદુઓના દેવ રામ અને પારસીઓના દેવ રૂસતમ એકજ સરખા હતા? વડોદરા ખાતે 'રામ અને રૂસ્તમ' વીશે જાણીતા કીર્તનકાર શાસ્ત્રી રેવાશંકરે એક જાહેર કીર્તન સાથે વ્યાખ્યાન આપ્યું હતું અને તેમાં રામ અને રૂસ્તમનું સરખાપણું બતાવ્યું હતું. શ્રી રામચંદ્રજી જેમ બાણુ વીદ્યામાં પ્રસિદ્ધ હતા, તેમ રૂસ્તમ પહેલવાનીમાં સરખો હતો. શાહનામામાં રૂસ્તમને હાથી જેવા બળવાન ઓળખ્યો છે, તેમ રામ પણ હાથી જેવાજ બળવાન હતા. રૂસ્તમનું નામ તાજબક્ષ એટલે પોતે બાદશાહ નહીં બનતાં બીજાઓને બાદશાહ બનાવ્યા હતા. તેણે રામે લંકાનો તાજ પોતે નહીં લેતાં વીભીષણને

**એ રામનો જીવ નથી પણ સીતાનો પોતાનોજ અંશ છે, સબબ સોરાબ પહેલવાનની મા મરી જવા બાદ બીજી જીંદગીએ તે જીવ કેતાયુન છે અને સોરાબનો જીવ બીજી જીંદગીએ રોઈનતન અસપંદીઆર છે) બેહેરામગોર પાદશાહ, નૌશેરવાન આદેલ તથા**

આપ્યો હતો. રામ અને રૂસ્તમ બંને એક વચની અને એક પત્નીવ્રત પાળવા માટે પ્રસિદ્ધ છે. શ્રી રામચંદ્રજીને સીતાજીએ સ્વયંવર રચી વરમાળ આરોપી હતી તેમજ રૂસ્તમની અજીત્ય કીર્તી સાંભળીને તેહેમીના તેની સાથે મનથી વરી લગ્ન કર્યું હતું. રામના પુત્રો લવ અને કુશ નાનપણથીજ પોતાના જેવા શુરવીર થયા તેમ રૂસ્તમનો છોકરો સોરાબ સીંહના બચ્ચાની માફક ઘણો બળવાન થયો હતો. આ સઘળી તવારીખ બંને મહાત્માઓના જીવનનું સરખાપણું દેખાડે છે. અને તે તેમના અનુયાયીઓ હીંદુ અને પારસી કોમ વચ્ચેની એકયતાની પુરાતન સાંકળ છે.

**'રામ અને રહીમ'નો એકાકાર !** આ સાંકળ જેમ હીંદુ અને પારસી કોમની એકયતા અને એખલાસ વધારનારી છે, તેમ કબીરજી 'રામ એને રહીમનો એકરાર કરી હીંદુ-મુસલમાનને એકત્ર કરી શકયા છે. આવી એકત્રતા કોમ કોમ વચ્ચે જળવાય એ હીંદનું ઝળકતું અને અશ્રેસુચક ભવીષ્ય છે અને દેશકાળ જોતાં આવકારદાયક છે. પારસી, હીંદુ કે **મેહોમેદન ધર્મના અનુયાયીઓ માટે તેમના મહાત્માઓનાં આ દ્રષ્ટાંત મગરૂર બનાવનારાં છે. આ સીદ્ધાંત સુચવે છે કે દરેક કોમે પોતાનાં તેમજ એકબીજા ધરમ પ્રત્યે પ્રેમભાવ રાખવો. રામ, રૂસ્તમ અને રહીમ એટલે હીંદુઓનો સનાતન, પારસીઓનો જરથોસ્તી અને મુસલમાનોનો ઇસ્લામી ધરમ એ સર્વેમાં જે ગુણો પ્રાધાન્ય છે તેનાં ઉદાર તત્વો ઉપરજ લક્ષ રાખીને કામ લેવામાં આવે, તો હીંદુ પારસી અને મુસલમાન જુદા નથી.** દરેકમાં માત્ર દયા, ક્ષમા, સત્યતા, ધીરતા **અને શ્રદ્ધા જોઇયે!**

યઝદેઝરદ શેહેરીઆરનો બેટો, જે ખલીફ ઓમર સાથે ગોફ્તેગો કરે છે એ, તથા દસ્તુર અરદાએવીરાફ વિગેરે ઘણાંજ નામાંકીત જન્મો ગયા છે. હીંદુઓમાં જન્મો સીતા, દમયંતી, સાવિત્રી, ગોપીચંદ રાજો, નરસીંહ મેહેતાની દીકરી કુવરબાઇ, (જેને માટે ખુદરતે મામેરૂં મોકલેલું) ભક્ત પ્રહલાદજી, એ સિવાય બીજા ઘણા જન્મો છે. મહોમેદનમાં હરજત મહોમદની દીકરી (નૌશેરવાન આદેલ પછી બીજો જન્મ આ છે) શાહનામું લખનાર શાયરાંન શાયર ફીરદોશી તુશી પણ એજ જીવ છે. જે અત્યારે યાદ છે એ આપ્યા છે.

આજે બધે શાહનામું, શાહાનામું, થઈ રહ્યું છે ને જ્યારે શાહનામું લખવા ૩૦ વરસ ફીરદોશીએ રંજ ખેંચી ત્યારે તે બાપડાને તેનાં બદલાની ઉમેદબર દુનિઆ કુચ કરવી પડી છે, એવા દુનિઆનાં ઢંગ છે. નીદંક જીભલીઓથી ખુદા પનાહ રાખે. હવે, યુરોપયન ધર્મોમાં યુરોપના રાજકર્ત્તામાં અનેક-અવતાર થયા છે, અને જોન-ઑફ-આર્ક આએજ જીવ છે. ત્યારે પણ તે બાપડીને જીવતાં જીવત બાળી નાખવામાં આવી છે, એવા ખુની જીવો આ દુનિઆમાં અદેખાઈની આગથી સામાનું સત્યારનાસ વાળી પોતે પણ ફેજે પુગે છે. ઇંગ્રેજી સાઈકિલોપીડીઆની શરૂઆતમાં શોધ કરનાર તથા સાયન્સની શોધ કરનાર પણ એજ જીવ છે. સાયન્સની સોધ વેલા શરૂઆતમાં તેને ગાંડા માણસમાં ખપાવામાં આવ્યો હતો. જ્યોતીશ વીદ્યાની શોધ કરનાર પહેલવહેલો એજ જીવ છે. જ્યારે શરૂઆતમાં તેને એક ધુતારાની ઉપમા નંગા લોકોએ આપીતી. હરશલ અને યુરેનસ તારાઓની

શોધ કરનાર પણ એજ જીવ છે. ને દરેક રીતે ખુદરત તેની મદદમાં હરહમેશ રહી છે. પણ ખુદરતમાંજ બન્ને મીનોની મતફેરી છે ત્યારે તેવા મટફેરીનાં તારાનાં જીવો આ દુનિઆમાં જન્મી અદેખાઈ કરે તેમાં તો નવાઇ નથીજ. માટે નીંદકોથી ડરી જઇ હીમત હારવાની નથી. પણ ખુદરતપર યકીન રાખી સાબુત કરણીએ સ્વધર્મપર ઓસ્તવાર રહી મક્કમ મનથી વરતવું જોઇએ. વળી, ચોથા વીલીયમના ભાઇ (મહારાણી વીકટોરીઆના પિતા) પણ એજ જીવ છે, તે પછીથી જગજાહેર બારીસ્તર મી. એનેસ્તી, અને ત્યારબાદ જીવનો તારો થયો. (સને ૧૮૭૩ માં મી. એનેસ્તીનું મરણ છે) અને તે પછીથી કેટલેક વરસે તે તારામાંથી આ ચાલુ જીંદગીમાં જીવનો જન્મ છે. અને અલબતે પુનર્જન્મે ખુદરત શક્તિનાં અભ્યાસ મુજબ જન્મો ગયા હશે તોજ ચાલુ જીંદગીમાં ફક્ત વીસ વરસનીજ ઉમરમાં પુસ્તકો લખવાં છપાવવાં વિગેરે શરૂ કર્યું. ને ઉપર કહ્યા મુજબ ખુદરતી સર્વ સામગ્રી મળી હતી. મનથી વિચારૂં તે એજગેબી નજર સામે આવી જાય.

દરેક બાબદમાં અસલથીજ મને હાર પાડનાર મારી હીંમત અને મદદ કરનાર કુદરત છે. હવે, મારી ખાત્રી થઇ છે કે એ સઘળાં માટે આગલી જીંદગીઓની સાબુત કરણી અને ચાલુ જીંદગીમાં જાત જીંદગીને જોખમ પુગાડી તનથી તસ્દી વેઠી, સર્વનાં નીદંક બોલ્યાની દરકાર નહી રાખી, પોતાનું ઉંઘ, ભુખ, અને સુખ એક કોરાણે મુકી, પોતાનું દુઃખ પીઠ પાછલ નાખી, સામાનું દુઃખ ફેરવા માટે કાળજી રાખી, પવિત્રાઇ બંદગી

સાથે પરસ્વાર્થી વરતણુક એખ્તયાર કરી હોય, તેનેજ આપ સુપ કુદરત શક્તિઓ મદદે આવી રસ્તો બતાવી રક્ષક થાય છે, અને હોમીઆ તરીકે રાહબર રહે છે.



**ડાહ્યા વાંચકો**—કુદરત શક્તિઓ બજારે વેચાતી નથી મળતી કે ચાલો ભાઈ, બજારેથી ખરીદી લાવી તે ઘરમાં બેસાડીએ? તે માટે તો દીલે હામ ભીડીને હીમતથી ચાલનાર એ સઘળું મેળવી શકે છે. આજે તો જ્યાં જોવો ત્યાં up-to-date અને વળી તેજ બોલ ચાલુ છે, એકે કુમતું ખોસ્યું, તો વળી બીજાને ઝુમખું જોયેજ, તે જો કોઇ બંદગી કરનાર ગંભીર જીવે સાદાઈ એખ્તયાર કરી, તો જોઈજ લેવો તેની ઠેકડી. પણ આજે એ up-to-date ની નકલની તો ધર્મ ડુબાડુબથી કટલ વરસી રહી છે, ભલા, તેની કંઇ સમજણ? સમજણમાં એટલુંજ કે સાદુ ગંભીર ચાલવું, વખતને અનુસરતું ધાર્મીક વરતણુકે વરતવું ગજા મુજબનું ખર્ચ અને આ સઘળું સાથે પોતાના રાજકર્ત્તાને વફાદાર નીવડવું, કોમમાં ધાર્મીક કામોમાં હમશરીક થવું, વિગેરે. આ બધા કામની પહેલ કોમના આગેવાનોથી થવી જોઇએ. અને કોમે તેનો ઢડો લઇને તે મુજબ વર્તવું જોઇએ; ત્યારે, ત્યારે, અને ત્યારેજ કોમનું દલદર ફીટે, સિવાય સાર્થક નથી. પણ હજુ બહુ મોડું નથી થયું વખત હાથમાં છે. સાચવશે તેજ જીતશે અને અકડશે તે ખોહશે.

**છેવટ**—આ મજકુર મોજેજાઓથી અને જાતી અનુભવથી તથા દુનિઆની આ દરેક ચીજો શું શું બાબદો છે, વિગેરે; એનો

અભ્યાસ કરવાથી માલુમ પડે છે કે આપણે રહીએચ, વસીએચ; ખાઇએચ, પીજીએચ, પેહેરીએચ વિગેરે સર્વ ચીલે અને આપણે ઘટીક સઘળું હવા છે. અને દરેક ઉત્પતી પણ હવાથી છે. દુનિઆને લગતું કોઇબી ઇનશાન ને કોઇબી દેવદેવતા યા ફીરેસ્તાને અરજ કરે તો તેની અરજ તેના જીવનાં તારાને પુગે છે અને ત્યાંથી સંદેશો હવા મારફતે ખુદરતને ( રોશ્ની પ્રકાશ નીરંજન નીરાકારને ) પુગે છે ને તેનું ફરમાન વડા ઉપરી ( તે માલેકની અશો શક્તિઓ ) ને પુગે છે, તેઓ મદદની હવાઓ હુકમ આપેથી તે હવાઓની મદદ મળી ભલા વિચારો પાર પડે છે ને જો તેમાં કંઇ બુરી ઇચ્છા હોય તો તેટલી નસીઅત તે અરજ કરનારને છેજ.

અભ્યાસથી માલમ પડે છે કે સપેનતમઇન્યુસ તેમજ અંગ્રમઇન્યુસની ઉત્પતી દરમીઆંન મતફેરીથીજ મુખ્ય છે ને તેથી ઇનસાનોની પણ મતફેરી છેજ. અને તેજ મુજબ આ બન્ને મીનો ઉત્પતી દરમીઆનમાં ખુદરતી રીતે શરૂઆતમાં બે હવાઓ છે, તેમાંથી બન્ને શક્તિઓ આદમરૂપે ખુદરતી ઉત્પન્ન થઇ છે.

જેમ આદમીની ઓલાદ અત્યારે છે, તેમ શરૂઆતમાં હવાઓથી હવાઓની ઉત્પતી આગલ વધી છે હવાઓ અસંખ્ય છે ( ને અત્યારે લેવું અનુકુળ છે પણ ઘણુંજ લંબાણુ છે અને હ્યાં સંક્ષેપ લેતાં પણ બહુજ વધી જવાથી ટુંક સાર છે ) ૯૯,૯૯,૯૯,૯૯૯. ( નવાનું કરોડ, નવાનું લાખ, નવાનું હજાર, નવસેં નવાનું ) યાને એક અબજમાં એક ઓછી હવા આ દુનિઆમાં હમેશની ફરતી છે. ટુંકમાં તેનાં બે તરાં છે કે એક

સારી અને બીજી બુરી અને તેમાંથી ઉપર કહ્યા મુજબની જાતની હવાઓ છે. ને તેમાંથી સેતારાઓની ઉત્પતી છે ને જ્યારે બન્ને શક્તિ સપેન્ન અને અંગ્રને અથડામણ થાય છે ત્યારે ખુબ વંટોળ્યો થઇને વમલ થયો છે.

શરૂઆતમાં જે શક્તિઓ ઉભી થઇ છે તે જ્યોતીશમાં રાશીઓનાં નામે જાહેર થઇ છે, અને ધર્મોમાં ફરેસ્તા, તથા દેવતા, ને નામે જાહેર છે તે પછીથી તેમાંથી તારામંડલની ઉત્પતી થઈ છે, ને તે પછીથી ખુરશેદ ( સુર્યનો પ્રકાશ ) અને માહા ( ચંદ્રમાં ) ની ઉત્પતી થઇ છે તેમાંથી પણ આ બંને શક્તિઓના અઠડામણથી દર્યામાં ભરતી ઓટનો સુમાર છે, તે પછીથી મીનોઇ દુનિઆ વસી, અને ત્યાં વસ્તી ઘણીજ થવાથી આં ગેતી દુનિઆ વસાવી.

હવે ઉત્પતી દરમીઆનમાં પેહેલાંથી ફુલની ઉત્પતી અને સાથે ફ્લ ( froot ) ની ઉત્પતી થઇ ગઇ છે, તે મીનોઇમાં હતું. ગેતીમાં તરકારી લીલોતરી થઈ હતી અને પ્રાણી ખોરાક દેવ દૈત્યની રાશીઓને માટે છે. ને જ્યારે તે તારાનાં જીવો આ દુનિઆમાં જન્મીઆ તે ખાતાતા તે દેખાદેખીનો રૈવયો બીજા સારા જીવોને પણ થયો ને રેવાજ ચાલુ રહ્યા છે. પણ જો ખુદ-રતનો અભ્યાસ કરવા ઇચ્છનાર અથવા તે ઉત્તમ શક્તિઓનો સંદેશો માંગનાર ઇનસાનોને તે તદ્દન નકામો છે.

પ્રાણી ખોરાક ખાનારાઓ તે મોહોડે લાગેલું છોડતા નહી માટે તેથી તેની હીમાયત કર્યા જાય છે પણ-તેનું જાણવાનું એજ કે એ બધું માહાવેસાથી છે. પણ જો તેનો અભ્યાસ

કરીએ છીએ તો તે ચીલેની અડાશે બટીક જવા ગમતું નથી. જે ખુદાઈ રહે ચાલે તેને પહેલું સોસવું પડે પણ આખરે તેને પોતાને ખુદાથી નેક જીંદગીનો બદલો ભલી ફતેહગીરીમાં છે.

નામાકીત જન્મો જાણીને કોઇએ પણ મગરૂર થવાનું નથી પણ જો જાણવામાં આવ્યું તો પોતે તે માટે તપાસ કરીને વિચારવું કે ચાલુ જીંદગીમાં પોતાની કેવી સ્થીતી છે ? શા કારણે હાડમારી હોય ? વિગેરે અને તેનાં નીવારણ અર્થે બંદગી, તથા નિયમથી જીંદગી ગુજારવી વિગેરે નસીઅત લેવાની છે.

---

**સુચના**—મજકુર બાબદ માટે કંઈ પણ મત એકદમ બાંધી લેવા તથા વીરૂધ થવા પેહેલાં થોભવું, ને તે માટે કહેવાનું એજ કે જે મારા અભ્યાસમાં આવ્યું તે દેખાડયું. ધર્મ દખોલવો યા અનજુમન વીરૂધ જવું એ મારો હેતુ નથીજ.

દરેક ઇનશાને જન્મ લીધો માને પેટે ને જવું છે પારકે પગે, તોપછી અનજુમનમાં મતફેરી ઉત્પન્ન કરી ફતવા આપવામાં ફાયદો શું હોય ? "ઘોડો જાય તો ઘાસ રહે ને ફુલ કરમાય તો વાસ રહે." તેમ જે અનુભવ્યું તેજ બીજાને આઇતો લાભ દેખાડયો છે પણ વીચીત્ર પુતલાંઓ, વિચિત્ર બાબદો રજુ કરશેજ. તેથી ખુલ્લું કહેવાનું કે જુઠું તોફાન ઉઠાવનાર થકી ઘટતાં પગલાંની જરૂર રહેશે માટે નાહક સતાવવાથી દુર રહેવું.

રહેમી દાદાર મદદગાર

**મીસ દીનબાઇ સોરાબજી એનજીનીયર.**



લડાઈ–અરે ઓ ગજબનાક ભયંકર લડાઇ, તારાં નેસ્ત કદમ આ પૃથ્વીપરથી ક્યારે નાબુદ થશે ? આ સૃષ્ટીની શરૂઆતની ઉત્પતી દરમીઆનમાં બન્ને મીનો(યુગ) ની મતફેરીથી તું જન્મી, શરૂઆતથીજ તેં આબાદીમાં ખલલ પુગાડી, જેથી વીજલીને જન્મ મલ્યો. આફતાબ, માહાતાબ, સેતારા, પાહાડ, પાણી, અખંડ આબાદી સર્વેને તેં ખલલ પુગાડી જેથી તારામંડલ થયું છે. શું દુનિઆ, કે શું ઘરો, કે શું દેશ કે શું શેહેર જ્યાં તારાં પગલાં ગયાં ત્યાં આબાદાન હોય તે વેરાન થયા સિવાય બીજું કંઈજ પરીણામ નથી. તાહરાથી મોટાં મોટાં રાજ્યોમાં ખરાબીઓ થઇ ને તવારીખ ને સફે યાદગારી નોંધાઇ છે. કંઇ કંઇને તેં ખ્વાર ને નાચાર તેમજ બેજાર કર્યા છે, હજુ કરે છે, ને કરશેજ. તો હવે એજ દુવા છે કે સઘલે શાંતિ વ્યાપો. આબાદીનું બલ વધો, બદ હવા ટળો, બુરાઈનો નાસ થાવો, રાજ અને રૈયત વચ્ચે એખલાસ વધો, અદલ બ્રીટીશ રાજ અમર તપો, ખુદરત સર્વને નેક અક્કલ બક્ષો, ને સલાહસંપ અને શાંતિભર્યું શુભ પરીણામ મલો.

---

ખુદા રાજાને સલામત રાખો.

રાજને માંથેની ભય ભરેલી હાલત દુર થાવો;
ઘેર કે શેહેર કે દેશ સઘલેથી શત્રુતાઈ નાબુદ થાવો,
માલેકની દુનિઆ સુખી ખુશી ને આબાદ રેહેવો.
આબાદી !!! શાંતિ !!! આમીન !!!



ય. સ. ૧૯૦૧ની સાલમાં મારી કેતાબ નામે "તમામ પાક ખોરદેહ અવસ્તાએ શેહેનશાહી બા એજમતી નીરંગ" જેમાં યસ્તોને મથાળે તે પઢવાનાં ફાયદા વિગેરે લખાંણુ તથા તેની હેહલ નોટ ખુલાશા તથા બેહેમન યસ્ત, અને એજમતી નીરંગ, જરતોસ્તી ધર્મ સંબંધી નોંધ, વિગેરે મેં પોતે મારે હાથે લખી છપાવેલી કેતાબ પ્રગટ થયા આગમચ અને પ્રગટ થયા પછી તેનાં ગ્રાહકો તરફથી વગર માંગવે મારી પર આવેલાં સરટીફીકેટસમાંથી થોડાંક નીચે મુજબ છે.

## કેતાબ પ્રસિદ્ધ થવા આગમચ કેટલાંક જાણીતાં ગૃહસ્થ તેમજ બાનુઓનાં લખાઇ આવેલાં મત.

દસ્તુર હોલ. પુણા તા. ૧૨ મી માર્ચ ૧૯૦૧.

**નેકનામી બેનજી દીનબાઈ સોરાબજી એનજીનીયર.**

જત તમારૂં પત્ર તા. ૯મી માર્ચનું પોહોતું વાંચી બીનાં જાણી છેજી. તમો આ૫ તમામ પાક ખોરદેહ અવસ્તાનું દફતર પ્રગટ કરવા માગો છો તે સાંભળી હું ઘણો ખુશી છું.

બીજું—તમો તે દફતરમાં 'બેહેમન યસ્ત' છપાવ્વા માગો છો તે જાણું છે આપણાં પવિત્ર ધર્મ તરફની તમારી કોશેશ માટે હું તમો બેહેનને મુબારકબાદી આપું છું. હાલ એજ—

**લી. દોઆગો કેકોબાદ આદરબાદ દસ્તુર નોશેરવાંન ની દોઆ આમીન.**

———

રોજ ફ્તેહમંદ મોહોર યજદ. માહ મુબારક બહમન
અમેશાસપંદ યજદે સાલ. ૧૨૭૦

મનમાં મજબુત પવીતર વિચારો સાથે ખોદા તમોને ભલી તનદોરસ્તીમાં રાખે.

**માનવંત પ્યારાં બેનજી દીનબાઈ સોરાબજી એનજીની-ચર. જોગ-અમદાવાદ.**

ઘતે છે તમોને માન તે 'પરવર' તરફનું કે તમોએ આપણાં પાક પવિત્ર ધર્મની સોધ ખોલપર ચીત લગાડી ભારે મેહેનતનાં ખડમાં ઉતરી બે કેતાબો એક 'ખોરદેહ અવસ્તા' અને બીજી 'મહ-જબે જરથોસ્ત' પ્રગટ કરાવી છે.

**પરદ:ખભંજન બહેન.**

ચોપડીની કિંમત તરફ જોતાં બચારાં ખરેખર વચલે વાંધેના અને બીજી બેહનો, ભાઇઓ, કે માવતરો એવી ચોપડીઓ ખરીદવાને બે નશીબ રહે છે. સબબ ખરેખરૂં પુણ્ય કાંમતો એવાં બચારાંઓ ખોદાઇ ઉન્ચું ગ્નાન મેલવ્વાથી બે ખબર રહે છે. ઊંચી ફ્રીસમના પુઠા પરની લાગત કમ કરી બીજી રીતે મજબુતાઈ ભરેલી બાંધણી કરતાં અલબત્તે કિંમત ઘણી ઓસારી શકશો. તેના બદલામાં તે ગેબી ખાવીંદ તમારૂં ભવીશ ચકળતું બનાવા ઉપરાંત સઘળી પ્રકારનાં સારાં સુખ બક્ષે. મારા પ્રાણનાથ ખાવીંદની પણ એવીજ સલાહ છે. એજ અરજ ખુદા તમારો મહેરબાન અને મદદગાર. મારા તરફની એક યાદદાસ્ત ખાતર તમારે મારે એક ચોપડી 'ગંજે સાયરાન' ની મોકલીચ તે કબુલશોજી. લા. મને માન છે તમારી પ્રિતી મેલવ્યાનું

**જરબાનુ ફરામજી મનચેરજી.** નં. ૧૧ બેન્ટીક સ્ટ્રિટ કલકત્તા.

મુંબાઇ તા. ૨૯ મી જુલાઇ ૧૯૦૧.

**મેહેરબાંન બેનજી દીનબાઇ.**

જત આ સાથે છાપેલું કાગળ મોકલ્યુંચ તેમાં બે નકલો મંગાવેલી છેજી.

બીજું તમો નેક બેનજીએ ઘણીજ સારી અક્કલ વાપરી છે ને આવી કિંમતી ચોપડીઓ બાહાર પાડી છે, તે માટે હું તમારો ઉપકાર માનુંછું. અને આય તમારી શુભ મહેનતનો બદલો ખુદા તમોને આપશેજ. હાલ એજ.

લા. આપનું ભલું ઇચ્છનાર.

**બમનજી ફ્રામજી પટેલ.**

---

મુંબાઇ તા. ૩૧ મી જુલાઇ ૧૯૦૧ બુધવાર.

**મેહેરબાંન કદરદાંન બેહેનજી,**

મીસ દીનબાઈ સોરાબજી એનજીનયર, જોગ,

જત તમારૂં પત્ર પોહોંતું છેજી. તમો જેવાં નેક બાનુને હાથે ધર્મ જેવી બાબદતી આ શુભ પેહેલ છે. કેમજે અત્યાર સુધીમાં ધર્મની કોઇબી ચોપડી બાનુને હાથે લખાઇને બાહાર પડી નથી તેથી આ પગલાં માટે હું તમુને ધન્યવાદ આપુંછું અને એમાં તમારી દરેક કીર્તી અને ફતેહ ચાહતોઃ—

હું છું તમારો દુઆગો.

**જોશી અસપંદીઆરજી જમશેદજી.**

વાડીઆ. તારદેવ.

---

ઍચ. ઍલ. બાટલીવાલા. પારસ મેદીકલ પ્રેકટીશનર ગ્રાંડ મેડીકલ કૉલેજ

મુંબાઇ તા. ૫ મી આગષ્ટ ૧૯૦૧.

**મેહેરબાંન બાઇજી દીનબાઇ સોરાબજી એનજીનયર.**

છેક દુર અમદાવાદમાં પણ તમારાં જેવા જરથોસ્તી ધર્મથી વાકેફગાર બાનુઓ છે, તે જોઈ ઘણીજ ખુશી ઉપજે છેજી.

સાદાં પુકાંની તમારી ચોપડીઓની કિંમત ઘણી છે. તમારાં કામમાં દરેક ફતેહ ઇચ્છુંછુંજી. અને મારી એક ભણ્વાની ચોપડી તમોપર ભેટ મોકલું છું તે રાખજોજી.

લા. દુઆગો.

**હોરમસજી લીમજીભાઇ બાટલીવાલા.**

---

કેલીકો મીલ. અમદાવાદ તા. ૯ મી આગષ્ટ ૧૯૦૧

**મેહેરબાંન શેઠ સોરાબજી.**

તમારાં બેટી બાઇ દીનબાઇએ રચેલી બે કેતાબોનું હેન્દબીલ મે ઘણા સંતોષ સાથે વાંચ્યું છે. બેહન દીનબાઇ જેવી બેટી ધરાવ્વા માટે હું તમોને ખરાં અંતઃકરણથી મુબારકબાદી આપુંછુ. અને ઇચ્છું છું કે એવી થોડીક વધુ દીનબાઇઓ જરથોસ્તી ટોળામાં જન્મે તો જરથોસ્તી ટોળાની ઢંગધડા વગરની હાલની હાલતમાં ઘણો સુધારો થાય. આશા છે કે આપ કુટુંબ સાથ પુરતી સુખાકારીમાં હશો— હાલ એજ અરજ.

**લી. સેવક.**

**રતનજી કુંવરજી માંડવીવાલાની સલામ વાંચજોજી.**

જેહાંગીર બી. કરાણીનાં છોકરાઓ.
કોટ મુંબાઇ તા ૯ મી સપટેમબર ૧૯૦૧

**મેહેરબાંન બેહેનજી મીસ દીનબાઇ.** મું. અમદાવાદ.

જત. તમારો વિગતવાર પત્ર અમને ગઇ કાલનો લખેલો આજ દીને મલ્યો છે, અને તે વાંચી બીના જાણી છેજી.

જરથોસ્તી ફીરકાને માટે આપની ભલી લાગણી એક ખરાં જરથોસ્તી બાનુને શોભા આપે તેવી **છે.** આપણા લોકો અને ખસુસ જરથોસ્તી ભાઇઓ તરફની ભલી ધર્મી લાગણીજ તમને આશીરવાદ સમાન થઇ પડશે. હાલ એજ.

તમને દરેક ફતેહ ઇચ્છતાં હમો છીએ તમો
બેહેનના દુઆગો સેવકો.

**જાં. બી. કરાણીનાં છોકરાઓની દુવા.**

---

કલકત્તા તા. ૧૩-૯-૧૯૦૧

આપણું પવીતર બેસ્તું સાલ તમોને તમારા પ્યારાંવોને ખુદાની મેહેરથી સુખી તનદરોસ્તી સાથે મુબારક હોજો. માહારાં નેક અને ભલાં દીલનાં પ્યારાં

**બેનજી દીનબાઇ સોરાબજી એનજીનયર** જોગ-અમદાવાદ.

તમારો માયાવંતો પત્ર પુગો છેજી.

તમોએ માથે ઉઠાવેલું ખરેખર જરથોસ્તી ફીરકાની ઉગરતી ઓલાદ અને હાલ ડામાડોલ હાલતનાં આ તર કે નાં પેલીતર ડોલતી લાગે છે, તેવોને તમારી બેઉ કીર્તીવાંન કેતાબો ઘણી અજવાળું અને ઇમાનમાં પુશ્કલ સુધારો કરી શકશે. મારી ઘણી ઘણી દુવા તમો બેશ કુટુંબ સાથ કબુલ રાખશોજી હાલ એજ.

લી. હું માન સમજુંછ તમારી દોસ્તીનું
**જરબાનું ફરામજી મંનચેરજી.** કલકત્તા.

---

મુંબઈ તા. ૨૨-૯-૧૯૦૧

**મહેરબાન પ્યારાં દીનબાઈ જોગ**

ખોદા તમોને સુખી રાખે. જત તમો બાનુનું કાગજ ઘણા દિવસો ઉપર મને મલ્યું હતુંજી. પણ અડચણનાં સબબે જવાબ નહિં લખાયો તે દરગુજર કરશોજી. હું ધારૂંછુ જે હવે આપની પાક કેતાબો લગભગ તૈયાર થવા આવી હશે. હવે તે હમારાં જેહવાં ઇનતેજાર ગ્રાહકોને જલદી પહોંચાડવા તરદી લઇ ઉપકારી કરશો. જેથી હમો એ ઉમદા કેતાબનો લાભ લઇ તમો જેહવાં એક નેક અને પરગજુ બાનુંના હકમાં રૂડામાં રૂડી દુવા ગુજારશું. એહવી એક કેતાબની ખરેખરી ખુટ હતી જે તમો એહેને શ્રમ લઈ પુરી પાડી છે. તે માટે તે પાક ખુદાનાં સઉથી રૂડામાં રૂડા આશીવાદ તમો એહેન ઉપર ઉતરશે. હાલ એજ અરજ.

લી. દોઆગીર એહન **શી. મા. કા.**

## પારસી ધર્મને લગતાં બે નવાં પુસ્તકો.

આજના અમારા અંક સાથે "તમામ પાક ખોરદેહ અવસ્તાએ શેહેનશાહી બા એજમતી નીરંગ" તથા "પાક મહજબે જરથુસ્ત વ હાલ તે જરથુસ્તીઆંને ઇ ઝમાન" નામની બે નવી કેતાબોને વગતું એક હેંડબીલ વહેંચવામાં આવ્યું છે એની ઉપર અમારા વાંચનારાઓનું ધ્યાન ખેંચે છીયે. અમદાવાદ ખાતેના એક જરથોસ્તી બાનુ મીસ દીનબાઇ સોરાબજી એનજીનીયર તરફથી આ પુસ્તક રચાઈ બાહેર પાડયું છે. બાનુ કર્તા આ દફતર બાહેર પાડતાં ખુલાસો કરે છે કે "જરથોસ્તીઓના એકીન દીન આઇનમાંથી ઓછાં થવાથી અને જાહેર છાપા છાપી થવાથી એ દફતર પ્રસિદ્ધ કરાવવામાં આવ્યું છે." આજે અમદાવાદ શેહેર પારસી બાનુ ગ્રંથકર્તાએ ધરાવવામાં

આગેવાની લે છે. એક પારસી બાનુ લેખક તરફથી બાહેર પાડેલાં આવાં અગત્યનાં એ ધાર્મીક પુસ્તકોને આવકાર આપતાં અમને ખુશી ઉપજે છે. હમણાં જ્યારે પારસીમાં ધર્મનું જોસ તાજું છે, તેવી વેળા આવાં પુસ્તકો બમણાં આવકારદાયક થઇ પડે છે. એ કેતાબોને લગતી તમામ વીગતો હેંડબીલમાં સમાવવામાં આવી છે.

જામે જમશેદ બુધવાર તા. ૨૪ મી જુલાઇ ૧૯૦૧.

## "તમામ પાક ખોરદેહ અવસ્તાએ શહેનશાહી બા એજમતી નીરંગ."

પારસી બાનુઓ ધર્મ અભ્યાસ કરે અને ધર્મને લાગતાં મોતેબર પુસ્તકો બાહાર પાડે, એ ખરેખર બહુજ વખાણવા લાયક છે એમાં તો કશો શક નથી. આ સાથે વહેંચવામાં આવેલાં એવાં એક હેન્ડબીલ ઉપર ( નજદીક આવતા જરથોસ્તીઓના પવિત્ર દિવસો ઉપર ) તમામ જરથોસ્તી વાંચનારાઓનું ધ્યાન ખેંચીએ છીએ. અમદાવાદનાં એક જવાન પારસી બાઈ મીસ દીનબાઇ સો. એનજીનયરે આ પુસ્તક પ્રગટ કરવાનું માથે લીધું છે. ધર્મનાં પુસ્તકમાં બહુ બહુ સંભાલ રાખવી જોઇએ અને જ્યાં સુધી અમે જાણીએ છીએ ત્યાં સુધી એ પુસ્તકના કર્તા લેવે છે. સઘળા અવસ્તા તથા તે કેવી રીતે પઢવા વગેરેની પુરતી સમજણવાળી એ કેતાબ તેના આદસો પાના તરફ જોતાં કિંમતી થઇ પડવી જોઇએ. એ બાનુ અમને જણાવે છે કે ઘણીક તરફના આગ્રહને શરણ થઇ કિંમતમાં થોડો ઘટાડો કીધો છે, તે જોતાં દરેક જરથોસ્તી એવી એક કેતાબ પોતાને ત્યાં રાખવાની લાલચ રોભાવી શકશે નહી, એમ અમે માનીયે છીએ. અલબતાં પુસ્તકની આખી તપાસ વના તેની ભલામણ કીધેલી ઠીક નહિં તે છતાં એ બાઇએ જે જે મેહનત અને રંજ ખેંચ્યાં છે તે જાણીને એ પુસ્તકની ભલામણ કીધેલી ખોટી નહીં ગણાશે.—કોહીનુર ૧૯૦૧.

## કેતાબ છપાઇ તૈયાર થયા પછી વિદ્વાંનોના લખાઇ આવેલાં મત.

"તમામ પાક ખોરદેહ અવસ્તાએ શહેનશાહિ બા એજમતી નીરંગતી" પારસી ધર્મ ચોપડી હાલ ગુજરાતની રાજધાની અમદાવાદમાં રહેનાર, બાઇ મીસ સોરાબજી એનજીનયર તરફથી પ્રગટ થતી જોઈ તે વિષે મારો અભિપ્રાય આપવાને અતિ આનંદ પ્રાપ્ત થાય છે.

અભિપ્રાય અર્થે હાથમાં લીધેલું આ નવું બહાર આવતું પુસ્તક એવાં એક લાયક, એક માર્ગી અને લાયકીવાળાં સ્ત્રી લેખકની અથાગ મેહનતનું પરિણામ છે કે જે પરીશ્રમથી ઘણાંક થોડાં અજાણ્યાં હશે. તેવણે હમેશના સાદા, ભલા અને નમ્ર ખવાસથી પોતાની કોમના ભલા અર્થે આ પુસ્તક પ્રગટ કરાવ્યું છે. એ પુસ્તક મેં નજરે જોઈ ખાતરી કરી છે. ને કહેવાનો કસો સંદેહ નથી કે એ પુસ્તક સરવે પારસીઓને ઘણું કામનું છે. એવું જરૂરીઆત જેવું પુસ્તક પારસી કોમના લોકોને વાપરવાની ઘણી અગત્ય હતી અને તે જરૂરીઆત ભલાં ધર્મી બાઇ દીનબાઇએ ઘણી સખત મેહનત અને ભારે કોશેસથી પાર પાડી છે. જેથી આખાં ટોળાએ ઘણો ઉપકાર માનવો જોઇએ. એ પુસ્તકમાં પારસીઓની દરેક બંદગી ઉપરાંત નવી બાબદો અને ઉત્તમ નોટો જોવામાં આવે છે જે હજુ સુધીનાં કોઇબી એવાં પુસ્તકમાં નથી છતાં એ પુસ્તકની કિંમત એટલી તો નજીવી છે કે દરેક પારસી ગૃહસ્થ ખરીદ કર્યા વગર રહેશે નહિં. બાઇ દીનબાઇએ રાત અને દિવસ ખરી મેહનત લેઇ ઉંઘ ભુખ વેઠી ભારે જેહેમત ખેંચી આ પુસ્તક પ્રસિદ્ધ કરાવ્યું છે. ત્રણુ ત્રણુ વખતની બેહદ માંદગી છતાં આ બાઇએ પોતાની ખંત ચાલુ રાખી એવી જાતનું એક પુસ્તક પ્રગટ કર્યું છે કે જેની પારસીઓમાં ખરી ખુટ હતી. એ પુસ્તક

દરેક પારસીએ ઘરમાં રાખવું લાયક છે. વળી મને જણાવાને ખુશાલી ઉત્પન્ન થાય છે કે એ બાઇએ ઈંગ્રેજી તથા ફારસી ભાષાનો પુરતો અભ્યાસ કર્યો છે. આજની કેટલીક તરૂણ વયની સ્ત્રીઓ સુધારા અને ફેસનએબલ ફાંટાની સડકમાં સજ થયેલાં માલમ પડે છે ત્યારે આ બાઇને એક સાદી ધાર્મિક જીંદગી, ભલી લાગણી અને નમ્ર ખવાસ પસંદ પડે છે ધર્મનો વધારો થાય તેમજ કોમનુ ભલું થાય એ એમનો મુખ્ય હેતું છે. પૈસાદાર લોકો સખાવત કરી પોતાની પાછળ નામ મેલી જાય છે, જ્યારે આ ધારમીક બાઇની આ દુનિયાની યાદગારી તેમનું આ ઉપોગી પુસ્તક દરેક સ્થળે જાળવી રાખશે. તેમજ તેવણની હયાતિબાદ બી તેવણની આ ભારે મહેનતનું ફલ મોટી યાદગારીની નિશાન આ પુસ્તક છે કે જે દુનિયાની આખરી સુધી તેઓનું ભલું નામ જાળવી રાખશે, કારણ જે કામ આજ સુધીમાં એક પુરૂષ લેખકે બજાવ્યું નથી તેવું મહાભારત કામ બેન દીનબાઇએ સંતોષકારક રીતે પાર પાડયું છે. થોડાકજ વાંચનાર જાણીતા હશે કે બાઇ દીનબાઇ તે મરહૂમ કાયમની હૉસ્પિતાલના જાણીતા ડૉકટર મરનાર કએખશરૂ નશરવાનજી બાહાદુરજીના અતલગનાં કુટુંબિ છે. એ કુટુંબે જાણે આ પૃથ્વિપર પારકાનું ભલું ઇચ્છવા જાણે જન્મ લીધો હોય એવું દીસે છે. એ વિષે વધુ બોલવું એ નક્કર સોનાને ઘોળ ચઢાવવા જેવું છે. ટુંકમાં બાઇ દીનબાઇના ધંધામાં દરેક ફતેહ ઇચ્છી એટલુંજ જણાવીશ કે જેઓના સાંભળવામાં આ પુસ્તક નથી તેઓએ જરૂર ખરિદવું. આ પુસ્તકને બોધદાયક બનાવાને જેમ મેહેનતની કરકસર રાખી નથી તેમજ પોતાની ચાલાકીનો દાખલો આપવાને કશી બાકાત રાખી નથી હું દરેક પારસીઓને ભલામણ કરૂંછું કે મીસ દીનબાઇના પુસ્તકને ઉંબર ઓળંગવા દેવામાં જરૂર લાભજ સમજવો.

આ પુસ્તક મેં એક અનુભવી પારસી ગૃહસ્થ પાસે તપાસાવી મારો ખરો અભિપ્રાય જાહેર કર્યો છે.

**લી. જોશી ઉત્તમરામ દુર્લભરામ**
અમદાવાદ તા. ૭–૭–૧૯૦૨

---

**નેકનામી બાઇ દીનબાઇ સોરાબજી એનજીનીયર જોગ—**

જત તમારી 'તમામ પાક ખોરદેહ અવસતાએ શેહેનશાહી બા એજમતી નીરંગની કિંમતી કેતાબ મેં વાંચી છે. અને મને જણાવ્વાને સંતોષ ઉત્પન્ન થાય છે કે આ જેવી કિમતી અને ઉત્તમ કેતાબ એટલા મોટા સંગ્રહમાં આજ સુધી પ્રગટ થઇ નથી. તેમજ નીરંગ બાબે બોલાશો તથા અવસતા પઢવાની પુરેપુરી સમજ, અને પઢનારને વધુ ઉલટ આવે એવી ઉત્તમ નોટોનો સંગ્રહ, વળી અવસતાનાં ગોહેરો, નામીચા અશો નરનારીઓનાં નામોની ટીપ તેઓનાં કીર્તિવંતા કામોની નોંધ સહિત, વગેરે બાબદો આજ સુધીની કોઇબી ખોરદેહ અવસતામાં જોવામાં આવતી નથી. આજની આપણી બાનુઓ સુધરેલાંમાં નામ ખપાવા ધર્મ બાબદોને એક વેહેમ તરીકે ગણે છે અને નાના બાળકોને ધર્મની કેળવણી શરૂઆતથી મળે એવા ઉપાય લેવાની યોજના અમલમાં મેલવાને હજુ યત્ન થાય છે, તેવા વખતમાં આપની આ કીર્તિવંત કેતાબ બહુજ ઉપયોગી થઇ પડી છે.

ઇંગ્રેજી કેળવણીથી આજની આપણી મુઠીભર જુવાન બાનુઓ 'બાજ'જેવી બુલંદ બાબદને તેમજ અવસતાને તુચ્છકારે છે, અને તેઓનો દાખલો ઉછરતી ઓલાદ શીખે છે, તેમજ વળી બીજાઓ જાહેરમાં સુધારા વાળામાં ખપવાનો યત્ન કરી બાતેનમાં દેવ, દેહેડાં, પીર, વિગેરેની છુપી રીતે બાધા માને છે. અને એવું થવાથીજ હાલ એક પારસી કુટુંબે પોતાનો

બાપીકો ધર્મ ત્યાગ કર્યો છે, જે વાત શેહેનશાહી જરથોસ્તી ફીરકાનાં બાબમાં તેમજ તેઓની ભવિષયની હાલતમાં ઘણુંજ દુ:ખ ભર્યા બનાવ તરીકે લેખાઇ છે, તેવા વખતમાં તમો દીનદાર બાનુએ ધર્મ તરફ વધુ ધ્યાંન લગાડી આવી કીમતની મોટેબર કેતાબો બાહાર પાડી છે કે જેની જરથોસ્તી ટોળામાં ખરી ખુટ હતી.

મને જણાવવાને વધુ ખુશી ઉત્પન્ન થાય છે કે ઇંગ્રેજી ફારસીનું પુરતું જ્ઞાન ધરાવ્યા બાદ બી આજની આપણી જરથોસ્તી બાનુઓની નીતી રીતી મુજબ નહિં ચાલતાં ધર્મની બાબદને વધુ ટેકો આપો છો. અને ઘર સંબંધી, ધર્મ સંબંધી વિગેરે કેળવણીનું પુરતું જ્ઞાન મેળવી ટુંક અને તરૂણ વયમાં પોતાની કોમનું ભલું ઇચ્છવાની નેક લાગણી ધરાવો છો તે મેં મારી આપની સાથની મુલાકાત દર્મેયાંનમાં આપની બેહદ માંદગી પરથી નજરે જોઇને અનુભવ મેળવ્યો છે. ઇનશાનની એવી ભલી લાગણી ભવિષમાં તેનાં જલકતાં કામોની તથા કારકિર્દીની આગાહી આપે છે. અને તેવી આપની લાગણી જોઇ હું બેહદ ખુશીછું. અને ઇચ્છું છું કે દરેક આપણી જરથોસ્તી બાનુઓ બીજી ભાષાનો અભીયાસ કરી આપનાં જેવીજ નીવડે કેમકે એવા એક વખતમાં આપે કેતાબ પ્રગટ કરાવી છે કે જે વખતે જરથોસ્તી ટોળાની હાલત તદન દામાડોળ છે અને કેળવણીને માથે અછાછલાંપણાનો કલંક લાગુ પડયો છે તેવે સમયે આપ સ્ત્રી કેળવણીનાં હીમાયતી તરીકે બહાર પડયાં છો.

આપ બાનુની ઉંમર જેટલીજ તરૂન વયની આજની આપણી જરથોસ્તી બાઇઓ જ્યારે પશ્ચિમ તરફની નીતી રીતીની હદ બાહાર નકલ કરવામાં આગળ વધે છે, તેઓને માથે બેહદ છુટાપણાનો આરોપ આવે છે તેવે સમયે તમો બાનુ ગોયા તેઓનો આરોપ દુર કરવા

તેમજ પોતાને પગલે ચાલવાની તેઓને ફરજ પાડવા ખાતર બાહાર આવ્યાં છો. આપનાં લખાણની જમક પુરૂષ લેખક કરતાં **સરસ** સાલેશ છે.

આ વખતે મને બોલ્યા વગર ચાલતું **નથી** કે આજ સુધીની સ્ત્રિ લેખકોમાં ધર્મ સંબંધી લખાણ કર્તા તરીકે આપને પેહેલે દરજજેનું માન ઘટે છે.

કેમકે **બેહેમન યશ્ત** અને એજમતી નીરંગો જેવી બાબદોની આજ સુધીમાં કોઇ મર્દ લેખકે પણ સોધ કરી **નથી** અને એ બાબદો પણ તેઓને હાથ લાગી નથી.

**રોજ મીનોરાંમ માહ દએ દાદાર અહુરમજદ ૧૨૭૨ યઝદેઝરદી**
તા. ૨-૭-૧૯૦૨. **લી. તમારૂં ભલું ઇચ્છનાર,**
[ બાનુ ] **અર્દ.**

આ બાનુ તરફથી જો મને એવણનું નામ જાહેર કરવાની એલતેમાસ થશે તો હું જરૂર નામ આપવાને રાજી છું.

**દી. સો. એ.**

---

મુંબઇ—ખેતવાડી. તારીખ ૧૧-૭-૨

**મેહેરબાન પ્યારાં બેનજી દીનબાઇ જોગ—**

ખોદા તમોને સુખી રાખે.

**મેહેરબાન** બેહેનજી તમારૂં **મેહેરબાની** ભર્યું કાગજ તથા બેહેમન યશ્તનાં ફરમા મલ્યા છે અને તે માટે તમારી ઘણીજ ઉપકારી થઇ છું. તમો જેહવાં દીનચુસ્ત અને લાયકીવાલાં બાનું તરફ હું તો બેશક મારાં જીગરથી માન ધરાવું છું અને ઇચ્છુંચ કે તમો જેહવાં **આપણી** કોમમાં વધુ બાનુઓ હતે તો આપણો ક્યાંની ટોળો આવો નાસવંત

હાલતે કદીબા પુગતે નહિ પણ જરથોસ્તી કોમનાં કમનશીબે (તમો જેહવા દીનદાર બાનુઓ)ની ખોટે ભલીશમાં તેવોનાં બચ્ચાંઓ અધરમી ઉધરી દીન દુબાડે તેમાં નવાઇ શું ? માહરાં નેક બેન તમારી દરેક સારી લાગણી માટે હું ફરીથી તમારો ઉપકાર માનું છું અને તે પાક કીર્તારનાં સૌથી રૂડામાં રૂડા આશીરવાદ તમો જેહવી મારી દીનદાર બેહેન પર) ઊતરો એમ અંતઃકરણથી દુવા કરૂં છું તમો બેને મોકલેલી બેહેમન યસ્ત હું તમારા હકમાં દોઆ ગુજારીને ભણીશ અને મને તમારી તરફની પાક ખોરદેહ અવસ્તા મલતાં એ બેહેમન યસ્તના ફરમા પાછા તમો ઊપર રવાને કરીશજી. બેહેમન યશત ભણવાની મારી મોરાદ જેમ તમો નેક બેને પુરી કરી છે તેમ તમારી દરેક નેક મુરાદો પાક ખોદા પુરી કરશે. એ બેહેમન યસ્ત વીગેરે તમારાં નેક માતાજીને અર્પણ કીધું છે તે જાણીને હું ખરેખર ખુશી થઇ છું. તમારાં માતાજી ભલાં ને નેક બાનુ દેખાએ છે. તેમજ તમો જેહવી નેક પુત્રીને જનમ આપનાર એઓ બાનુ દરેક માનને લાયક છે.

બેનજી તમો એમ જાણસો કે હું સરાહગાત કરીને લખતી હોવસ પણ ખોદાને હાજર જાણી લખુંચ કે હું મારાં જીગરનાં ઉભરા અને હેશાનથી લખુ છું કારણ તમો તરફ મને ખુદરતીજ માન છે અને તમો જેહવા દરેક દીનદાર માણસો તરફ હું સદાજ માનથી જોવું છું.

ખોરદેહ અવસ્તા થોડા દીવસોમાં તૈયાર થસે જાણી ખુશી છું.

એ યસ્ત તમો બેને કોઇને નથી ધીરી પણ મારી ઉપર મેહેરબાની કરી મોકલી તે માટે ફરીથી તમારો ઘણોજ ઊપકાર માનું છુ. ઘર મધે નેક માતાજી બાવાજીને મારી દોઆ કહી તમો બેન કબુલ કરશોજી. એજ અરજ

લા૦ દોઆગીર બેન. **શી. મા. કા.**

અમદાવાદ તા. ૧૧ મી જુલાઇ સને ૧૯૦૨.

**પ્યારા ભાઇજી સોરાબજી—**

બેન દીનબાઇનાં પુસ્તકોનો કેટલોક ભાગ મેં વાંચ્યો છે એ પુસ્તકોની જેટલી તારીફ કર્યે તેટલી થોડી છે. ધર્મ અને નીતીની કેળવણી એ સર્વેથી ઉંચી કેળવણી છે. એવી કેળવણી ઘણા થોડા ગ્રહસ્થો પોતાનાં બચ્ચાંઓને પુરતી રીતે આપે છે. એવી કેળવણી આપે આપનાં બચ્ચાંઓને ઘણો મોટો ખર્ચ કરીને આપી છે તે જોઇને ખુશી ઉપજે છે. કેળવણી ફકત સ્કુલનીજ નહિં પણ ઘરનીબી હોવી જોઇએ. ઘર એ મોટી અને પેહેલી પાઠશાળા છે. માબાપનાં દાખલા મુજબ બચ્ચાં પેહેલાં ચાલે છે. બચ્ચાં બગડે નહિં માટે માબાપે પોતે સારી ચાલની ટેવ પાડવા ઘણા ભોગ આપવા પડે છે. એવી કેળવણીની કદર આપ બુજો છો એ સંતોષકારક છે.

આ પુસ્તકો તૈયાર કરવામાં બેન દીનબાઇએ ઘણીજ સંભાળ તથા મેહેનત લીધી છે અને આ તેમનું શુભ કામ ફતેહમંદ થયું તે માટે હું તેમને મુબારકબાદી આપુ છું.

પબલીક પ્રૉસીક્યુટર
અમદાવાદ

લી૦ દોઆગીર ભાઇ.
**ખરસેદજી નસરવાનજી વાડીઆ**
નો સલામ.

---

અમદાવાદ તા. ૧૭ મી જુલાઇ ૧૯૦૨.

નેકનામ બેનજી, **દીનબાઈ સોરાબજી એનજીનયર અમદાવાદ.**

પ્યારાં બેનજી, તમે તસ્દી લઇ અરદીબેહેસ્ત યસ્તની સાથે ભણવાની ચોપડી ફેરવી બતલાવી તેથી મેહેરબાની થઇ છે.

ચોપડી ફરે અને હા ના નો જવાબ મલે અને તેમાંનાં ઘણાખરા જવાબ ખરા પડે એ નવાઇ જેવું છે. આશા છે કે તમારી કિં-

મતી ચોપડીઓ હવે તૈયાર થઇ હશે ને તમો ખુશી સાથે હશો.

• લા. દોઆગીર બેન. **સુનાબાઇ ખરસેદજી વાડીઆની**

દોઆ વાંચજો.

---

ખુદા.

મુંબાઈ ૨૧ મી ઓગષ્ટ ૧૯૦૨

## મેહેરબાંન પ્યારાં બેનજી દીનબાઈ જોગ

જત લખવાનું કે તમારી પાક ખોરદેહ અવસ્તાની કેતાબ મલી છે. તે માટે તમારો ઘણોજ ઉપકાર માનું છું. નેક બેહન એ કેતાબ જોઇ હું કેટલી ખુશી થઇ છું તે તમોને હું પત્ર દવારાએ કેમ સમજાવી શકું? પ્રથમમાં દીબાચો વાંચતાંજ તમો બહેને આ નેક કાંમ પાછળ ઉઠાવેલી રંજનો ખ્યાલ આવે છે, અને આવી સંપુર્ણ ખોરદેહ અવસતા પ્રગટ કરનાર જરથોસ્તી કોમની તમો (પેહેલીજ માનવંત બાનુનુ નામ હું સદાએ દોઆ તનદરોસ્તીમાં ભણવામાં મને પોતાને ઘણું સવાબ સમજીશ. વ્હાલાં બેહન દરેક યસ્તોને મથાલે તે ( પાક યજદ અમશા સંપદો ) શું શું ચીજો ઉપર મકવલ છે તથા શું મુરાદે આ યસ્તો ભણવી તેનો ખુલાસો તમોએ આપી ઘણુંજ નેક કાંમ કર્યું છે કારણ કે મારી જાણ મુજબ આપણી કોમના ઘણાં બાનુઓ પોતાનાં વ્હાલાંઓની યા પોતાની બીમારી યા અડચણને વખતે જોશી બ્રાહમને ઘર ટપકા લઇને દોડી જાય છે અને તે લોકોનાં ફરમાવ્યા મુજબ પવિત્ર ભણતર ભણાવે છે ત્યારે આ બુલંદ કેતાબ તો જોશી અને દાક્તરોની બેગી ગરજ સારે ( એવી ઉત્તમ માત્રવાણી અને નીરંગો પવિત્રથી ) ભરપુર છે જેથી નશીબમાં હોય તે એવી ઉમદા સમજનો લાભ લેએ. ખોદા પાકને કરે ને આપણા દરેક જરથોસ્તી મકાનોમાં

તમો બહેનની પાક કેતાબ ફેલાય એવું મારા પાક દીલથી ચાહવું છું આગલા જમાનામાં આપણી પાક બંદગી અને ક્રિયાઓથી અજબ જેવી અસરો થતી આપણે સાંભળી છે ત્યારે તે અસરો હાલે લગભગ નાબુદ થઇ જઇને મુલ બાબદજ ઉલતાવી નાખવામાં આવે છે અને અફસોસ આપણાં ઘણાંક હમદીનો ગાયનમાં રાગડા તાંણી અવસ્તા તરફ છતી આંખે આંધલાં બન્યાં છે. ખરા ભક્તિભાવથી આપણી પવિત્ર માથ્ર ભણનારનાં આત્માની ઉંડી ખુશાલી એવા ધર્મ–અંધો શું જાણે. પ્યારાં બેહન, હું ખરાં દીલનાં અફશોસથી સેંકડો કુટુંબમાં જોઉંચ કે શું જુવાન બાનુઓ કે શું વૃદ્ધ કે બચ્ચાં બંદગી શું છે તે સમજતાંબી નથી. ભાગ્યે બીચારાં વર્ષમાં એક બે વખત સારૂ રૂડું હોય તો તેઓ આતશ–બેહેરામ જેવાં બુજર્ગી અને બુલંદી ભરેલાં મકાનમાં આવીને ભણવાની જાણે મશ્કરી કરતાં હોય તેમ આવતા જતાં માણસોનાં મોઢાં અને પોશાક જોઇ પોતાની ફરજ પુરી કરી આવે તેવાં કમનશીબોને તમારી આ કેતાબોમાં સમાયલી ખુબીઓ વંચાવ્વી જોઇએ, જે બીચારાંઓ પોતાનાં ખાકી શરીરની અશોઇ નથી પાળી શકતાં તે પોતાનાં અનદીઠ આત્માની ખુબીનાં ખ્યાલને તે કેમ પોહોંચી શકે અને ઉધરતી ઓલાદને તે કેમ ધર્મ ધ્યાન શીખવે અને ત્યારે એવા ડામાડોળ વખતમાં તમો બેહને એક રાહનુમા ફીરેસ્તાની ગરજ સારી છે. તમારી અથાગ મેહેનતનુ શુભ પરીણાંમ પરવરદીગાર કરે ને આવે વધુ તે શું લખુ બેહન આ કેતાબની હજારે નકલો ખપી જશે એવી મારી ખાત્રી છે. હજુર કોઇની જાણમાં આ કેતાબ નથી.

**હજુ એવી ઘણી કેતાબો તમારે નેક હાથે બાહાર પડે એજ દોઆ**

**સાથ તમો તરફ માન અને ઉપકારની લાગણી ધરાવનાર બહેન**

**શી. મા. કા. ની દોઆ તમોને આમીન.**

અહમદનગર તા. ૨૬-૮-૦૨.

**મેહેરબાંન પ્યારાં બેનજી દીનબાઇ જોગ.**

જત તમો બેહનજીએ ખરાં જીગરથી મેહેનત ઉઠાવી પાક ખોરદેહ અવસ્તા છપાવી બાહાર પાડી જે વિષે તમો બેહનજીને પુરતું માન ઘટે છે. કેતાબ હમુને પુગી છે અને હમુને ઘણીજ પસંદ પડી છે તેમજ હું ધારૂંચ કે તમારાં દરેક ગ્રાહકોને પણ ઘણી પસંદ પડી હશે, આજ દીન સુધી કોઇએ પણ એવી કેતાબ પ્રગટ કરી નથી વાસ્તે તમારાં એ નેક કાંમમાં દરેક ફતેહ ઇચ્છું છું એજ અરજ.

લી. હું છુ તમારી બહેન મીસ **સુનાબાઈ એદલજી મેહેતા.**

---

અમદાવાદ તા. ૨૭ મી ઓગષ્ટ ૧૯૦૨.

**સદા સરફરાજ નેક બાનુ દીનબાઇ સોરાબજી.**

આપે પાક જરથોસ્તી ધર્મપર પુરતું ધ્યાંન આપી ઘણીજ ખંત અને બાહોશીથી પાક જંદ અવસ્તાની કેતાબનો ફેલાવો કર્યો તે હમો તમારાં ઘણાં આભારી છીએ. તે રહેમી ફીરનાર તમારાં નેક કાંમમાં પુરતા મદદગાર થાવો. આમીન.

**લી. બચુબાઇ જહાંગીરજી હોડીવાલા.**

---

સ્ટેશન રોડ સાંટાક્રુઝ પોસ્ટ અંધેરી તા. ૨૮ મી ઓગષ્ટ ૧૯૦૨.

**બાઇ દીનબાઇ સોરાબજી એનજીનયર જોગ, અમદાવાદ.**

તમારી તરફથી પ્રગટ થયેલી કેતાબ અસલ ઉચ્ચાર પ્રમાણે છપાયલી હોવાથી મને વધુ કિંમતી લાગે છે એજ કારણથી તે મેં ખરીદી હતી. અવસ્તાનાં નવી રીતનાં ઉચ્ચાર મને દુરસ્ત જણાતા નથી અને તેથી મને એ કીમતી ચોપડીઓ લેવાની લાલચ થતી નથી * * * *

**લી. દાઆબો દીનશા મનચેરજી મોબેદજીનાં.**

કુરલા મીલ. કુરલા તા. ૩૧ મી ઓગષ્ટ ૧૯૦૨.

**મેહેરબાંન બહેનજી દીનબાઇ સોરાબજી એનજીનયર જોગ,**

**અમદાવાદ.**

જત આપ બેહેને જે ચાર ચોપડીઓ મારીપર રેલવે પારસલ મારફતે મોકલી તે પુગી છેજી * * * * *

એવી ચોપડીઓની ખરી ખુટ હતી જે તમો બેહને પુરી છે તે તમને તેમજ તમારા માત પિતાને ખરેજ ધન્યવાદ ગટે છે * * *

**લી. દાઆગો ભાઇ રૂસ્તમજી પાલનજી શેઠનાની દુવાબંદગી.**

---

ખુદા. બુધવાર ગેટ ભોપાલ તા. ૯-૯-૦૨.

નેકનામ બેહન, પાક ખુરદેહ અસ્તાની બે કેતાબો મારા આગલા નોંધાવ્યા મુજબ મેસર્સ ગજદર બ્રધર્સને ત્યાંથી આજે વી પી. થી મંગાવી છે. ખરેખર એક મરદથી ન થાય તે કાંમ મોટી જેહમત ઉઠાવી આપ નેક બાનુએ પાર પાડયું તે જોઇ સેવક એક જરથોસ્તી તરીકે આપનો ઉપકાર માને છે. **લી. દાઆગો દીનશા શાહપુરજી.**

---

ન. ૮ ફ્રીયર રોડ કોટ મુંબાઇ. રોજ ૨૮ મેં મોહોરો ૧૨ મો ૧૨૭૧.

તા. ૮ મી સપટેમબર ૧૯૦૨.

**મેહેરબાંન બાઇજી સાહેબ બાઇ દીનબાઇ સોરાબજી એનજીનીયર જોગ.**

જત તમો બાઇજીનો રોજ ૨૨ મીનો લખેલો પત્ર અને તે પત્રમાં લખવા મુજબ તમોએ છપાવેલી તમામ પાક ખોરદેહ અવસ્તા કયસરે હિન્દ પ્રેસ મારફતે હમોને બર વખતે મલી હતી. આવી એક સુંદર ખોરદેહ અવસ્તા તમો બાઇજીએ મેહેરબાનીની રાહે હમોપર ભેટ મોકલાવી તે માટે તમારો મોટો ઉપકાર માનીએ છીએ.

આવી એજમતી નીરંગે સાથની અને જરથોસ્તી ફીરકાને બરની બાબએ ધરાવતી સંપુર્ણ ખોરદેહ અવસ્તા પેહલવેહલી બાહાર પડી છે. વળી તેવી અવસ્તાની કેતાબ એક ગ્રહસ્થ તરફથી નહી પણ તમો જેવાં એક બાનુ તરફથી બાહેર પડેલી છે તે માટે તમોને મુબારકબાદી ઇચ્છીએ છીએ.

બાઇજી જરથોસ્તી, ધર્મ માટેની તમારી ચુસ્ત લાગણી આ કેતાબ દેખાડી આપે છે અને આવી એક કેતાબ જરથોસ્તી આલમમાં ફતેહમંદી સાથે જલદી ફેલાય એવી દોઆ સાથે હમો આ પત્ર ખતમ કર્યું છીએ

લી. દોઆગો **કેખશરૂ દશતુર જામાસપજી.**

ઉપલું મત આપની કોમનાં હાલનાં વડા રાહબર તે મરહુમ જામાસપજી દશતુરનાં દીકરા હાલનાં દશતુર કેખશરૂજી તરફનું છે. **કર્તા.**

---

ખેતવાડી બેલીફનું ઘર મુંબાઇ તા. ૧૦ મી સપટેમબર ૧૯૦૨.

**બહેનજી મીસ દીનબાઇ જોગ,**

બેનજી તમારી તરફથી હમારે ત્યાં પાક ખોરદેહ અવસ્તા બા એજમતી નીરંગની સાદી નકલ ૧) હમારા બાવાજી મેરવાંનજી પેસ્તનજી ધાછાપોરીઆપર આવી જે વાંચી હમો પુર સંતોષ પામ્યાં છીએ. અને તેનાં હવે વખાણ કરવાં તે સુનાપર ઢોળ ચઢાવ્વા જેવું થશે.

લી. દોઆગર **બહેન બચુબાઇ મા. ઇજનેર.**

---

૬૬ કેનીંગ સ્ટ્રીટ, કલકતા તા. ૭ મી સપ્ટેમ્બર ૧૯૦૨.

**નેક બાનુ બહેનજી દીનબાઇ સોરાબજી જોગ,**

જત તમારી છપાવેલી ખોરદેહ અવસતાની એક નકલ મને વી. પી. થી મળી છે. એ ચોપડી અવલથી આખર વાંચી છે અને મને ઘણીજ પસંદ પડી છે. ધર્મપરથી યા ઝંદ અવસ્તાપરથી મારો એતે-

કાદ તદ્દન ઉથી ગયો હતો જો કે જંદ અવસ્તાની ઘણીએક કેતાબો મેં ખરીદી હતી પણ જ્યારે ભણવાનું વિચાર કરી કંઇ પણ ભણવા બેસતો ત્યારે બેચાર પાનાં ભણુ કે તદ્દન મને કંટાળો આવી જતો હતો અને આગળ ભણવાનું માદી વાળી ચોપડી બંધ કરીને ઉઠી જતો હતો પણ તમારી ચોપડી મલવે તે ચોપડી કંટાળે પેહેલેથી છેલ્લે સુધી મેં ખરાં દીલથી વાંચી છે, અને મને લખવાને કરસુ પણ સહરાગાત જેવું માનસોનાં, ખરેખર હાથમાંથી મુકવાજ ગમતી નથીજી.

લી. હું છુ દોઆગીર ભાઇ દાકતર જાંહાંગીરજીની દુવા.

---

માઉન્ટ આબુ તા. ૧૪ મી સપટેમ્બર ૧૯૦૨.

**મેહેરબાંન વ્હાલાં બેનજી દીનબાનુ જોગ,**

જત તમારી તરફથી અવસ્તાની ચોપડી ૧) મળી છે તે માટે ઉપકાર માનું છું. તમો બેહનની મેહેનત ખરેજ વખાણને પાત્ર છે અને ચોપડી પોતેજ તમારી અથાગ મેહેનત સાબીત કરી આપે છે. ઢીલને માટે દલગીરી બતાવો છો પણ તેની કંઇજ ફીકર નહિ, ઢીલને લીધે જે તમારાં ગ્રાહકોને અડચણ પડી હશે તેનો બદલો તમોએ ચોપડીનાં પાછલા ભાગમાં જે વધારો કર્યો છે તેથી પુરતો વળી રહે છે. તમારાં દરેક કાંમમાં ફતેહ ઇચ્છી ચાહુ છુ કે તે પરવર જલદીથી એ નકલો ખપી જઇ બીજી આવૃતીની તક બક્ષે. એજ.

**દોઆગીર બહેન પીરોજા અરદેશર ફરાંમજી.**

---

મુંબાઇ તા. ૨૩ મી સપટેબર ૧૯૦૨.

**મેહેરબાન બાનુ દીનબાઇ સોરાબજી એનજીનીયર જોગ.**

જત લખવા અરજ એ છે જે તમો બાનુના હાથની લખેલી તમામ

પાક ખોરદેહ અવસ્તા આ એજમતી નીરંગ સાથેની ચોપડી જે છપાઇને બહાર પડી છે તે વાંચી હમો ઘણાજ ખુશી છેએ જે એક એક ચોપડી દરેક જરથોસ્તીને રાખવાને ઘટારત છે. **પીરોશા બેહેરામજી રાઇટર.**

---

ત્રાસ પોર્ટ લાઇન્સ મોરાર તા. ૨૩ મી અકટોબર ૧૯૦૨.

**સદા મહેરબાંન બેનજી સાહેબ બાઇ દીનબાઇ સોરાબજી એનજીનીયર.**

જત મોરારથી લી. તમારો **ભાઇ હોમી નાશીરવાંન ગોકલનો** દોઆ સલામ. જત લખવા અરજ એ છે જે તમોએ જે પાક કેતાબ ખોરદેહ અવસ્તાએ શેહેનશાહી પ્રગટ કીધીચ તે ખરેજ વાપરવા લાયક છે. આજસુધી મારા ભણવામાં યા જોવામાં એવી એક પણ કેતાબ નહિ આવી હતી પણ તમોએ સર્વેની ઉમેદ પુરી પાડી છે વાસ્તે એક જરથોસ્તી તરીકે ખરા અંતઃકરણથી તમારો મોટો આભાર માનું છું. ખુદાતાલા તમારા ટોળાઓને હમેશાં સુખી રાખો. આમીન.

લી. ભાઇ **હોમી નશરવાનજી ગોકળ.**

---

નંબર ૨૪ પારસી બજાર સ્ટ્રીટ મુંબાઇ તા. ૧૧-૧૧-૧૯૦૨.

**મેહેરબાંન બાઇ દીનબાઇ સોરાબજી ઇજનેર, અમદાવાદ.**

જત તમો તરફનો પત્ર મળવે તેમાં જણાવેલાં ઠેકાણાં ઉપરથી ખોરદેહ અવસ્તાની કેતાબો મંગાવી છેજી. જે ચોકસાઇ અને સફાઇથી આ કેતાબો બહાર પાડવામાં આવી છે તે તમો બાઇને ઘણો સંતોષ લેવાજેગ છે. અને તેમાં સમાવેલી ભણતર તથા બીજી બાબદો તરફ નજર કરતાં જે નજીવી કિંમતથી તમોએ વેચાંણ કર્યાં છે તે પરથી સાફ જણાઇ આવે છે કે એમાં કાંઇપણ ખાનગી લાભની આસ રાખ્યા

વગર આપણાં પાક મઝહબ તરફની આસ્થા તથા લાગણી સિવાય બીજો કાંઇપણ ભાવાર્થ રાખ્યો નથી. આ બાબદમાં તમોને ઘણો ધન્યવાદ ઘટે છે અને એજ મુજબ બીજા જરથોસ્તી મરદો તેમજ બાનુઓ તમો માફક પોતાથી બની આવે એવી રીતે આપણા ધર્મ તરફની ફરજ અદા કરી આપરા ધર્મની મોતેબરી હાલ કરતાં જીઆદા કરે. તમારી વગર હાંસલની મેહેનત તેમજ કાલજીનો બદલો પરવરદેગાર તનદરેસ્તી અને સુખ ચેનમાં હમેશાં બક્ષે. લી. તમોને ફતેહ ઇચ્છનાર દોઆગો.

**દીનશાહ પીરોશા શેઠના**ની દોઆ.

---

બોટેનીકલ ગારડન, સાહરનપુર તા. ૨૮ મી નવેમ્બર ૧૯૦૨.

**બાઇ દીનબાઇ સોરાબજી એનજીનયર,**

મહેરબાંન એનજી, હું તમારી અવસ્તા કેતાબનો ઘણીજ ઉલતથી મોટો લાભ લઉ છું અને બની શક્તિ ચાર ગેહમાં બંદગી કરૂં છું જે પહેલાં કેતાબ મળવા આગમજ ત્રણ ગેહમાં કરતો હતો પણ તે વખતે હાલના જેવી ઉલટ છુટતી નહોતી જે હાલની ચાર ગેહમાં હું બંદગી કરૂંછું તે હાવન, ઉજીરન, અઇવીસરૂથરેમ અને ઉસેન ગેહો.

આ ચીજ કંઇ જેવી તેવી નથી, એને તો એક ઘરેણું કરતાં પણ જ્યાદા ગણવી જોઇએ અને આ કેતાબ પોતાની કિંમત એક દિવસમાં વસુલ કરી આપે છે. મારૂં લખવું જો તમારા નેક ધ્યાંનમાં આવતું હોય તો એ એક સણગાર ઉલત ખેંચનારી અને શાદી, નવજોત, વર્ષગાંઠ, જેવા શુભ પ્રસંગે એક ઉમદા જશનભાવને ઠેકાણે ભેટ કરવા લાયકની ચીજ છે હાલની બાંધણી પણ ઘણી મજબુત અને સુંદર છે.

લી. દોઆગીર,

**તેહમુરસ રૂસ્તમજી અંકલેશરી**આની દોઆ બંદગી.

એદન, તા. ૯ મી નવેમબર.

**મેહેરબાંન બેનજી દીનબાઇ સોરાબજી એનજીનયર જોગ.**

જત તમોએ વેલ્યુપેએબલથી મોકલેલી ત્રણ ખોરદેહ અવસ્તાની કેતાબો મલીછેજી. * * * તમારી ચોપડીઓ ઘણી સારી છેજી. એ ચોપડી પ્રમાણે ચાલે તો સુખી થાય તેમાં કસ્સો શક નથી. તમોએ આટલી મહેનત લઇને ચોપડીઓ બહાર પાડી છે તેથી એનાં વાંચનાર તમારો ઉપકાર માનેછેજી. હાલ એજ અરજ. લી. દોઆગીર,

**બેહન માણેકબાઇ જમન જી મેહેતા.**

---

ના. ૮ સરદાર બીલ્ડીંગ, મુંબાઇ તા. ૩૦-૧૨-૧૯૦૨.

**માનવંત બહેનજી દીનબાઇ સોરાબજી એનજીનયર.**

જત તમોએ મોકલેલી પાક ખોરદેહ અવસ્તાની કેતાબ મને પુગી છે. આવી કીસમની કેતાબ બાહાર પાડવાનાં શુભ કામ માટે તમને દરેક ધન્યવાદ ઘટે છે. ખુદા નેક તોફીયત આપો અને વધુ એવાં કામોમાં મશગુલ રહો એજ. આપનો દોઆગો,

**હીરજીભાઇ હોરમસજી વાડીઆ.**

---

મુંબાઇ તા. ૧૫ મી ડીસેમબર ૧૯૦૨.

**મહેરબાંન બેનજી દીનબાઇ સોરાબજી જોગ.**

જત તેઓએ જે ચોપડી મોકલી છે તે ઉત્તમ મોકલી છે તે બેટને માટે તમો બહેનજીનનો ઉપકાર માનુંછુંજી. અને તે ચોપડી જોકે હમોએ પુરેપુરી વાંચી નથી પણ માત્ર ઉપર ટપકેથી વાંચ્યાથીજ કર્તાની અક્કલ વિષે હેરત ઉપજે છે તે દાદાર અક્કલમાં વધુ ઉમેરો

ફરે અને તે સતવંતની સેવામાં હમેશાં નેક રસ્તે ચાલી તેનું શુભ ફલ મેલવો એવી મારી અંતરકરણની દોઆ આમીન. આમીન. આમીન.

લી. **શુભઇચ્છક બેહેન દો. રૂ. માસ્તર.**

---

અબ્દુલ રેહેમાન સ્ટ્રીટ બાહારકોટ. **મુંબઇ,** તા. ૨૯-૬-૧૯૦૩.

મહેરબાંન બાઇજી **દીનબાઈ સોરાબજી** એનજીનયર જોગ. જત મુંબાઇથી એરવદ **નવરોજી સોરાબજી મશાની**ની દોઆ આમીન.

તમો બાઇજીની કેતાબની એક નકલ તમો મુંબાઇ શીધારેલાં ત્યારે અમારીપર તમોએ ભેટ મોકલી હતી-જે અતરેથી લાંબે વખતે તમો બાઇજીનો ઉપકાર માનવા માટે દરગુજર કરશો.

વંદીદાદની સાતમી પ્રગરદમાં જણવેલું છે જે અગર એક વૈદ જે આથોરનાનને દવા આપે તો તે બદલ આથોરનાન પાસે પૈસા ન લેતાં તેની નેક દુવાજ માંગવી-તે ફરમાનને અનુસરીને આપની કિંમતી ભેટ માટે તમો બાઇજીના હકમાં અમારી નાકેસ દુવા એ છે કે **"યાદાઓ આશા વંઘેશ માયાએ મનંઘહો વીસ્પા અપારે દરે દરેઘો જયોતોઇશ ઉરવાદંઘહો"** ખોદા તમોને ભલી મનશની અને રાસ્તીની સાથે લાંબી જીદગી બશે. આજની છકેલ છોકરીઓ પશ્ચીમ તરફની અધુરી કેળવણી મેળવવાથી પોતાનાં બાપીકા ધર્મ તરફ બેદરકાર બની પોતાનાં બચ્ચાઓને બી ખરાબ ધડો બેસારે છે તેવા અઇયામમાં તમો જેવાં નેક માતપિતાનાં ફરજંદ આપનાં ધર્મપર પુરતી આસ્થા રાખો અને ધર્મ સંબંધી અભ્યાસ કરી હમદીન ભાઇઓ માટે આપનાં મહજબના ઉમદા લખાંણોને જાહેરાત આપો, એ એક દાખલો લેવા જોગ છે. નેક કામ પાછળ જે માણસ પોતાનો વખત રોકે છે તે ખરેખરો

ઉપયોગી છે, કારણ્ અવસ્તા પ્રમાણે **"તાઇશયુશ ષ્યોથનાઇશ અષેમ ખશમેબીઆ"** તમામ તમારા નેક કામોને સારો બદલો મળશે. તમારી કેતાબ માહેલી નીરંગો તથા તાવીજો હાલનાં જમાનાનાં કેટલાક શખ્સોને વેહેમ સરખી જણાશે પણ કદીમ ઉલ આય્આમથીજ માંથ્રવાણીનાં કલામો અસરકારક જણાયલા હતા ને ઘણાં ખીકટ દરદો સારાં કરવામાં માથ્રનો ઉપયોગ થતો હતો. અરદી-બેહેસ્ત યશ્ત પ્રમાણે જે પાંચ જાતનાં શખ્સો દુઃખ ટાળી તંદરોસ્તી બક્ષનાર છે, જેવા કે-**અષો બેષજો, દાતો બેષજો, કેરેતો બેષજો, ઉર્વેરો બેષજો, માંથ્રો બેષજો,** તેમાં સર્વેથી પહેલી જગ્યાને ઘણોજ અસરકારક માંથ્ર બણી સારૂં કરનારો શખ્સ ગણેલો છે. માટે આપની કેતાબ માહેલી નીરંગો તથા તાવીજો ખરા યકીનથી ને ઘટતી તરતીબથી જો અજમાવામાં આવે તો બેશક ધારેલું કાંમ કરવા તે ઘણીજ અસરકારક છે. અફસોસની વાત એ છે આપનાં હમદીન ભાઇઓ તથા બેહનો વારે ઘડીએ પારકા ધર્મવાલાઓની માનતા તથા પીર સૈયદનાં વેહેમો પાછલ પતકાઇને અરધા થઇ જાય છે પણ આપણાં બાપીકા ધરમ માંહેલા રેવાજો તથા ભેદ ભરમો તે લોકને હસવા સરખા દીસે છે તેવા લોકોને તમારી કેતાબ માહેલી ઘણી બાબદો ઉપયોગી થઇ પડશે. પણ યાદ રાખવું કે જ્યાં સુધી યકીન રાખવામાં નહી આવે ત્યાં સુધી નીરંગો તથા તાવીજોની ઘટતી અસર માલમ પડતી નથીજ. નામીચો ફીલસુફ બેકન ધર્મ માટે લખતાં કહે છે કે "Give unto faith the things of faith" યાને ધર્મની બાબદમાં યકીન રાખી ખુદાપર વિશ્વાસ મુકી કાંમ લેવું જોઇએ. કારણ દરેક આદમીની નાકેસ અકકલ ધર્મનાં ઉંડાણ ભેદોમાં ઉતરવાને લાયક હોતી નથી ને તેથીજ ખોરદાદ યશ્તમાં જણાવેલું છે "એ જરથુસ્ત આ માથ્ર સાસ ગુણવાલા, અશો નામીચા, તમામ દેવ

દરૂજને જેર કરનાશ આથ્રવનનેજ શીખવજો." મતલબ એ કે આપણાં પાક મહજબનાં ઉંડાંણુ અર્થો તથા ભેદોનો આપણુને સમજણુ ન પડે તો તેટલા માટે તેને હસી કાઢવા નહી પણુ તે સમજનાર લાયક આદમી પાસે જવું યા તો આપણુને પોતાને અશોઇની મરફતે તથા બેહેમનની બસારતથી તેવા ભેદ ભરેલાં લખાંણો ઉકલાવ્વા લાયક કરવી જોઇએ કારણુ એકન કહે છે તેમ the dogmas of religious are not to be tested or criticised by reason, nor to be rejected if they are repugnant to reason—સારાંશ કે ધર્મે બાબદ સમજવામાં પાકી પરહેજગારીને અશોઇથી જીંદગી ગુજારી આપણી ખાકી અકકલને બશારત મેલવ્વાને લાયકની કરવી જોઇએ. ને નહિ કે જે કંઇ ક્રિયા અથવા ભણતર સમજણુ ન પડે તો તેને ભકબકારો યા વેહેમ તરીકે પડતું મુકવું. છેવટે એટલું ઇચ્છી ખતમ કરૂં છું કે તમોને ભલી મનશનીની અકકલ જીઆદા હોજો ને બીજી વધુ દીન આઇનને લગતાં લખાંણો જાહેર કરતાં રહો. * * * *

લી. નેક દોઆગો, **નવરોજી સોરાબજી મસાની.**

---

તારદેવ તા. ૨૨ મી એપ્રીલ ૧૯૦૩.

**મેહેરબાંન બેનજી દીનબઇ સો. એનજીનીયર જોગ,**

જત તમારી ચોપડી તમામ પાક ખોરદેહ અવસ્તા વાંચતાં મને પરમ સંતોશ અને આનંદ ઉપજ્યો છે અને એક અમળા તરીકે તમોએ જે શ્રમ વેઠી આવી મોટેઅર રોશની ધર્મમાં ફેંકી છે કે જે એક મરદ લેખકને બી ટકર મારે છે અને કંઇક ભોગવી એથી આપવા પડયા છે તે સર્વેનો વિચાર કરતાં આ કર્તાને બેહદ શાબાશી અને ધન્યવાદ ધટે છે. હાલ એજ. લી. **અસપંદીઆરજી જમસેદજી વાડીઆ.**

**તારદેવ તા. ૨૭ મી એપ્રીલ ૧૯૦૩.**

**મેહેરબાંન બહેનજી દીનબાઈ જોગ.**

જત તમારી ખોરદેહ અવસ્તાની ચોપડી અતી નાદર અને નમુને-દાર છે જે મારા સગાને દેખાડતાં બહુ પસંદ પડી છે માટે તેની એક બીજી નકલ વી. પી. થી મોકલસોજી. **લી. અ. જ. વાડીઆ.**

---

જંગબાર તા. ૨૯ મી માર્ચ ૧૯૦૩.

**મેહેરબાંન બહેનજી દીનબાઇ જોગ.**

જત બેહેનજીને લખવાને ઘણોજ ખુશી છું કે હમારે ત્યાં તમારી તરફથી પ્રગટ થયેલી ચોપડી તમામ પાક ખોરદેહ અવસ્તાએ શેહેનશાહી બાએજમતી નીરંગ વાળી આવી કે જેમાં બેહેમન યસ્ત પણ છે તે જોઇ તેમજ વાંચી ઘણુંજ ખુશી થયાં છે એ બીજી આવી ચોપડીઓ જલદી મોકલવાની તજદી લેજો. હમારાં સગાંઓ એવી ચોપડીને માટે ઘણુંજ આતુર છે માટે મેહેરબાની કરી જરૂર મોકલજોજી. હાલ એજ.

**લી. દોઆગીર ભાઇ મા. અ. મીસ્ત્રી.** ખુનાજીની જંગબાર.

---

ચરનીવાડી વાડીઆજીનાં આતશ બેહેરાંમસામને.

**મુંબાઇ,** તા. ૩-૩-૦૩.

**સદા સુખી નેકનામ મારા વ્હાલાં બેનજી મેહેરબાઈ તથા વ્હાલેટી દીનબાઇ.**

જત બેનજી તમારી તરફથી ઘણાંદીવસોપર પાક ખોરદેહ અવસ્તા-ની ચોપડીની નકલ ૧) મને મલી છે તે માટે હું તમારો ઘણો ઉપ-કાર માનુંચ.

ચોપડી મને ઘણીજ પસંદ પડી છે. ભાષા અને અક્ષર શુદ્ધ વખાણુવા લાયક છે. ખોદા તમારી મેહેનતને જશ આપે અને આજનાં જરથોસ્તીઓનું બી આપણાં ધર્મપર યકીન ચુસ્ત થાવો એવી મારી નેક દોઆ કરો. હાલ એજ અરજ. **લી. દોઆગીર બહેન ના. અ.**

કંટ્રાકટરની દોઆ વાંચી કબુલ કરજોજી.

---

૫૭ મુગલીસર, **સુરત** તા. ૮–૫–૦૩.

**મેહેરબાંન નેક ખસલત બહેનજી બાઈ દીનબાઇ સોરાબજી એનજીનીયર.**

તમોએ બહાર પાડેલી " **તમામ પાક ખોરદેહ અવસ્તાએ શહેનશાહી બા એજમતી નીરંગ.**

મારા એક દેશાવરનાં ખેશીએ વાંચી છે અને પુષ્કલ સંતોષ જાહેર કર્યો છે, વળી તે ખરીદી તેનો ઉપયોગ કરવાની મને ભલામણ કરી છે. માટે તમો બેહેનને તસદી આપું છું જે મારી પર એક ચોપડી મોકલશોજી.

મારી હમેશની દોઆ છે કે પારસી બાનુઓ પોતાનો ફુરસદનો વખત ધર્મનું ગ્નાન વધારવામાં ગુજારે અને તમારા જેવાં મજબુત યકીનવાળાં બહેનોનો આપણી જરથોસ્તી કોમમાં વધારો થાય. એવી દોઆ સાથે આ પત્ર ખતમ કરૂં છું. લી. દોઆગીર,

**બહેન રતનબાઇ પાલનજીશરેલની દોઆ આમીન.**

---

બોટેનીકલ ગારડન, **સાહરનપુર** તા. ૧૫–૩–૦૩.

**માનવંત બાનુ દીનબાઇ,** જત બહેનજી તમારી અવસ્તાની ચોપડીની કિંમત પાઉએ પાઇ વસુલ થઇ ગઇ છે, આજ દીને તક મલતાં

અતરેનાં બોટનીકલ ડીપારતમેન્ટનાં ડ્રાફટસમેન શેઠ હીરજીભાઇ દેપુ સાથ " હરેક આસામીએ પોતાનું ધારેલું કાંમ ફતેહ કરવાની બાબદ " ફતેહમંદીથી મારી ખુશાલી સાથ બરલાવ્યા છીએ. શેઠ હીરજીભાઈનાં એક જવાબ સીવાય બધી વખતે કેતાબ ફરી હતી. તથા મારા બધા સવાલોમાં પણ ખોરદેહ અવસ્તા ફરી હતી તે જાણશોજી. જે માટે પાક પરવરદેગારનો તેમજ તમારો હેશાનમંદ છું. જો તમે ખોરદેહ અવસ્તા બહાર પાડી નહોત તો હમો બીલકુલ બધાઓ અંધારામાં રહેતે. અને ધર્મનું દામા ડોલપણું ચાલુ રહેતે.

એનજી હું ખરાં યકીનથી લખુંચ કે જ્યારથી તમારી મુબારક કેતાબ મારા હાથમાં આવી છે ત્યારથી મને હદ બહાર ખુશાલી બણતર બાબે ઉપજે છે અને હમેશાં તમો બહેનને ખરાં દિલથી દોઆ દેઉં છું તસદી માફ.

**લી. દોઆગીર ભાઇ તેહેમુરસ રૂસ્તમજી**
અંકલેસરીઆની દોઆ બંદગી.

---

**રંગુન** તા. ૩૦-૧૧-૦૩.

**બાઇ દીનબાઇ સોરાબજી એનજીનીયર જોગ.**

જત લખવાનું અવસ્ય એ છે તમો મેહરબાંન બાનુ તરફથી પ્રગટ થયલી ખોરદેહ અવસ્તા બા એજમતી નીરંગ નામની ધર્મની કેતાબની (૩) નકલ મેહરબાંનીની રાહે વી. પી. પોસ્ટથી નીચલે સરનામે રવાનાં કરશોજી. પારસી બાનુઓ ધર્મનો અભ્યાસ કરે છે અને ધર્મને લગતાં પુસ્તકો બાહાર પાડે એ ખરેખર વખાણવા લાયક છે એવાં ધર્મને લગતાં પુસ્તકો બહાર પાડી આજકાલ પારસીઓમાંથી ધર્મનું ઝનુન ઓછું થયલું પાછું આણવાનો આ એક પ્રયત્ન છે અને તે ખરેજ વખાણવા લાયક છે. જરથોસ્તી ટોલાની હાલની ઢંગઢકા વગરની સ્થિતીમાં એવાં ધર્મને

લગતાં મોટેબર પુસ્તકો ખરેજ એક આશીરવાદ સમાન છે. અને તમો નેક બાનુએ એવા નેક તરીકાની પહેલીજ શરૂઆત કરી બીજી જરથો-સ્તી બાનુઓમાં ઠીક દાખલો બેસાડયો છે અને ધર્મને લગતી બાબદો જાણવાને ગોચા તમે તેવોને ઉત્તેજન આપ્યું છે જે ખરેજ વખાણને પાત્ર છે. જથોસ્તી શીરકાને માટે આપણી ભલી લાગણી એક ખરાં ની-તીવાન જરતોસ્તી બાનુને શોભા આપે તેવી છે. ખસુસ કરીને આપણાં જરતોસ્તી ટોલાની ભલી લાગણી એજ તમુને આશીરવાદ•સમાન છે. લી. નેક દોઆગો, **રૂસ્તમજી પાલનજી દારૂવાલા**ની દુવા આમીન.

---

**લાહોર** તા. ૧૫ મી નવેમ્બર ૧૯૦૩.

રોજ મુબારક બેહેમન માહ મુબારક ખોરદાદ યજદ શેહેનશાહી યજદે સને ૧૨૭૩.

**નેકનાંમ કદરસનાસી મેહેરબાંન દીનબાઇ સોરાબજી એનજીનીયર જોગ.**

અત્રેથી લખનાર દોઆગીર બેહન સીરીનબાઈ એદલજી ભંડારાની ભલી દોઆઓ તમો નેક બેહનજી નેક માતાજી કબુલ કરશોજી * *

તમો બેહનજીની આ ચોપડી વાંચી તમારાં ડહાપણ ભરેલાં લખાંણની ખરાં અંતકરણથી હું વાચીને ખુશ થઇછું કે તમારા જેવી નેક કેરદાર બેટી તે રેહમી કીરતાર કુલે જરતોસ્તીઓને ઘેર બક્ષે જેને ઘેર હોય તબી એવીજ નેક કેરદાર બને એવી મારી ખરાં અંતકરણની ચાહેલી ભલી દોઆઓ આપણ કુલે જરતોસ્તીઓને ફલે એજ મારી દોઆ છે. આમીન આમીન આમીન.

**લી. દોઆગો બહેન શીરીનબાઇ એદલજી ભાંડારાની દોઆ.**

---

મુંબાઇ તા. ૨૫-૧૨-૦૩.

**સદા મેહેરબાંન પ્યારાં બેનજી દીનબાઇ જોગ.**

જત તમારો મેહેરબાંની ભરેલો પત્ર મળ્યો વાંચી મળ્યા જેટલી ખુશી થઇ છું તમારી ભણવાની ચોપડી મેં બહાર આપી તેઓ ઘણી ખુશીથી તે વાપડે છે એટલુંજ નહિ પણ હાથમાંથી મુકવા પણ માગતાં નથી. તમે બેહનજીએ જે શુભ કાંમ આરંભ્યું અને પછી તે પાર પડયું તે જોઇ હમો ઘણુંજ ખુશી થયાં છૈએ. તે પાક પરવરદેગાર પાસે દોઆ ગુજારૂં છું કે હજુર પણ તમો બેહેનજીને વધારે ને વધારે ધર્મનાં ઉંડા અભ્યાસમાં ઉતારે ને તમો તમારાં માતપીતા સાથે પુરતનદરોસ્તી અને સુખાકારીમાં લાંબી જીંદગી ભોગવો હાલ એજ.

લી. સદા દોઆગીર, **બહેન કું. રૂ. હારડા**ની નેક દોઆ સાથે.

---

લાહોર તા. ૨૦ જાનેવારી ૧૯૦૪.

**મેહેરબાંન વ્હાલાં બેનજી દીનબાઇ સોરાબજી એન-જીનયર જોગ.**

જત બેનજી તમોએ જે સખ્ત મેહેનત લઇ આપરા કુલ જર-થોસ્તીઓ માટે ભણવાની ખોરદેહઅવસ્તા છપાવી છે તે કેતાબ વાંચી હમો ઘણું ખુશી થયાં છીએજી ફીરતાર તેનો બદલો આપો.

**લી. દોઆગીર બહેન બા. ઘ. પે. ભાંડારાની દોઆ.**

---

મુંબાઇ તા. ૨૮-૪-૦૪.

**મેહેરબાંન બેનજી દીનબાઇ તથા મેહેરબાઈ** જોગ. જત તમોએ છપાવેલી પાક ખોરદેહ અવસતા હમારા વાંચવામાં આવી છે અને તે ઘણીજ સરસ છે જી.

લી. દોઆગીર **ભાઇ જી. મ. વાંદરેવાલા.**

કરાંચી તા. ૧ લી. માર્ચ ૧૯૦૪.

સદા મેહેરબાંન બાઇ દીનબાઇ સોરાબજી **એનજીનયર.** જત તમારી પ્રગટ કરેલી બેહેમન યસ્તની ચોપડી નીરંગો સાથેની હયાં એકાદ બે આવી છે જે જોઇ લોકોનું ધ્યાંન ઘણું ખેંચાયું છે અને ઘણાંક જરથોસ્તીઓએ મને ફરમાશ કીધી છે કે તમો થોડીક નકલો હયાં મંગાવો જેથી બાઇજી ૨૫) નકલ મોકલી આપજોજી. લી. દોઆગીર. **ભાઇ જાંહાંગીરજી ખરસેદજી** કલાર્ક સ્ટ્રીટ કેંપ કરાંચી.

---

**ઇંદોર** તા. ૧૦-૫-૦૩.

**મેહેરબાંન બાઇજી સાહેબ.**

મેહેરબાંની કરીને કેતાબ ખોરદેહ અવસ્તા એ શેહેનશાહી બા એ-જમતી નીરંગ જે તમોએ હમોને ગયા નવેંમબર માસમાં મોકલી હતી તે માંહેલીજ વી. પી. થી મોકલજોજી કેતાબ ઘણીજ સરસ છેજી.

**લી. સો. કા. દોટીવાળા.**

---

આ પવિત્ર **મોટેબર** દફતર બાબે જાહેર છાપાનાં આવેલાં મત.

**નવી ચોપડીઓ.**

---

**તમામ પાક ખોરદેહ અવસ્તાએ શેહેનશાહી.**

લખનાર તથા પ્રગટ કરનાર.

**બાઇઓ દીનબાઇ તથા મેહેરબાઇ સોરાબજી એનજીનીઅર.**

આ પુસ્તક વધુ આવકારદાયક એટલા મટે થઇ પડે છે કે તે જરથોસ્તી કોમની બે ચંચળ, મેહેનતુ બાનુઓના અથાગ શ્રમનું પરીણામ છે. પોતાની દીન તરફની અચુક લાગણીથી દોરવાઇ જર અને

જહેમતના ભોગે એનજીનીયર બેહેને બહાર પાડેલું આ કીંમતી પુસ્તક દરેક જરથોસ્તીનાં ઘરમાં એક જરૂરીયાતી વસ્તુ તરીકે રહેવું જોઇએ. એ પુસ્તક સઘળા અવસ્તાથી ભરપુર છે અને તેને સંપૂર્ણ બનાવવાને એ ભલી બાઇએ મહીનાઓ સુધી જે મહેનત કરી છે તે તેમને ખચીત શોભાભરી છે. નફાની આશા વગર પોતાની પવીત્ર દીનની મોટેબરી જળવાય અને જરથોસ્તીઓના હાથમાં સારી એબારત સાથનું અવસ્તાનું એક દલદાર પુસ્તક આવી પડે તે નેમથી જે બીનસ્વાર્થી કાળજી એ જરથોસ્તી બાનુએ દેખાડી છે, તેની નકલ બીજી ઘણીક બાઇઓના બાબમાં થયલી જોવાને અમો આતુર છીયે. એનજીનીઅર બેહેનનાં આ પુસ્તકની બાઇન્ડીંગ બે જાતની છે, એક કપડાંની ને બીજી ચામડાંની. બંને બાઇનડીંગ મજબુત છે, કાગજ સારાં છે અને છપામણી પણ સફઇદાર હોવાથી તેમજ હરફ મોટા હોવાથી એ પુસ્તક જરથોસ્તીઓને હાલના સમયે ઘણું કામનું થઇ પડે એમ છે.

**કયસરેહિન્દ મુંબાઇ તા. ૭ મી સપટેમબર ૧૯૦૨.**

---

## The Bombay Vartman Press.

No. 141, Chandanvadi, *Bombay, 25-12-1902.*

**બાઈ સાહેબ, દીનબાઈ સોરાબજી જોગ. અમદાવાદ.**

જત તમોએ "તમામ પાક ખોરદેહ અવસતાએ શેહનશાહી બા એજમતી નીરંગ"ની ચોપડીઓ ત્રણ, તેમાં એક ચામડામાં બાંધેલી તથા બે કપડામાં બાંધેલી રેલવે પારસલથી મોકલાવી આપી છે તે અમોને મલી છેજી. તે માટે તમારો ઉપકાર માન્યે છીએજી.

તમોએ અમો ઉપર અવસતાની ચોપડીઓ મોકલાવી તે જોતાં ખરેખર તમોએ ઘણી જ મહેનત એની પાછલ લીધેલી જણાય છે.

તેમજ એ કેતાબ આપરા પારસી કુટુંબમાં નાહલા મોટાને વાંચવા લાયક તેમજ જાલવી રાખવા લાયક છે. **લી. દુવાગીર શેવક, મનચેરજી હોશંગજી.** વરતમાંન પ્રેસના માલેકની દુવા બંદગી.

---

## તમામ પાક ખોરદેહ અવસતાએ શેહનશાહી બા એજમતી નીરંગ

## લખનાર-મિસ દીનબાઈ સોરાબજી એનજીનીયર. પ્રગટ કરતા-બાઇ મેહેરબાઈ સોરાબજી એનજીન્યર.

ઉપલા નામની લગભગ નવસો સફાની એક મસ મોટી પાક કેતાબ અમારા અભિપ્રાય માટે મોકલવામાં આવી છે જેની પહોંચ માન સહિત સ્વીકારીએ છીયે.

ગમે એવા કહેવાતા દીન દુબાઉ ખુદા ભુલક પારસીઓ વચ્ચે પણ કેવા કેવા રતનો હજી છુપાયલાં છે તેના પુરાવો ઉપલી બાતુઓની મો પવિત્ર કેતાબ જોતાંજ આપણને ખ્યાલ આવે છે.

આ કેતાબમાં અકસર ધ્યાંન ખેચનારૂં નવું અને જાણવાજોગ ઘણું છે. ખોરદેહ અવસતા અને તમામ ખોરદેહ અવસ્તાના નામ હેથલ અત્યાર સુધીમાં જે પણ કેતાબ જોવામાં આવે છે તે કરતાં આ કેતાબમાં વિશેષ છે એમાં જરાએ સંદેહ નથી. કારણ કે એહમન યસ્ત કે જેની મોતેબરી જે જરથોસ્તીઓ સમજતા હતા તેઓ તે મેલવવાને આજદીન સુધી અતિ ઇંતેજાર હતા તે તેમની અગત્યની ધાર્મીક જીગ્નાસા કોઈ ખોરદેહ અવસતાનો પ્રવરતાવનારથી પુરી નહી પાડી શકાઇ તે એક કોમલ જાતી મિસ દીનબાઈ સોરાબજી એનજીન્યરે પુરી પાડી પારસી કોમની એક અચ્છી સેવા બજાવી છે. ઉપરાંત બીજી નવી બાબદો અને નોટો જે આ ખોરદેહ અવસ્તામાં કેવળ

શુદ્ધ ભાષામાં લખાયલી જોવામાં આવે છે તે ઉપરથી તેની લખનાર બાનુએ તે પાછળ ખેંચેલી રંજનો આપણને અજબ ખ્યાલ આવે છે.

આવી લેખક બાનુને પારસી કોમની એક મગરૂરી અમો લેખ્યે છીએ. કારણ કે આવી સંપુરણ પવિત્ર ખોરદેહ અવસ્તાની અત્યાર તુલકમાં ખુટ હતી તે કોઇ ગ્રહસ્થ લેખકે નહિં પણ એક નાજુક નારી જાતીનાં બેનાએ પુરી પાડી છે. અગરજો જરથોસ્તીઓમાં પોતાના ધરમ માટે લગાર પણ સારી દાઝ હોય, તો આ સરવોતમ પુસ્તકની એકેક નકલ ખરીદી પોતાના ધરમાં સાચવી રાખી આ પરગજુ બાઇને તેની મેહનતનો બદલો ઉત્તેજનથી વાલવો જોઇયે છે.

એવું જણાય છે કે મિસ દીનબાઇએ પોતાની જવાન વય છતાં ઇંગ્રેજી ઉપરાંત ફારસી ભાષાનો પણ અચ્છો અભીયાસ કરયો છે; જે અભ્યાસ આ તેમની કેતાબમાં બહુ કિંમતી મદદગાર થઇ પડયો છે એમાં શક નથી. આજની કહેવાતી કેલવાયલી અને ઇંગ્રેજી ભણેલી સ્ત્રીઓનો મોટો ભાગ સુધારા વધારાના રોહમાં તણાઇ ટુટી જ્યારે એક તરફથી પારસી કીર્તીનું જહાજ ડુબતું કરવાની કોશેશ કરતો જાય છે ત્યારે તેવા સમોની અંદર મિસ દીનબાઇ જેવી બાનું લેખકે તેવીજ કેળવણી છતાં પોતાના જાતી સુણુથી ધાર્મીક કામની એક કેરી અગત્યની સેવા બજાવી છે તે આ કેતાબ તપાસતાં માલમ પડે છે. માત્ર કેળવણીથીજ પારસી છોકરીઓનું સારથક થતું નથી. કેળવણી ઉપરાંત તેઓમાં જાતી ગુણ અને ધર્મ ઉપરનાં યકીનની જરૂર છે એમ મિસ દીનબાઇના દાખલા ઉપરથી જણાય છે પણ જાતી સારા ગુણ આવે ક્યાંથી ? જ્યાં સુધી ધરમ ઉપર યકીન નહિ અને ધરમ ઉપર યકીન લાવવા માટે માબાપોની જોઇતી કાળજી અને ચોંપ નહી. સેવટે અમો દરેક જરથોસ્તી વાંચનારાઓને પોતાના દીન-ધરમને લગતું

એક અતી ઉપયોગી પવિત્ર પુસ્તક પોતાના ઘરમાં સદા જાળવી રાખવાની મજબુત ભલામણ કરીયે છીયે. **જામે જાહાનુમાં ૧૯૦૪.**

---

ખાનપુર **અમદાવાદ** રોજ બેહેરાંમ માહ સપંદારમદ સને ૧૨૭૧ યઝદે.

તા. ૩૦-૮-૧૯૦૨

કુની હોકમે બેહરાંમ ફીરોજગ્રા, કે બાશદ રફીકમ બ હરદો સરા, બ બેહેરાંમ દાયમ ફતેહ બક્ષી અમ, બ જાએ હેસંસાદે રામસ્ની અમ.

અઝીઝ વ પારસા બહેન, આપની રોશન જેનની બરકતથી અને બેહદ મહેનતથી તથા પહેલું તો તે મહેરબાંન માલેકની મેહેરથી અતે તે સુંદર કિતાબ તમો બહેન બાહાર પારી શક્યાં તે તમારી ભેટ જોઇ હમો ખરાં અતકરણથી ખુશ અને શાદ થયાં છીએ. એ તમારી નેક મહેનતનો બદલો તે સાહેબ વાલેઃ અમીન. બહેન એ કિતાબ માટે આપણા ધર્મનાં મોટા અભીઆસીઓનાં મત તમોએ જેમ બને તેમ વધુ એકઠાં કરી છપાવ્યાં હોતેતો વાંચનારને સુરમંદ થઇ પડતે. એવું એક પવિત્ર પુસ્તક કે જે મોટા વીદવાંન ગ્રહસ્થો પણ એટલી સંપુર્ણ સંપુર્ણ પ્રતેહથી રચવાની દરકાર કરતા નથી તે તમો તરફથી બાહાર પડેલું જોઇ ખચીત તમને શાબાસી અને અંતકરણની ફતેહ ચાહુછું.

તમારાં નેક કુટુંબને હમારી દુવા કહી કબુલશોજી. આજે મારી એક નવી ચોપડી મોકલુંછું જેનાં જાહેર પેપરોમાં સારાં અભીપ્રાયો આવ્યા છે અને ખાંનગી રીતે પણ ઘણુંક સારાં ઉમદા મતો એ માટે પડયાં છે. એ મહિ આપણું બુલંદ જરતોસ્તી ધર્મનાં ઉમદા પવિત્ર શબકો હુમત, હુખ્ત, હવરસતનો ઉત્તમ કાયદો બરાબર દરશાવેલો તમો જોશોજી. એકાદ વખત આપનાં તેડને ખુશીથી સ્વીકારી આવીશું તે દરમ્યાંન તમો બહેનથી અત્રે આવ્વા બનશે તો હમો તમારી મુલાકાતથી બેહદ ખુશી થઇશુંજી. લી. દુવાગીર બહેન **મેહેરબાનું કા. દાવર.**

બોટેનીકલ ગારડન **શાહારનપુર** તા. ૭-૧૦-૧૯૦૨

. મહેરબાંન બહેનજી **દીનબાઇ** જત ગઇકાલે તા. ૬ થીએ તમોએ મોકલેલી તમામ ખોરદેહ અવસ્તાની પાક કેતાબ જાણે એજ ગેબી રીતે મળી છે તે મળ્યાથી જીવને એવી તો ખુશી અને હરખ પેદા થયો છે કે તે જણાવ્વાની મારી કલમમાં તાકાત નથી.

એ માહાભારત કાંમ તમો જેવાં એક બાનુને હાથ બાહાર પડેલું જોઈ હમને ઘણીજ ખુશી પેદા થાય છે. ખરેખર તમોએ આખી પારસી કોમની જોઇતી વખતે ગરજ સારી છે. જે માટે તમોને દરેક લાયક જરતોસ્તીઓનાં કેવા આશીરવાદ મળશે. પરવરદેગાર તમારી રાતદીનની મેહેનતનું તમોને મીઠું ફલ ચખાડશે. તે સમજવું મુશ્કેલ નથી. તમારા ગ્રાહકોમાં એવું કોઇ નહશે કે જે તમારી નાદર મેહેનતની પીછાણનો પુરો બદલો નહી વાળી આપવાની શક્તી નહી ધરાવે. જેમ એક ભુખ્યાં ગરીબ જાનવરને ખોરાક મલે ને અધીરાઇથી ખુશી થતું તે ખાણું ખાવા માંડે તેવીજ રીતે હમારો જીવ પણ આ કેતાબ અધીરાઇથી મેલવતાં ખુશી થયો હતો. સેવટે તમોએ પારસી કોમની સેવા બજાવ્યા માટે લીધેલી મહેનત માટે મોટો ઉપકાર માનુંછું.

લી. દોઆગો ભાઇ **તેહેમુરશ રૂસતમજી અંકલેસરીઆની દુવા.**

---

**અમદાવાદ** તા. ૧૭-૧૦-૧૯૦૨.

**મહેરબાંન નેકનામ બહેનજી દીનબાઇ,** જત તમોએ તશ્દી લઇને ખોરદેહ અવસ્તાની કેતાબ મોકલી તે મલી છે ને તે માટે હું ઉપકાર માનું છું. કેતાબ પ્રગટ કરવાની અડચણો અને મુશીબત વાંચી દલગીર થયોછું. અને વધુ દલગીર એટલા માટે છું કે તમારી ભલી નેમ ને ભલાં કામમાં જરતોસ્તીએજ તમોને વધારે હેરાંન કીધાં છે. પણ તમો હીંમત નહી હારતાં સબુરી અને ખંતથી એ તમારૂં ધાર્યું કાંમ પાર પારવામાં તમુને ખરાં અંતઃકરણથી મુબારકબાદી આપું છું.

પરવરદેગાર તમારી મહેનતનો બદલો જસ અને પુરતાં સુખમાં આપે તેમજ તે ફીરતાર તમારા જેવાં ધરમની દાઝ હૈડે ધરનારા ઘણુંક-દીન-બાઇઓ જરતોસ્તી દીનમાં પેદા કરે. આમીન ! ! !

લી. દુઆગીર ભાઇ **રતનજી કાવશજી માંડવીવાલા**ની દુવા સલાંમ.

---

**હોંગકોંગ** તા. ૯ મી માર્ચ ૧૯૦૩

સદા તનદરોસ્તી સાથે **મહેરબાંન બહેનજી દીનબાઇ.**

જત તમારા કાગળ સાથે તમોએ પ્રગટ કરેલી પાક ખોરદેહ અવસ્તાની કેતાબ પણ મલી છે. ખરેખર કેતાબ **ઘણીજ** વખાણવા લાયક અને કીમતી છે. આ કેતાબ પ્રગટ કરવા માટે ખરેખર તમો બહેનને શાબાશી ઘટે છે. આજદીન સુધી એક મરદ લેખકે નહી બજાવેલું કાંમ તમો બાનુએ પાર ઉતાર્યું છે તેથી હું તમોને મુબારકબાદી **આપુંછુંજી. એમાં ઘણી જાણુવાજોગ** બાબદોનો સમાવેશ છેજી. હાલ એજ.

લી. દુવાગીર ભાઈ **સોરાબજી ધનજીભાઇ શેઠનાં.**

---

**બાઇજી દીનબાઇ સોરાબજી એનજીનયર**—જત તમોએ વી. પી. થી. મોકલેલી પાક ખોરદેહ અવસ્તા કેતાબ મને મલી છેજી. આ ખોરદેહ અવસ્તામાં ઘણી જાણવા જોગ અને અગાઉ નહી પ્રગટ થયલી બાબદોનો સમાવેશ કરવામાં આવ્યો છે. જે વાંચી મને ઘણો મોટો સંતોષ ઉપજ્યો છે. એવું દલદાર પુસ્તક તમોએ બાહાર પાડી જરતોસ્તીઓમાં ફેલાવો કર્યો છે તે માટે હું તમોને મુબારકબાદી આપું છુંજી. સુખી રહો. એજ.

**મુંબાઇથી** લી. દુવાગીર **કા. પા. પટેલની** દુવા બંદગી.

---

અત્રે જગ્યાની તંગાશને લીધે દરેક મત આપી શકાતાં નથી. ઇ. સ. ૧૯૦૨ માં મોટું દફતર ખોરદેહ અવસતા પ્રગટ થઇતી ત્યારથી

હજીસુધીમાં વગર માંગવે આવેલાં એ કેતાબના મતમાંથી થોડાંજ અત્રે દરશાવ્યાંછે. દરેક મત છાપતાં આ જેવાં અનેક પુસ્તકો ફક્ત એ મત છાપવા માટેજ થાય તેમ હોવાથી અત્રે થોડાંજ લીધાં છે વખત પ્રસંગે સર્વ મત જાહેર કરીશ. મારી તરફથી યઝદે. ૧૨૭૫ માં, તથા ઈ. સ. ૧૯૦૫ માં પાકીટ દફતર ખોરદેહ અવસ્તા તથા ગાથાનાં હા વિગેરેની, તેમજ ત્રિસે રોજની સેતાએસની આ મુજબ બીજી ત્રણ કેતાબ પ્રગટ થઈ તેનાં આવેલાં અનેક મતમાંથી ફક્ત એકજ આગેવાન મત વાંચો.

---

દસ્તુર હાલ **પુણા** રોજ ૩-૧૨-૭૫

નેકનામી મહેરબાંન માયાળુ બાઇજી **દીનબાઇ**.

જત તમોએ પ્રસીદ્ધ કીધેલી "તમામ ખોરદેહ અવસ્તાની તથા બીજી ગાથાનાં હા, અને સેતાએસો વિગેરે ત્રણ ચોપડીઓ અમને પુગી છેજી.

આ ચોપડીઓ પાછલ તમને ઘણી મહેનત પડી હશે, એ મઘેનાં ઉચ્ચારો તમોએ બનતાં સુધી ઘણાં સુદ્ધ છપાવ્વાની કાલજી રાખી છે જેથી જરથોસ્તીઓને અવસ્તા સુદ્ધ ઉચ્ચારે ભણવાને બની આવે. આપે આ કેતાબ રચવા માટે પ્રોફેસર વેસ્તરગાર્ડ અને ગેલડનરનાં દફતરોની મદદ લીધી છે તેથી સર્વે ખાસો આમ જરતોસ્તીઓને તમારી પ્રસીદ્ધ કરેલી ચોપડીઓ ખરીદવાને હું ભલામન કરૂંછું. તમારી આ કોશેષ ઘણી સ્તુતી પાત્ર છે. તમો આપનાં પાક મહજબ ને મારે આવી કાળજી ધરાવોછો એ બીજી તમારી બહેનપનીઓને દાઢો લેવા જોગ છે. તમારાં જેવાં બાનુઓની સંખ્યા આપણી કોમમાં વધે ને ધર્મની બુલંદી થાય.

લી. દોઆગો **કેકોબાદ આદરબાદ દસ્તુર નોશેરવાનજીની** દોઆ આમીન.

આ મત દખણનાં વડા દસ્તુરજી સાહેબનું છે. લી. દી. **સો. એ.**

મોટી કેતાબ ખપી જવાબાદ તેનાં ગ્રાહકોને એ કેતાબ નહી મળવાથી તેઓ નાસીપાસ થયા અને તેઓમાંનાં અનેક તરફથી પાછી છપાવવા ભલામણ આવેલી તેમાંથી ફક્ત બે મત આપુંછું, જે નીચે મુજબ.

---

**મુંબાઇ** તારદેવ પોસ્ત ઓફીસ તા. ૧૪–૯–૧૫

મહેરબાંન માનવંત બહેનજી **દીનબાઇ.** જત ભણુવાની ચોપડીઓ ખલાસ થઇ તે જાણીને છે. પણ તમો બાઇએ જરતોસ્તી ધર્મ બાબદ જે રંજ ખેંચી છે તે તમોને માન ભરેલું છે. નારીજાતીએ ધર્મને ખાતર જે તારીફલાયક સેવા બજાવી એ વખાંણને લાયક છે. એ સંકટ ખમનારાં તમો પહેલાંજ પારસી બાનુછો તે કહેલું સરાહવાત કહેવાશે નહી. ભણુવાની ચોપડી ફરીથી બનાવવાની જરૂર તસ્દી લેજો ને જ્યારે થાય ત્યારે બે નકલ મારે માટે મોકલજો.

હમણાં આપે બાહાર પાડેલું પુસ્તક મહજબે જરતોસ્ત તમારા લખવા પ્રમાણે મી. અરજાનીની દુકાનેથી રૂ. ૩ ની કીમતે લીધી છે તે પણ ઘણી મજેની છે. ને તે તથા મી. આંતીઆવાલી ખોરદેહ અવસતા ગામ માત્ર મોકલી છે. અજાયબ જેવું એ છે જે બીજી ચોપડીઓમાં બહમન યસ્ત, નીરંગો, ધર્મ સંબંધી બાબદો નથી ને તે બધું તમારા પુસ્તકમાં છે સુખી રહો. લી. દુવાગીર **બે. પી. ભી.** ની દુવા.

---

**ઉદવાડા** રોજ ૨૮ માહ ૧, સને ૧૨૮૫ યઝદે.

સદા સરફરાજ ઉમરદરાજ નેકનામ કદરવંન ખુબીવંતા માયાલુ દીનનાં ધર્મી બાઇજી **દીનબાઇજી** જત બાઇજીનો કીમતી વખત રોકી સેવક તસ્દી આપું છું તે દરગુજર કરજોજી. તમો બાઇજીએ સને ૧૨૭૧ **યઝદેઝરદીમાં એક અમુલ્ય પુસ્તકનો સંગ્રહ કરી છપાવી પ્રગટ કીધું છે.**

ખોરદેહ અવસ્તાનું દફતર હું ભરૂચ કાંમ સારૂં રોજ ૨૨ માહ ૧ લે ૧૨૮૫ માં ગયો તો ત્યાં જમશેદ બાગમાં આદરાનમાં એ પુસ્તક મેં જોયું–એની સમજુત અને ઘણી મોટેબર બાબદો–તાવીજો એનાં ભણુતરો અને ખોલાશા સાથે બાહાર પારેઆં છે. આજલગી એવાં દફતરો કોઇ એલમા સાહેબોએ પણ બાહાર પારીઆં નથી ને આજ મારી ૬૫ વરસની ઉમરમાં જોયાં પણ નથી. આજ દફતર પહેલ વેહેલું જોયું.

મેં ભરૂચમાં એમાંનું દફતર ખરીદવાને તપાસ કીધી પણ મળતું નથી તેથી જો આપનાં પાસે હોય તો વી. પી. થી. મોકલવા કૃપા. કરશોજી. જો નવું દફતર નહીં હોય ને જુનુબી હોય તો વી. પી. જે કીમત હોય તે કીમતે મોકલજોજી. હમારા ઉડવાડામાં કે આતશ બેહેરાંમમાં એવું દફતર એકબી નથી તેથીજ લખું છુંજી. એજ.

પાક દાદર અહુરમજદ, આતશ બેહેરાંમ સાહેબ, પાક તેતરીસે ફરેસ્તા સાહેબો તમો સર્વેને ફતેહ શીરોજી તનની તનદરોસ્તી, જીવને ખુશી લાંબી જીનદેગાંની નેક મોરાદો સાથે લક્ષે. ભલી દુવા આમીન થાવો. સર્વે સાથે ખુશી રહો. એજ. લી. મોબેદ **મા. પે. માકુજી**ની દુવા.

અને યઝદેઝરદી ૧૨૮૪ માં ઈ. સ. ૧૯૧૪ ની સાલમાં મારા તરફથી પ્રગટ થયલી ધાર્મીક કેતાબ "**પાક મહજબે જરતોશ્તત વ હાલતે જરતોશ્તતીઆંને ઇં જમાન**" માટે આગેવાન વર્તમાંનપત્રો, માસીકોએ જે પ્રમાણીક તુકતેચીની કરી છે તેમજ આ કેતાબનાં ગ્રાહકો તરફથી વગર માંગવે આવેલાં મત, તથા જ્યાં જ્યાં આ કેતાબ ભેટ મોકલી તેઓ તરફથી વગર માંગવે આવેલાં મતમાંથી થોડાંક અત્રે દરશાવ્યાં છે. મહેરબાની કરી નીચલા અભીપ્રાય વાંચશોજી. **એશીઆથી આફ્રીકા સુધી અખંડ દુનિઆમાં ચોખંડ વીખ્યાતી પામેલું પુસ્તક.**

---

**માસીક માહાવારી ઢાંગસાંગ. તા. ૧-૬-૧૫.**

**"પાક મહજબે જરથોશત."** ખુદા તરફ, પોતાના પેગમબર તરફ, ફીરેસતાઓ તરફ તેની હસતીની માનયતાની મજબુતીમાં મશગુલ રહેલાં "ધરમી બાઇ" દીનબાઇ શોહોરાબજી એનજીનીયરે આ ઉપલાં નામની ચોપડી લગભગ ૪૫૦ પાનાની સુંદર બાઇનડીંગ અને એક ઘણુંજ મનન કરવા જોગ ધારમીક લખાણોની મદદથી હાલ પ્રગટ કીધી છે.

બાઇ દીનબાઇ એનજીનીયરે પોતાની બાહોશીથી લોકોને ઘણું જાણીતાં કીધેલાં છે. આ બાઇએ અવસતા ભાશાનાં ભણતરની એક મોટી ચોપડી દીનદાર જરથોસ્તીઓ માટે થોડાંક વરસોની વાતપર પ્રગટ કરી હતી. તે ચોપડીની ખરી ખુબી જે હતી તે એ કે એક ભણતર પુરૂં થતાંજ જે સાર ભણતર માટે સમજાવયો હતો તે એટલો બધો બંદગી માટે અસરકારક વાંચનારને જણાયો હતો કે તે ચોપડીઓ એવડાં દામે પણ આજે મળી શકતી નથી. બાઇ દીનબાઇનાં ધારમીક લખાણોએ અમારી પર સારી અસર કરી છે અને એક જરથોસ્તી ખુદા પયગમબર અને ફીરેસ્તાઓની બંદગી કરી જે ઇચ્છે છે તેને ખુદા અને મીનોઇ શકતી આદમ જાતને ગેબી રીતે કેમ મદદ આપે છે, તે આ ચોપડીમાં ઘણી સરસ રીતે સમજ સાથે લખેલું માનય કરવા અને દરેકને દખાણ કરવા જેવું છે. આજે જે લોકો ધરમપર પોતાની આસથા નથી રાખતાં તે લોકોનાં અશો માબાપો આ ગેતી દુનિઆમાં રંજીદા થાય છે. તેનો એક દાખલો હાલ થોડાજ મહીનાં થયા હમુને એક બુઝરગ અહસ્થે આંખમાં આંસુ લાવી નીચે પ્રમાણે કહયો હતો. "બાઇ અધીપતિ, મારી વહુઓની બાબદમાં મને આજે એક ઘણી કડવી ફરીયાદ કરવાની એ છે કે હું ભણનાર ગણનાર હજારો જનને સારો રસ્તો બતાવનાર, હું જ્યારે મારા ઘરમાં બેસું છું તે મને બેસવા ગમતું નથી. તેઓનું મને કંઇ દુઃખ નથી

પણ ધરમ જેવી ચીજો સાચવતા નહી હોવાથી હવે પછીની મારી ઓલાદ આ અધરમી વહુઓથી તમામ કુટુંબ તેવું બનશે અને સઘળો બોજો પાપનો મારે માથે લઇને જઇશ કે તારાં બચાંને ભવીશ્યમાં બરોબર સુધારયાં નહી અને તે જેહાનમાં હું શું જવાબ દઇશ." વીગેરે. આ એક મોટું ખાનદાન છે અને તેઓની આ બાબદ મને ખરી વજુદવાળી જણાઇ. પણ આ કમીનો તેઓને જવાબ આપવાને કંઇ કરી શકે તેમ ન હતું. ધરમ દુનીઆમાં આતનાંજ જીવ સાથે જોડાયલો છે, ત્યારે તે જીવ પરમ કૃપાળુ રેહેમી બાપનાં ફરમાનો સામે કેમ શેખી કરી શકે ? બહેન દીનબાઈ પોતાનાં વહાલા ધરમની પોતેજ ફરજ સમજીને નહી બેસી રહેતાં તમામ કોમને માટે જે અથાગ મહેનતનાં મીઠાં ફળો વાંચનારને સમજાવે છે તે જાણવાને ખુદા સઉને રૂડી બુધી બક્ષો.

---

જામે જમશેદ. તા. ૨૨-૯-૧૫.

**"પાક મહજબે જરથોસ્તત વ હાલતે જરતોશ્તીઆંને ઇં જમાન."**

લખનારઃ—**મીસ દીનબાઇ સોરાબજી એનજીનીયર.**

મીસ દીનબાઇએ અવસતાની ચોપડીઓ અને જરથોસતી રેવાજોનાં બીજાં લખાણો છપાવી એક ધારમીક વરતીની બાનુ લેખક તરીકે અત્યાર આગમજ નામના મેળવી છે. હાલનાં પુસ્તકમાં શરૂઆતથી ૨૫ ઉપર પાનાનો લખાણ ખુલ્લાસો આપી લેખકે અમને ગભરાવી મારયા છે. વળી એક બીજી વાત " અશે શક્તી" ને લગતી છે, જે આ બાઇને દેખાવ દઇ ધરમનાં દરેક સવાલનો ખુલાસો આપે છે, જે 'અશો શક્તી'ની મદદ લેખકે દરેક ઠેકાણે કબુલ રાખી છે. ત્રીજી બાબદ સમરણુની છે જે આજના જમાનાનાં સુધારા વાલાઓ-

નેજ રૂચે તેવી નથી. ચોથી બાબદ આ ખુલાસામાં આવેલી છે અને જે વાંચી હમારા કાન ઉભા થયા છે. " અશો શકતી"ની મદદથી લેખક જણાવે છે કે " મારી આગલી જીંદગીઓ ગઇ છે, તેમાં કેતાયુન, સીતા, દમયંતી, નરસીહ મેહેતાની દીકરી કુંવર બાઇ, વીગેરે બીજા ઘણા જનમો છે! અને છેવટ અવતાર બારીસટર ચીઝલ એમ. એન. સટી છે અને તે પછી મારી આ ચાલુ જીંદગી છે." આ ખુલાસા છતાં સાડી ચારસો પાનાનું બાકીનું સઘળું લખાણુ હમો વાંચી ગયા છીયે. જેમાં જરથોસતી દીનની ઘણી જાણવા જોગ બાબદો સમાવેલી દીસે છે. બુનદેહેશની પહેલી કેતાબપરથી તેમજ પારસી નામાઓ, પહેલવી તથા અવસ્તા કેતાબના તરજુમા, જામાસપી તેમજ નજુમીની કેતાબોપરથી ઘણીક બાબદો લીધી છે, આ સઘળું તારવી કાઢી એકઠું કરતાં લેખકને ભારે રંજ ખેંચવો પડયો હશે. અલબતાં ધરમની બાબદના અભયાસીથીજ આવી બાબદો લખી શકાય. ભણતરના મોજેજા, અશો જરથોસતની જીંદગીનો હેવાલ, જરથોસતી દીનની શરેશરાઇ, દીનના ફરમાનો, બંદગીના ફાયદા વીગેરે બાબદો વાંચવા લાયક છે, અને દીનદાર ચુસત એકીનવાળા જરથોસતીઓને એમાંથી ઘણું જ્ઞાન મળી શકશે. આ કેતાબ અમદાવાદમાં છપાઇ છે અને તેની કીંમત રૂ ૩ા છે.

---

## ગ્રાહકોનાં મત સેંકડોમાંથી થોડાંક વગર માંગવે આવેલાં.

**મુંબઇ** તા૦ ૨૫-૧૦-૧૩.

બહેનજી **દીનબાઇ** આપે પાક મહજબે જરથોસ્તનું પુસ્તક પ્રગટ કર્યું છે તે સમજી ખુશી છું. એવું અભ્યાસને લાયકનું પુસ્તક તમો બહેન તરફથી પ્રગટ થયું છે તે માટે તમને હું મુબારકબાદી આપું છું.

**લી૦ કા. પા. ફરેજીંઆ.**

સમોલકોઝ કોરટ **મુંબઇ** તા૦ ૧૪-૪-૧૪.

' મેહેરબાન બેહેનજી **દીનબાઇ** તમોએ મોકલેલી પાક મહજબે જરથોસ્ત કેતાબ મળી છે, વાંચી ઘણુંજ જાણવાનું તેમજ શીખવાનું મલ્યું છે. ખુદરતે તમોને એવા સહીઆરાં હેઠળ જન્મ આપ્યો અને તમોને આટલી બધી રીતે માહીતગાર કીધાં તે માટે અમોતે દાદાર અહુરમજદનાં હજારો હજાર શુક્ર કરીએ છીએ અને એવી બીજી ધરમની બાબદની પવીત્ર ચોપડીઓ તે પ્રગટ કરવાને કુદરત પોતાની યથાશક્તિથી તમોને ફતેહમંદ કરે. લી૦ **દો. તે. દસ્તુર.**

---

**ઓરંગાબાદ** તા૦ ૧૮-૪-૧૪.

સદા વ્હાલાં બેહેનજી **દીનબાઇ** ચોપડી આજ રોજે વી. પી. થી મળી છે ને ઘણી મજેની વાંચવાલાયક છે. ખુદરતે તમોને ઘણી સારી અક્કલ આપી કે તમો મુરંબી બધાંને સારી અક્કલ બતાવો છો. ખુદા સુખી રાખે. લાગ ફાવે અમો સરવેને એ માટે ભલામણ કરીશુંજી.

લી૦ **બહેન આવાંબાઇ ઓરચશાહ.**

---

**મુંબઇ** તા૦ ૧૯-૪-૧૪.

વ્હાલાં બેનજી **દીનબાઇ** આપના મુબારક હાથનુ વી. પી. ચોપડી મહજબે જરથોસ્ત નંબ બે પુગી છેજી. જો કે મેં બરોબર વાંચી નથી પણ ફક્ત ઉપર ટપકેથી જોતાંજ આપણાં પાક ધરમની દરેક બાબતો ઘણીજ સરસ રીતે આપ બેને રચી છે તે જોઇ હું આતી આનંદ થું. તે પાક પરવરદેગારની મદદથી હું આપ બેહેનને ટુંકમાંજ જણાવીશ કે તે **માલેક ભવીશ્રમાં** તમોને એથી પણ સરસ પુસ્તકો જાહેરમાં લાવવાને મદદ કરે. જો કે આપણો જરથોસ્તી ટોળો નાનો છે તોપણ

આવી સારી બુકો બહાર પાડી આપણી કોમનાં હાલનાં સંજોગોમાં ફેરવાયલા આચાર વિચારો પાછા પોતાની અસલ રૂઢીપર આવે એવું ચાહું છું. અમારા વાંચન વર્ગમાં આ કેતાબ અત્યંત લોકપ્રીય થઇ પડી છેજી

લી૦ બાઇ **અરદેસર હોરમસજી મરચંટ.**

**મુંબઈ** તા૦ ૩-૩-૧૫.

મેહેરબાન ભાગ્યશાળી બેહેનજી **દીનબાઇ** પાક મહજબે જરથોસ્ત કેતાબ મેં ખરીદી છે, તેમાં તમારી જીંદગીનો ભક્તીભાવનો હેવાલ વાંચી ઘણી તાજુબી ઉત્પન્ન થઇ છે. આગલા ભવમાં મોટા જન્મો ભોગવી હાલમાં જરથોસ્તી બાનુ બનીને આવો કીમતી ગ્રંથ રચ્યો છે એ બહુજ શાબાશીને પાત્ર છે. તમો બાનુ અશો શક્તીની પનાહમાં છો અને ધારમીક બાબદો માટે ઘણું સોસયું છે, અહીંમાં કેટલાક શખસોને અમોએ ધારમીક-સવાલો પુછેલા પણ તેઓએ ઉડાઉ જવાબો આવ્યા છે તેમજ ગોળ ગોળ બાશામાં વાતો કરે છે. જ્યારે આ કેતાબમાં તો ખુલ્લેખુલ્લું દરશાવેલું છે, કેતાબ ઘણી સારી છેજી.

લી૦ બાઇ **અ. પે. કોટવાલ.**

---

**વડોદરા** તા૦ ૨૮-૭-૧૫.

મહેરબાન બેહેનજી **દીનબાઇ** "મહજબે જરથોસ્ત" અને ખોરદેહ અરસતા બેઉ કેતાબોની દરેક બીજી એકેક નકલ મોકલજેજી. "જરથોસ્તી ધરમના અમુલ્ય જવાહીરોને દટાઇ ગયલાં તમોએ શોધી કહાડીને જે ખરી જરથોસ્તી સેવા બજાવી છે તેને માટે આખી જરથોસ્તી કોમ તમારો જેટલો હેસાન માને તેટલો થોડો છે, આજના દસતુર દાવરો અને વીદવાન તેમજ મોટા શ્રીમંત શેઠો મોજ શોખ

અને સરકાર દરબારમાં કજીઆમાં રોકાયા છે તયારે તમો નેકબાઇએ ખરેખરી સેવા વખતને અનુસરતી બજાવી છે. શાબાશ. ખોદા તમુને સુખી રાખે લાંબી જીંદગી બક્ષે. લી૦ બાઇ, **બે. એ. ગારડ.**

**મુંબઇ** તા૦ ૨૦-૮-૧૫.

મહેરબાન બેનજી **દીનબાઇ** તમોએ જરથોસતી ધરમ ઉપર આટલો બધો એતેકાદ ધરાવી કાળજીથી આ ઉમદાં પુસતક બહાર પાડી સરવે જરથોસ્તી બાઇ બહેનોને વાંચવાની તક આપી છે તે ખચીતજ ઘણું ખુશી થવા જોગ છે. **લી. દી. હો. એનજીનીયર.**

**મુંબઇ** તા૦ ૩૦-૮-૧૫.

માનવંત બ્હેનજી દીનબાઇ, લખવાને ખુશી ઉપજે છે કે મહજબે જરતોસ્ત જેવી કેતાબ તમોએ બાહાર પાડી છે. તમો એવા નેક કામ દુનીઆમાં જાહેર કરોછ તેનાં હમો જરથોસતીઓ તમારો ઘણો મોટો ઉપકાર માનીએજી. દાદાર ઘણું સુખ આપો. **આઇમાય. ન. તવડીઆ.**

**વાંદરા,** તા૦ ૬-૯-૧૫.

માહરાં વહાલાં બ્હેનજી **દીનબાઈ,** તમારી ખોરદેહ અવસતા માટે હું ખરાં જીગરથી લાંબો વખત થયો રાહ જોતી હતી. તમો તરફથી નીકળતી નવી મહજબે જરતોસ્તી કીમતી પુસતકોની નકલ દરેક દરેક કુટુંબે પોતાના ઘરમાં રાખવીજ જોઇયે. અને ખુશાલી સાથે જણાવુંછ તેવી **નકલો તમારા આમળ નીકળેલા ખોરદેહ અવસતા બા એજમતી નીરંગ પુસ્તકોની મારા ઘરમાં છે. બ્હેનજી** તમારી પીછાનનું મને માન નથી **વણ મગરરી સાથે લખું છું કે આપણી** કોમમાં **એવા થોડાંજ બાનુ**

એ હશે કે જેવો પોતાના ધરમ પાછળ આટલી રંજ ખેચે.

તમો મહેરબાંન બેનજીનાં દરેક પુસ્તકો ધરમાં રાખવા લાયક છેજ. તેમાં મુખ્ય કરીં બચરવાલ કુટુંબમાં દરેક માબાપે પોતાનાં બચાંને તમો જેવાં ધરમી બહેનનાં પુસ્તકોની અજમાયશ કરાવી પોતાનાં ધરમપર વધુ એતેકાદ રાખતાં બચપણુથીજ શીખવવું જોઇયે કે બીજા સુધારા સાથે જરથોસતી ધરમનો પણુ વધારો થતો રહે. દાદાર તમોને વધુ ફતેહ સાથે દરેક જરથોસતી તરફનો જશ બક્ષે. આ શુભ કામમાં ફતેહ મેળવો.

તમારી ખોરદેહ અવસતાની ઇંતેજારીથી રાહ જોતાં દુવાગીર બેન

**મેહેરબાઇ પે. વહડિયા.**

---

**મુંબઇ,** તા૦ ૧૦–૯–૧૫.

મેહેરબાન બેનજી દીનબાઇ, મહજબે જરતોસ્ત કેતાબની બીજી નકલો મોકલજોજી. જે ઉંચ કામ તમો માથે ઉઠાવેછ તેમાં તે ફીરતાર તમોને સંપુરણુ ફતેહ સદાકાળ આપે ને એવા મોતેબર કામો તમારાથી થાય. તે માયાલુ દાદાર નવાં બેસતાં સાલમાં નવી ભલી મુરાદો સાથે ફતેહ ફીરોજી મેળવવાને નશીબવંત કરે ને તમારાં જેવાં બેજાંના સઉ નર નારીઓ થવાને ભાગય વંત થાય, નવું સાલ મુબારક આમીન.

લી૦ દુવાગીર બેન, **મ. પે. મહેતા.**

---

**પુના,** તા૦ ૧૧–૯–૧૫.

બેનજી **દીનબાઇ,** તમારી મહજબે જરતોસ્તી ચોપડીમાં સુધારાવાળાઓને ચીમકી આપો છો તે વાંચી ખુશી છીયે. ખુદાની તારીફની આ ચોપડીમાં ખુદરતનું ગ્નાન ઘણું મળે છેજી. મેં એક ચોપડીમાં વાંચ્યું છે. શાહનામું રચનાર શાયર ફીરદોશીએ ખુદાની ઘણી તારીફ

કરી જેનાં બદલામાં સારૂં બેહેસ્ત મલ્યું તેમ તમોને પણ બલ્કેજ બદલે મળશેજી. સાલ મુબારક આમીન. લી૦ **ભાઇ દા. મ. બીલીમોરયા.**

**મુંબાઇ,** તા૦ ૧૬-૯-૧૫.

મહેરબાન બેનજી, **દીનબાઇ** તમે મોકલેલી બંને ચોપડીઓ સહી સલામત મળી છે તેથી શેવક ઉપકાર માને છે, આ કેતાબ ઘણી ઉત્તમ છે. આપણી નાની કોમમાં તમારાં જેવાં ધરમી બાનુઓની સંખયા વધે. દરેક ફતેહ ચાહતા દુવાગીર. **ભાઈ શાવક અ. મુલ્લાં.**

**ગણદેવી,** તા૦ ૧-૧૨-૧૫.

સદા મહેરબાન બેનજી, **દીનબાઇ** મહજબે જરતોશત ચોપડી મેં વાંચી હું દરેક ભાઇઓને એક કોપી ખરીદવા ભલામણ કરૂં છું. બુક વાંચી તમો નેક બહેનજી વીશે ઘણુંજ માન ધરાવું છું ખુદા તમો નેકની રાહરોશન કરે એવી દુવા સાથે **ભાઈ ખરશેદજી માણેકજી.**

**ઇંદોર,** તા૦ ૬-૧૨-૧૫.

મહેરબાન બહેનજી, **દીનબાઇ** મેં મહજબે જરતોશત ચોપડી વાંચી અને તે મને ઘણીજ મનપસંદ છે. હું બીજાંપર ભેટ મોકલવા મંગાવું છું જેથી બીજી નકલ મોકલજોજી તમો બહેનનું ભલું ચાહનાર ભાઇ.

**ના. એ માણેકશાહ**

**દેવલાલી,** તા૦ ૭-૧૨-૧૫.

નેક અશો બહેનજી, **દીનબાઇ** "મહજબે જરથોસત" વાંચતા પેલી દુનીઆનું ઘણુંક ગ્નાન મલે છે. ખોરદેહ અવસ્તા મોકલજોજી.

**લી૦ ભાઇ. દી. ઉમરીગર.**

બાયખલા **મુંબઇ,** તા૦ ૧૭-૨-૧૬.

મહેરબાન એનજી **દીનબાઇ,** જત તમો બહેનજીએ પ્રગટ કરેલી કેતાબ "મહજબે જરતોસ્ત"નો દીબાચો વીગેરે વાંચી ઘણો ખુશી થયોછું કે આપણી કોમમાં આવાંભી ધારમીક બાનુ લેખકો છે કે જેઓ ધારમીક ગ્યાન સંપાદન કરી આપણા ધરમ પુસતકોભી પ્રગટ કરી શકે છે અને તેથી હું તમો માટે ખુદાના શુકર કરૂંછ ને તમો બહેનજી માટે ઇચ્છું છું કે ખુદાવદે કરીમ તમોને લાંબી જીંદગી અને સુખી તનદરોસતી બક્ષે જેથી એવાં ઘણાંક પુસતકો તમો પ્રગટ કરી શકો આમીન. આ કાગળ પુગવે બહેનજી તમારી મહજબે જરતોસ્ત ચોપડીની બે પ્રટ વી. પી. થી મોકલી આપજોજી. લી૦ સેવક, કા **રૂ. બીલીમોરીઆ.**

---

બનામે ખુદા, કામ શરૂ કરેછ બંદા.
ઓ ખુદરતનાં ખાવીંદ, ઓ આકાશી બાપ,
દરેક તારા જરથોસતી બંદાને એવીજ નેક બુધી આપ.
જે રાખે ને રખાવે સઘળાં એક બીજાંની પાસ
તમામ નેકીને નીતીથી ભરપુર "ભલું મહજબે જરતોસ્ત કેતાબ"
ઓ ખુબીના ખાવીંદ ઓ પાક પરવરદેગાર.
પેદા કરજે એવી બીજી દશ દીનબાઈ દીનદાર.

**મુંબઇ,** તા૦ ૨૧ મી ફેબરવારી ૧૯૧૬.

મહેરબાન એનજી **દીનબાઇ**

જત તમારાં તારીફ લાયક પુસતક "પાક મહજબે જરથોસ્ત" વીશેની જા. ખ. તા૦ ૧૮-૨-૧૬ ના જામે જમશેદ નયુસમાં વાંચી છે, તુરતાતુરત એ કેતાબની એક નકલ વળતા પોસટે રવાના કરજોજી સુખી રહો આમીન. **લી૦ ભાઈ ર. પી. પાચાજી:**

---

**નવસારી** તા. ૨૧-૨-૧૬.

**સદા** મહેરબાન નેક વહાલાં બેનજી **દીનબાઇ** તમારા બખતાવર હાથથી પ્રગટ થયેલી કેતાબ "પાક મહજબે જરથોસ્તની વધુ એક નકલ વી. પી. કરજોજી. એ પાક કેતાબપર મારૂં દીલ ઘણું લાગું છે બીજી ત્રીજી અફલાતુ ચોપડીઓ વાંચવા કરતાં હમોને ધરમ પુસ્તક વાંચવાનો ઘણો શોખ છે ને તમો જેવાં નેક બહેનજીએ તે આપણાં જરથોસ્તી આલમની ખાહેશ બર લાયાં છે તેનો બદલો પાક દાદાર અહુરમજદ લાંબી જીંદગી બક્ષી વાળી આપે.

લી. બહેન, **સુ. કા. લા. ની દુવા.**

---

**મુંબઇ** તા. ૧૮-૨-૧૬.

**મીસ દીનબાઇ સો. એનજીનીયર.**

બેહેનજી, આપની ચોપડી 'પાક મહજબે જરથોસ્ત' કેતાબ જે જરથોસ્તીઓ બુલંદ જરથોસ્તી ધરમની ખુબીઓથી અંજાણ હોય, તેઓને વગર શકે એક રાહબર તથા આશીરવાદ સમાન થઇ પડશે, જે જરતોસ્તીઓ પોતાનાં આ દુનીયાના સવારથને ખાતર જરતોસ્તીમાં ખપીને બીજા ધરમોપર પોતાનું ધયાન દોડાવે છે, યાને જેઓ પોતાની હરેક જાતની મોરાદ બર લાવવા માટે અથવા તો કાંઇ મુસીબત દુર કરવાને માટે બીજા ધરમોમાં ક્રીયાકામ કરાવે છે તે લોકોની **આંખો ખુલ્લી થશે**, કે આપણું ધરમમાં ભણતરની ક્રીયાઓ તેવા નેક કામોને માટે કાંઇબી પ્રકારે ઉતરતી નથી. આપણાં પવીત્ર ધરમની ક્રીયાઓ miracles કરી બતાવે છે. આપણો ધરમ આપણી કોમને સમજાવવાની જાહેર રીતે ચાલુ કોશશો થવી જોઇએ, કે તેથી કરીને આપણાં ધરમપર આપણાં જરથોસ્તીઓ એતેકાદ રાખતાં શીખે.

તમો બેહેનજીની ઓળખનું હું માન ધરાવતો નથી પણ આપણાં ધરમ તરફનાં તમારા ઉંડા અભયાસપર હું ઘણા માન તથા અજાયબીની નજરે જોવું છું. વળતા ટપાલે એક કોપી વી. પી. થી રવાના કરજોજી.

લી. સેવક, **અ. એ. મીસ્રી.**

---

**કરાંચી,** તા૦ ૨૧–૨–૧૬.

મેહેરબાંન નેક ધરમી બાનુ મીસ **દીનબાઈ,** બેહેનજી, જામેમાં ' મહજબે જરથોસ્ત '' ની જા. ખ. વાંચી ઘણા ખુશી છીયે. પરવર તમોને ઘણી લાંબી જીંદગી બક્ષે ને એવાં અનેક ધરમ પુસ્તકો રચતાં રહો એવી મારી દુવા છે. એ કેતાબની એક નકલ વી. પી. થી તુરતાતુરત રવાનાં કરજોજી. તમો બેહેનજીએ આગળ છપાવેલી પાક ખોરદેહ અવસતા અમો પાસે છે ને તે સાચવીને રાખેલી છે કારણ હવે મલી શકતી નથી. એ કેતાબ પણ ઘણીજ ઉમદા છેજી.

અમોને સરવને ઘણી પસંદ પડેલી છેજી. પરવરદેગાર એવી શુભ અક્કલ સર્વેને બક્ષે ને એવાં નેકીનાં કામ કરતાં રહો એવી અમારી દુવા છે. આમીન ! લી. દુવાગીર ભાઈઓ, **મેશરસ જે. બરજોરજી એંડ સનસનો સલામ.**

---

ચાંચપુગલી પોતાનાં બંગલામાં, **મુંબઇ,** તા૦ ૧૯–૨–૧૬.

સદા સુખી સુરબી મારાં વહાલાં બેહેનજી **દીનબાઈ,** આપના સીરછત્રને અને તમને ખોદાએ માંદગીથી આરામ કીધો તે તમારી આપણાં ધરમ તરફની બજાવેલી સેવાને લીધે છે. આપના જેવાં પવીત્ર બેહેનને ખુદા સારી તનદરોસતી લાંબી જીંદગી બક્ષે કે જેથી ધરમનો બોધ પુસતકો મારફતે આપણી પારસી કોમને મલે.

આપના તરફથી ત્રણવાર વી. પી. થી આવેલી કેતાબો પુગી છે. વધારે તસ્દી આપવાની કે "પાક મહજબે જરથોસ્ત" કેતાબની એક નકલ વધારે વી. પી. થી મોકલી આપજોજી. બેહેનજી, વારંવાર મંગાવેલી ચોપડીનું જાણવું જે તમારી ચોપડી ઘણીજ સરસ હોવાથી જેની તેની માંગણીથી અપાઇ જાય છે. માટે એક નકલ વધુ વી. પી. થી મોકલજોજી. લી. બેહેન, **દે. રૂ. ઇરાની.**

---

૩૬-૩૪ કાલબાદેવી રોડ, **મુંબઇ**, તા૦ ૨૭-૨-૧૬.

મેહેરબાન બેહેનજી **દીનબાઇ,** તમોએ વી. પી. થી મોકલેલી "પાક મહજબે જરથોસ્ત, કેતાબની એક નકલ પહોંચી છે ને હાલમાં વાંચવાની ચાલુ કરી છે, જોકે તે મેં પુરેપુરી નથી વાંચી પણ હજુ તો ઉપર ટપકે વાચતાં એ ચોપડી માટે હું એવું માનું છું કે એક સાચો જરથોસ્તી પોતાના મકાનમાં એ એક ચોપડી નહી રાખે ને મજ તેને વાંચવાની દરકાર નહી કરે તો તેવા જરથોસ્તી ખરેખર કમનસીબ છે એમ હું માનું છું. ભેટ આપવા લાયક આ કીમતી ચોપડી છે, માટે બેહેનજી, બીજી બે ચોપડી મારા ઉપર લખેલા સરનામે મોકલજોજી ને તમારી ખોરદેહ અવસ્તા જે મારી પાસે છે અને તેમાંની બીજી નકલ જોઇયે છે જે મળી શકતી નથી તેથી તે પણ હોય તો સાથે મોકલજોજી. હમેશા ફતેહ પામો.

લી. **ન. બે. મીસ્ત્રી** ની સલામ સાથે.



**'મહજબે જરતોશ્ત' કેતાબ જેઓ પર ભેટ મઇ તેઓનાં વગર માંગવે લખાઈ આવેલા જવાબો અને મતમાંથી થોડાંક નીચે મુજબ વાંચો.**

---

**મુંબાઇ**, તા. ૨૯-૧-૧૪.

મહેરબાન બેનજી, આશરે દશ વરસની વાતપર તમોએ પ્રગટ કરેલી એજમતી નીરગી અને ખોલાસા સાથની ખોરદેહ અવસ્તાની જે ચોપડી ભેટ કીધીતી તે સરવેની પ્રસંશા પામી છે અને તમો બહેને જે બીજી ચોપડીઓ બહાર પાડવાની તઇયારી કરી છે તેમાં દરેક ફતેહ ઇચ્છું છું. આજની પારસી છોકરીઓ પોતાનાં જરથોસતી ધરમને કે જે બેદોથી ભરપુર છે તે નહી સમજવાને લીધે અધુરી કેળવણી લઇ ન છાજતું લખાણુ કરે છે તેમજ પોતાના ધરમ તરફ ડામાડોળ થાય છે તે અઇઆમમાં તમો બહેને ગોયા આવાં કીમતી પુસ્તકો પ્રગટ કીધાં છે તે તમને તેમજ સ્ત્રી જાતીને ખરેખર ખુશી થવા જેવું છે. મારી ખાત્રી છે કે સહેજમાં હજારો નકલો ખપી જશે અને હું મારા દરેક મીત્રોને તે લેવા ખરીદવા માટે ચેતાવીશ.

**લી. નવરોજી સોરાબજી મસાણી.**

---

**અમદાવાદ**. તા. ૭-૩-૧૪

મહેરબાંન વ્હાલાં બેનજી **દીનબાઇ**,

જત તમોએ તસદી લઇ મારે માટે તમારી બનાવેલી ધાર્મીક અને સુંદર કેતાબ મહજબે જરતોસ્ત મોકલી તેથી મહેરબાંની થઈ છે. ખુશીથી એ કેતાબ વાંચીશું. તમારાં ધાર્મીક લખાંણો વાંચવા

લાયક છે. તમારી ખોરદેહ અવસ્તા પણ ઘણી મજાની અને બોધદાયક છે. ખુશી અને સુખી રહો એજ.

લી. દુવાગીર **સુનાબાઇ જાહાંગીરજી વકીલ.**

---

**અમદાવાદ.** શાહીબાગ ૭-૩-૧૪

નેકનામ મહેરબાંન બેનજી **દીન**બાઇ.

જત તમોએ મોકલેલી સુંદર ધાર્મીક લખાંણોથી ભરપુર કેતાબ મહ્રજએ જરતોસ્ત મને મલી છે. બહુ મહેરબાંની સુખી રહો, ખુદા ફતેહ આપે. તમારી ભલી દુવાઓ માટે ઉપકારી છું.

લી. ભાઇ **નવરોજી પેસતનજી વકીલ.**

મુરબીજી સર નવરોજીનો ઉપલો જવાબ છે. દી. સો. એ.

---

**અમદાવાદ.** તા. ૨૨ મી માર્ચ ૧૯૧૪.

સદા નેકનામ વ્હાલાં બેનજી **દીન**બાઇ,

જત બહેનજી તમો બહેને ઘણી તસ્દી લઇ મારે માટે તમો તરફથી પ્રગટ થયલી કીમતી સુંદર ધાર્મીક કેતાબ ભેટ મોકલી તે માટે હું તમો બહેનજીનો ઉપકાર માનુંચ. તમે કેટલી બધી તસ્દી કોમ માટે લીધી. બેનજી ધરમ સંબંધીની આવી સુંદર કેતાબ પ્રગટ કરવા હું તમો બેનજીને મુબારકબાદી આપુંચ. એ બુક હમો ઘણી ખુશી સાથે વાંચીશું ને ફરી એ માટે તમો બહેનજીનો ઉપકાર માનુંચ. સર્વેની દુવા વાંચશોજી. હાલ એજ. લી. સદા ભલુ ચાહનાર દુવાગીર બહેન **પીરોજબાઇ અરદેસર લાલકાકાની** દુવા.

---

નવરોજી બીલ્ડીંગસ તા. ૨૩-૩-૧૪

નેકનાંમ વ્હાલાં બેહનજી **દીનબાઇ,**

તમો બહેને તસ્દી લઇ અમારે સારૂ આપરા પાક મહજબની જે કીમતી અને સુંદર કેતાબની ભેટ મોકલી તેમજ શુભ જમશેદી નવરોઝનાં નવાં વરસની મુબારકબાદી ચાહી તે માટે અમો સર્વે તમારો ઘણો મોહોટો ઉપકાર માનીએ ને તે હમે ઘણી ખુશી સાથે વાંચીશુંજી. ફરી એ માટે મહેરબાંની સમજીએચ. ઉમેદ રાખુંચ કે ઘરમાં બધાં ખુશી તનદરોસ્તીમાં હશોજી. લી. તમારૂં સદા ભલું ચાહનાર બહેન **દીનબાઇ સોરાબજી લાલકાકાની** દુવા.

---

નેપયનસી રોડ મલબાર હીલ.

**મુંબાઇ** તા. ૨૩-૩-૧૪

માયાળુ વ્હાલાં બેનજી **દીનબાઇ.**

જત તમોએ તસ્દી લઇ મારે માટે આવી સુંદર ધાર્મીક કેતાબ ભેટ મોકલી તે માટે તમારી ઘણી મેહેરબાંની માની, ઉપકાર થયો છે. તેમાં તમારી ભલી દુવાઓ માટે ઉપકારી છું. ચોપડી મને મન પસંદ છે. ભલી દુવા સાથે દુવાગીર બહેન **આઇમાય ફીરોજશા મેહેતા.**

---

મજકુર જવાબ ભલાં અને લાયકીવાલાં બાનુ લેડી મેહેતાનો છે.

**દી. સો. એ.**

---

**અમદાવાદ.** તા. ૨૪ માર્ચ ૧૯૧૪.

નેકનામ સદાનાં લાયકી વાલાં બહેનજી **દીનબાઇ,**

આશા છે કે તમો સર્વ ખુશીમાં હશો તમો બહેનજીએ ઘણીજ તસ્દી લઇને મારે માટે ખરેખરી ઉમદા ચોપડી મોકલી તે મને પોં-

હોતી છે. તે વીશે તમો બ્હેનનો ઘણોજ મોટો ઉપકાર માનુંચ. ખ-રેખર ચોપડી ઘણીજ વાંચવા લાયકની છે. એ નેક કાંમનો બદલો તે પાક દાદાર અહુરમજ્દ તમને ગેબી આપશે, તમારી દરેક મુરાદ પાર પડશે.

આ ચોપડીનું ઉમદા લખાંણુ વાંચવા લાયક અને જેટલી તારીફ કરૂં તેટલી થોડી છે. ખરાં દીલથી લખુંચ કે આપનો મહજબ જર-તોસ્તી દીન ડુબી ગયલી આ ચોપડીનાં લખાંણથી જાણે હમણાં પાછી સજીવન થઇ જશે. એવાં નેક કાંમ કઇ બધાંથી બની શકતાં નથી. તમારાં જેવાં નેક માણસથીજ બની શકે તનદરોસ્તીની સાથે લાંબી જીંદગી ભોગવી એવાં નેક કામ કરતાં રેહેજો. એ મારી ખરાં અંતઃકરણની નેક દુવા તમુને ને તમારાં કુટુંબને આમીન હોજો. ફરી તમો બેહનનો ઉપકાર માનુંચ. મારી ઘણી ઘણી નમનતાઇ સાથની દુવા ઘરમાં સર્વેને કહી તમો પોતે પણ કબુલ કરજોજી. એજ

લી. દુવાગીર બહેન **જરબાઇ બરજોજી** કારંજાવાલા.

---

**અમદાવાદ.** તા. ૨૫-૩-૧૪

નેકનાંમ મહેરબાંન બહેનજી **દીન**બાઇ સોરાબજી એનજીનયર જોગ,

જત તમો બહેનજીએ તસ્દી લઇ તમારી પોતાની પ્રગટ કરેલી આપણાં જરતોસ્તી મહજબને લગતી સુંદર ધાર્મીક લખાંણોની કેતાબ ભેટ મોકલી તે માટે હું અને મારા ધણીઆણી તમારાં ઘણાં આ ભારી છીએ. બીજી મોકલેલી કેતાબો માહરાં માયજી માસીજીઓને પણ પહોંચાડી છે તે **જાણશોજી** હાલ એજ.

લી. દુવાગીર ભાઇ **બેહરામજી સો. લાલકાકાની** સલાંમ વાંચશોજી.

---

ગુલસન, પેડર રોડ **મુંબાઇ.** ૨૯-૩-૧૯૧૪

**મહેરબાંન માનવંત બાઇ દીનબાઇ,**

તમારાં તા. ૨૦ મીનાં કાગજ માટે અને તમારી કેતાબની ભેટ માટે ઉપકાર માનુંછુંજી આપણાં જરતોસ્તી મહજબને લગતી રોજનાં વપરાસની આવી સંપુર્ણ માહીતી ધરાવતી આવી સુંદર કેતાબ રચવા માટે હું તમોને ખરાં જીગરથી મુબારકબાદી આપું છું, હું તમોને જુદીજ રોસ્નીમાં જોવું છું. ખુદા કરે ને તમારી બીજી બહેનપણીઓ તમારે પગલે ચાલે. પારસી કોમમાં તમો એક ઑનર છો. બેશક વીશેશ તકરારોમાંથી હમેશાં તમોને પસાર થવાનું છે, છતાં તનર્યા તસ્દી વેઠી, જાતી સુખનો ભોગ કરી જે આવો ઉમદા ગ્રંથનો સંગ્રહ કર્યો તે વખાણુને લાયક છે. આવા ડામાડોલ વખતમાં આ પુસ્તક ઘણું ઉપયોગી છે. તમારાં જેવાં બાનું પારસી કોમની એક ખરી મગરૂરી છે. તમારી ભલી દુવાઓ માટે હું તમારો ખરો આભારી છેઉં.

તમારો દુવાગીર સેવક **દી. ધં. દાવર.**

મીસ દી. સો. એનજીનયર.

---

ઉપલું મત આપણાં મરહુમ મુરબ્બી **જસતીસ સર દીનશા ધનજીભાઇ દાવરનું** છે. એવણુ મુરબ્બીજીએ કેટલીક કેતાબો ખરીદીને પણુ આ કેતાબને ઉતેજન આપ્યું છે. ખુદા આ રૂહને શાંતી બક્ષો ને સુખથી રાખો. **દી. સો. એ.**

---

**અમદાવાદ.** રોજ રાંમ.

નેકનામ વ્હાલાં બહેનજી દીનબાઇ.

તમોએ તસ્દી લઇ મારે સારૂ તમોએ પ્રગટ કરેલી નવી ચોપડી ભેટ મોકલી તે આવી ધાર્મીક ઉમદા અને વખાણવા લાયક ભેટ માટે

ઘણો મોટો ઉપકાર માનું છું. તમારા લખવા મુજબ બીજી બે ચોપડીઓ પહોંચાડીશજી. તમારી ભલી દુવા માટે પણ ઘણી આભારી છું.

લી. દુવાગીર બહેન **ધનબાઇ અરદેશર દલાલ.**

---

**સુરત,** તા. ૨-૪-૧૪.

બહેનજી, તમારી ખાસ બનાવેલી, સારા ઘાટની અને આજના વખતને અનુસરતી કેતાબ નામે " પાક મહઝમે જરથોસત " મને પુગીછેજી તે માટે ઉપકાર માનુછુંજી. હાલ એવાં પુસ્તકોની ખરેખરી જરૂર છે. મેં ફકત ઉપર ટપકેથીજ જોયું છે પણ ઘણું સરસ અને મને મનપસંદ ખાસ વાંચવા લાયક પુસ્તક છેજી. તમો એક બાનુ તરીકે ખાસ ધરમનું ગ્નાન ધરાવો છો અને વળી એક બાનુ તરીકે પુસ્તકોના કરતા છો. હું મગરૂરીથી લખું છું કે તમોને ખુદાતાઆલાથીજ આ રસ્તો સુઝેલો છેજી. તેનો બદલો તે ગેબી માલેક આપશેજ.

**લી. એરવદ કા. સો. આઇબાઇ.**

---

**ગોધરા,** તા. ૪-૪-૧૪.

વહાલાં બહેનજી, તમારો મુબારક કારડ તથા બેમુલ પુસ્તક મલ્યુ છે જે માટે મેહેરબાની થઇ. આજ રોજે તેનાં Exchange માં મારી ચોપડીઓ મોકલી છે.... દરેક ભલી દુઆ સાથે, **બહેન જરબાનુ મે. કોઠાવાળા.**

---

**અમદાવાદ,** તા. ૮-૪-૧૪

નેકનામ વ્હાલાં બહેનજી **દીનબાઇ**—આપનાં વિદ્વતા ભરેલાં પુસ્તકની પહોંચ સ્વીકારતાં ખુશી ઉપજે છે. પહોંચ સ્વીકારતાં આટલા દીવસ થયા તે દરગુજર કરશો. હું મુંબાઇ ગયતી તેથી જવાબ

લખવો રહી ગયો હતો, લેડીઝ કલબની લાયબ્રેરી માટે એ ચોપડી મોકલવા માટે આપની આભારી છું અને તે ઉપકાર સાથે સ્વીકારી છે. તમારા પુણ્યનાં કામમાં પરમેશ્વર તમને સહાય થાવો ને વધારે જસ આપો. એવું ઇચ્છું છું. લી. દુવાગીર

સૌ. **વિદ્યા રમણભાઇ સેક્રેટરી લેડીઝ કલબ–અમદાવાદ.**

---

**એલીફન્ટ રોડ અમદાવાદ,** તા. ૧૯–૪–૧૪

મહેરબાંન બેહનજી **દીનબાઇ,** જત તમોએ પ્રગટ કીધેલી "પાક મહજબે જરતોશત" કેતાબની નકલ એક જે તમો બહેને મારે માટે ભેટ મોકલી છે તે ઘણાં ઉપકાર સાથે સ્વીકારૂં છું. અને તમારી ભલી લાગણી માટે ઘણો આભાર માનું છું ખુદા તમોને ઘણું સુખ બક્ષે. આવી ચોપડી અને ધાર્મીક જ્ઞાનની કેતાબ પ્રગટ કરવા માટે હું તમોને મુબારકબાદી આપું છું. તમારાં માતાજી પિતાજીને મારી ઘણી ઘણી સલાંમ આપી તમો બેહન પણ કબુલ કરશો. એજ

લી. દુવાગીર બાઇ **રૂ. દો. રોમર.**

અત્રેનાં માજી પોસ્ત સુપરીનટેન્ડટનો આ જવાબ છે **દી. સો. એ.**

---

**અમદાવાદ,** તા. ૨૬

નેકનાંમ મહેરબાંન વ્હાલાં બેહનજી **દીનબાઇ** જત તમોએ ચાહીને ધરમ સંબંધી સુંદર, ઉમદા કેતાબ ભેટ મોકલી તે માટે તમો બહેનનો ઉપકાર **થયો છે અને** વાંચીને **હમો** ઘણાં **ખુશી થયાં** છૈએ ખુદા નેક **બુદ્ધી સર્વેને બક્ષે** ને **ધાર્મીક કાંમો કરે. ધરમાં સર્વેને** દુવા કહી તમો **પોતે** જાણુશોજી. **લી. શેરબાઇ દીનશા કામા.**

**ઓલીફન્ટ રોડ અમદાવાદ,** તા. ૨૬ મી.

મહેરબાન વ્હાલાં બેહનજી **દીનબાઇ** જત તમોએ મને ચોપડી ભેટ મોકલી તે માટે હું **તમારો** આભાર માનું છું તમોએ તસ્દી લઇ **મને** યાદ કીધી તે બહુ **ખુશી** થવા જેવું છે, ચોપડી મેં વાંચવા માંડી છે અને મને ઘણી પસંદ પડી છે દરેક પારસી કુટુંબમાં વાંચવા લાયક છે આશા છે કે તમો અને તમારાં માતાજી ખુશીમાં હશો.

લી. દુવાગીર બહેન **જરબાઇ રૂ. શેઠનાં.**

---

**જલગાંમ,** તા. ૨૧-૭-૧૪.

સદા સુખી નેકનામ વ્હાલાં દીકરી **દીનબાઇ,**

જત તમોએ ચાહીને મારે સારૂ તઝદી લઇને સુંદર તેમજ દરેક માનસ જાતનાં મગજને સારે રસ્તે દોરવે એવી ચોપડી મહજએ જરતોસ્તની મોકલી તે માટે હું ઘણો મોટો ઉપકાર માનુંછું. ચોપડી આગલની ભણુવા જોગ વિગતો તેમજ આગલા પાદશાહોની વંશાવળી ધરી ચોપડીઆં વિગેરે દરેક મન નીતીનાં મારગ ઉપર લઇ જાય એવાં લખાંણુની છે. ખરેખર તમારી હુશીઆરી નીતી અને પરહેઝગારીને હું ઘણીજ વખાણુંચ, અને તમોએ પોતાનાં વડવા અને મુરબીનાં ધરમને એક મોટું માન આપ્યું છે તે ખરેખર મીનોઇ શક્તીઓનાં તમોએ આશીર્વાદ લીધાચ; ને તે ગેબી શક્તીઓનાં ખરેખર તમોને દરેક સારી રીતે મદદ કરે એમાં કાંઇ પણુ શક નથી. ખુદા તમોને સારી બુદ્ધી બક્ષે ને સદા ભલા કામમાં આગળ વધો એ માહરી દુવા આમીન. તમારી ખોરદેહ અવસ્તા પણુ વખાણુવા લાયક છે. મારી હેતભરી દુવા માયજને કહી તમો પોતે પણુ જાણુજેજી.

લી. માતાજી **પીરોજબાઇ હોરાબજી મગોલની** ભલી દુવા.

કયસરેહીન્દ પ્રેસ **મુંબાઇ,** તા. ૧૫-૯-૧૯૧૪.

મહેરબાંન માનવંત બહેનજી **દીનબાઇ**—જત તમારો કાગળ મળ્યો છેજી તમારી ભલી લાગણીઓ અને ભલી દુવાઓ માટે તમો બહેનજીનો મોટો ઉપકાર માનીએચજી. તમો બહેનજી અને કુટુમ્બને નવું સાલ ભર્યું પુર્યું અને ખુશાલ નીવડે એવી અમારી દુવા છે જે તમો બહેનજીને આમીન થાય. તમારી ચોપડી મલીછેજી જે માટે આભારી છૈએ. આપણાં મહજબને લગતું આ સુંદર અને મનન કરવાજોગ પુસ્તક રચવા માટે હું તમોને મુબારકબાદી આપું છું દરેક જરતોસ્તીનાં ઘરમાં આ પુસ્તક રેહેવું જોઇએ દરેક ભલી દુવા સાથે.

લી. દુવાગીર **ભાઈ ફરાંમજી મેહેતા** અને બેહેનો.

---

કાળુપોર-પોસ્ટ. **અમદાવાદ,** તા. ૨૮-૧૨-૧૪.

સદા સુખી બ્હાલાં બ્હેન **દીનબાઇ** તથા સાથ સર્વે જોગ.

જત તમો બ્હેનજીએ મોકલેલી "પાક મહજબે જરતોશ્ત" નામની ચોપડી મને પુગી છે. કે જે ભેટ માટે હું તમો બ્હેનનો દીલોજાનથી આભાર માનું છું, બેશક તમોએ આપણી આખી પારસી કોમને લાયકનીજ ચોપડી પ્રગટ કરી છે. જે માટે હું તમોને મુબારકબાદી આપું છું. એવી ચોપડીઓ આપણા કુટુંબમાં જાળવી રાખવાથી શોભા રહે છે દાદાર હોરમઝદ તમોને એવી બીજી ઘણી ચોપડી પ્રગટ કરવામાં મદદ કરે એવી મારી ખરાં દીલની દુવા તમોને તે દાદાર આમીન કરે.

આશા રાખું છું કે તમો સહકુટુંબ સહિત પુર તંદરોસ્તીમાં હશોજી. તમારાં નેક માતાજીને મારી ઘણી ઘણી દુવા કહી તમો પણ ક્ષુલશોજી. લી. દુવાગીર બેન **શીરીનબાઇ એદલજી મીસ્રી.**

---

**અમદાવાદ,** તા. ૨૨-૩-૧૫.

સદા નેકનામ મહેરબાંન માયાળુ બહેનજી **દીનબાઈ,** તમો બહેનજીએ તઝદી લઇ ઉપયોગીને કીમતી **ધરમ** પુસ્તક મારા પર મોકલ્યું તે મળ્યું છેજી. જે વીષે ઘણો ઉપકાર માનુંછુંજી. ઘરમધે ખુદ માતાજીને મારાં માયજીની તથા સર્વેની ઘણી દુવા કહેશોજી.

લી. દુવાગીર બહેન **જરબાનુ સો. કામા**ની દુવા વાંચશોજી.

---

**કોલાબા મુંબઇ,** તા. ૨૬-૩-૧૫.

મહેરબાંન બાયજી **દીનબાઈ** શેરાબજી એનજીનયર—તમોએ તઝદી લઇ મહેરબાંની કરી તમારી સુંદર ચોપડી " પાક મહજબે જરતોસ્ત. " મારે માટે મોકલી તે માટે હું ઉપકાર માનું છું. જરતોસ્તી ધર્મ માટેની તમારી કોશેશ માન ભરેલી છેજી. સુખી રહો.

લી. **જીવનજી જમશેદજી મોદી.**

---

મહેરબાન બહેનજી **દીનબાઇ** તમોએ મોકલેલી બુક પુગી છેજી. જે માટે તમારાં ભારી આભારી થયાં છીયેજી. પાક જરથોસ્તી મહજબના સુધારા વધારા માટેની તમારી કોશેસ ખરેજ માન ભરેલી છે. તમુને હરેક ફત્તેહ ઇછતાં ભળી દુવાઓ સાથે અમો છીયે. તમારાં

દુવાગીર **સુના. જ. ગીમી.** તથા **જ. મ. ગીમી.**

---

મહેરબાંન વ્હાલાં બહેનજી **દીનબાઇ** જત તમોએ તઝદી લઇને **મોકલેલી** ઉમદા અને કીમતી કેતાબ પાક મહજબે જરતોસ્ત મને પુગી છે જે મેં માન અને ઉપકાર સાથે સ્વીકારી છેજી. કેતાબ ઘણીજ

સરસ અને વખાણુવા લાયક છેજી. તમારાં નેક માતાજીને દુવા કહી તમો પોતે પણ જાણુજોજી. લી. સદા ભલુ ચાહનાર,
દુવાગીર બ્હેન ફીરોજા અ. કારંજાવાલાની દુવા.

**હીંદના દાદાનો જવાબ.**

Vesava
( Via Andheri B. B. C. I. Ry. )
27th August 1915.

Dear Miss Dinbai Sorabji Engineer. I have received your letter and a Packets of your Book " પાક મહજબે જરથોસ્ત વ હાલતે જરથોસ્તીઆને દ જમાંન "

I thank you very much for sending me the fine religious Book and for very kind word about me in yourletter.

I also thank you much for your bordcongratulation about Honoraly Degree of Doctor of Laws.

With best wishing you for all your good religious books and with kind regards.

Yours Sincerly.
Dadabhoy Naorojee.

---

**ધોબીતળાવ**, તા, ૧-૯-૧૫.

મહેરબાન બેનજી, આપ તરફથી પુસ્તક મળ્યું છે ને તે ઘણુંજ સરસ છે. તમારી મહેનત માટે હું તમોને ખરાં દીલથી મુબારકબાદી

ઇચ્છું છું અને આપ એવા અનેક પુસ્તકો નવી નવીન પ્રકારના સાહીતય તથા ધરમના મયદાનમાં રજુ કરો અને ધનયવાદ મેળવો એવી મારી ખરી દુવા છે. પુસ્તક 'મહજબે જરથોસ્ત' ઘણું ફાંકડું ને ઉપયોગી છે. ઘણી સલામ સાથે. દુવાગીર ભાઈ 'મશરેક.'

**( તે સોરાબજી શેરીઆરજી ઇરાની ).**

---

**હીંદના દાદાનાં બેટી ડા૦ મિસિસ દાદીનાનો જવાબ.**

**ધી સેનડઝ વેસાવા,** તા. ૨૫-૯-૧૫.

પ્રીય બેહેનજી, આપે જે આપણી પ્રગટ કરેલી કેતાબ મહજબે જરથોસ્ત મારા પીતાજી મી૦ દાદાભાઇ નવરોજીપર ચાહીને મોકલી જે મારા વાંચવામાં આવી છે. પુર ધયાનથી વાંચી છે તે મને ઘણીજ પસંદ પડી છે. અને મારાં બચાંઓને પણ ઘણી ઉપયોગી થઈ પડશે.

મારે માટે આપે ભેટ કેતાબો મોકલી તે માટે ઉપકાર માનું છું. મોટી ખોરદેહ અવસતાની મને જરૂર છેજી. હું તમારી તે પાક ફીરતાર પાસની દુવામાં જોડાવું છું કે તે સરવ શક્તીમાન સાહેબ આપણ બંનેને માથે આપના મુરબી વડીલોને લાંબા આયુશય બક્ષે આમીન.

હું છું દુવાગીર બહેન, **માણેકબાઇ હોરમજી દાદીના.**

---

**તારદેવ,** તા. ૧૯-૧૨-૧૫.

મહેરબાન બેનજી, પાક મહજબે જરતોસ્ત કેતાબ પુગી છે તે માટે ખરાં અંતઃકરણથી આભારી છું. ચોપડીમાં લખાણ ઘણું ઉતમ પ્રકારનું છે. જે માટે તમોને ધનયવાદ ઘટે છે. ઘણું જીવો ને એવાં નેક કામ હમેશાં કરો. એવી દુવા સાથે

**ભાઈ સોરાબજી રૂસતમજી એનજીનીયર.**

નંબર. ૫૦૦ અબદુલ રહેમાન સ્ટ્રીટ, મુંબઇ.
તા. ૯ મી ફેબ્રુવારી ૧૯૧૬.

મહેરબાન માનવંત બહેનજી **દીનબાઇ,**

જત તમોએ રચેલી "પાક મહજબે જરથોસ્ત" નામની કેતાબની નકલ એક મારીપર ભેટ મોકલી તે પુગી છેજી.

તમોએ ૧૯૦૨ માં પ્રગટ કરેલી ખોરદેહ અવસતા નીરંગો, તાવીજો સાથેની અને ત્યાર બાદ આ પુસ્તક અનેક મુશકેલીઓ કે જે તમારા મારગમાં તમારા શતરૂઓ તરફથી ઉભી થઇ હતી તે છતાં તે સઘળું ધીરજ ખંત અને ઉલટ રાખી સબુરી પકડી દુર કરી 'તમારાં' શુભ કામમાં ફતેહ પામયાં છો તે માટે હું તમને મુબારકબાદી આપું છું અને તે ફીરતાર પાસે એવું ઇચ્છું છું કે તમો હવે પછી પણ એવાં નેક ધારમીક પુસતકો સસતી કીમતે અને સરળ ભાષામાં પ્રગટ કરતા રહો. જે કેટલાક અણસમજુ તમારા શુભ કામને તોડી પાડવા તમારા મારગમાં ગેરસમજુતી ઉભી કરી એવું જણાવે છે કે આ ચોપડીઓ તમોએ બીજાઓની મદદથી લખી છે તેવાઓને તમારી ચોપડીના આગલા ભાગમાં તમારી તરફથી પ્રગટ થયલો ખુલાસો પુરતો થઇ પડશે.

તમો બેનજીએ આપ અંતથી ધારમીક વલણે દોરવાણને જે કાંઇ કેળવણી લીધી છે અને કુદરતી મદદ મેળવી છે તેના પ્રતાપે આવી કેતાબને બહાર પાડો છો એ ખરેજ તમને અને તમારાં માતપીતાને મુબારકબાદી લેવા જોગ છે. આ ધરમની બાબદો, તવારીખ અને જયોતીશ વીધયા વીગેરેને લગતી બાબદોનો ઘણો સરસ સંગ્રહ કીધો છે. જરથોસતી ભાઇઓ બહેનો નવાં વરસને તેમજ બીજા શુભ પ્રસંગે જ્યાર એક બીજાને મુબારકબાદીના કારડો મોકલે છે કે જે વાંચયા

પછી રખડતા પડે છે તેવા ઠીગામપર જો તેઓ આવી કેતાબો ભેટ મોકલે તો આપનાર તેમજ લેનારને ઘણીજ ઉપયોગી થઇ પડે. છેવટે તમો બહેનજીને માટે મારી એવી દોઆ છે. કે તમો આવી બીજી ધારમીક કેતાબો બહાર પડતાં રહેવો. લી. દોઆગો,

**એરવદ નવરોજી સોરાબજી મસાની.**

---

**ગ્રાંટરોડ મુંબઇ,** તા૦ ૭-૪-૧૬.

સદા નેકનામ માનવંત વહાલાં બેહેનજી **દીનબાઇ,** જત તમોએ "પાક મહજબે જરથોસ્ત" કેતાબ મારીપર રેજીસ્તર મોકલી તે પુગી છે. પહેલાં મે મારા વેવાઇ તથા સગા સ્નેહીઓને તયાં વાંચવાને મેં મંગાવેલી હતીજી. તેમાંનાં ૧૦-૧૫ પાનાં પહેલાં મેંજ વાંચયાં ને બહુજ અજબ થયો કે બહેન તમારી શરૂઆતની કેળવણી લેવાની કાલજી તથા બહુજ દુઃખ સહન શકતી વાપરી ખુદામાંજ યકીન રાખી તમોએ માત્ર તે કૃપાલુ સાહેબની આરાધનાં કરી અશો શકતીનો મુકાબલો મેળવવાને ભાગ્યશાલી થયાં તે કંઇજ નહી, ખરી મનશની, ગવશની, ને કુનશનીને દીલમાં યાદ રાખી જે ખંતથી જહેમત લીધી છે ને ફતેહ મેળવી છે તે તમારી જાતી ખંત અને ઉલટને આભારી છે.

ખુદાતાલામાં તમારૂં યકીન હોવાથી તે ગેબીના ખાવંદે પ્રશન થઇ તમોને જે આગાહી બક્ષી છે તેની પાસે હાથ જોરી મારી દુવા છે કે આપણી કોમને માંથે તમોને તન અને મનની દરેસતી સાથે લાંબી જીંદગી બક્ષેય કરે. બીજી ચોપડીઓ પ્રગટ કરવાની તમારી ઉમેદને તે કીરતાર મદદ થાવો, ને ફતેહ પામો. ખચીત તમારાં મા બાપ ભાઇને પણ ધનયવાદ ઘટે છે કે તમોને ધારમીક ઉચ કેળવણી તેબી ગુજરાતી, ફારસી, ઉરદુ ને ધરમની આપી છે. તમો બહેન જેવાં

દુર દરાજ કરતાં મુંબઇ શેહેરમાં હતે તો પારસી કોમને ખચીતજ હાલના વખતમાં ઘણું ઉપયોગી થઇ પડતે. સ્ત્રી કેળવણીના હીમાયતીઓ આજે જેઓ કેળવણીનાં સારાં ફળો ચાખવા જીવયા નથી તે બહુજ દલગીરી છે, પણ તેઓનાં રૂહ બેહેસ્તમાં ખુશાલ થતાં હશે. મુંબઇમાં જોકે પસારો ઘણોજ આગળ વધતો જાય છે, જો કે આગલો અમણુ જમાનો વહી ગયો છે પણ છોકરી છોકરાઓને જે શીક્ષણ સકુલ તરફનું મલે છે તે જેવું જોઇએ તેવું ધારમીક નથીજ.

છોકરીઓની ખરી કેળવણી તો ઘર સંસારની રાંધણકળાની છે કારણ કે અમવડ સગવડે તેમજ દુઃખે સુખે નબળા વખતમાં પોતાનો સંસાર કેમ ભોગવવો તેની તે કોઇ કાળજીથી તેઓના મનપર ઠસાવતું નથી. તો તમારા જેવાં કેળવાયલાં મુંબઇ જેવા શહેરમાં ઘણું કરી સખો. તેમજ તમારી રાહબરી હેઠળ ઘણુંકો હમશરીક થાય. હું આગળ વધી કહું છું કે તમો વહાલાં બેનજી હમકોમપર મહેરબાની કરી વરસનાં છ માસજ મુંબઇ નગરીમાં પધારો તે ધરમપર નીતી સ્વચ્છતા ઉપર ભાશણો આપો તો આજે એમ.એ. બી.એ. થયલાં પણ તમારી વાયજો સમજીને દંગજ થઇ જાય. કાંકે કેળવણીનાં મીઠાં ફલો જોઇ તેને સદ ઉપયોગ શું મરદ કે ઓરત કરતા જ નથી.

સ્કુલ છોડી કે છેલ્લે બધું ત્યાંજ સોંપી આવે છે જ્યારે તમો બહેને સંપુરણ અભીઆસનો ખરો ઉપયોગ કરી જરથોસ્તનાં શીક્ષણ પ્રમાણે ઝેહેમત મેહેનત લઈ કસતી ખેંચી ઉંઘ ભુખ તજી જે કાંમ માથે ઉઠાવ્યું ને તેને પાર ઉતારયું છે. જો કે તમોને નાપાકો નરતલ કરી જે હેરાંન કરતા હતા, પણ તમારી ભલી શકતીનો રૂડો ઉપયોગ કરી તેઓનો પરાજય કરી તમારાં કામમાં ફતેહ મેલવી પારસી ટોલામાટે જે ચોપડી પ્રગટ કરી છે તેનો બદલો તો કોઇથીબી વલી શકેજ

નહી, પણ દયાવંત તે ગેબીનો સાહેબજ વાળશે, એ સત જાણજોજી.

. વાંચક વરગમાં ચોપડી બહુજ પ્રીય થઇ પડી છે. તમારી ચોપડી જોતાં આફ્રીન પોકારાયા વગર રહેવાતું નથી. કે તમોએ કેવી જેહેમત અને હેજગારી સાથે શ્રમ ખેંચી જે કાંમ આરંભયું ને તેને એકલે હાથે કેવું પાર ઉતારયું છે ને ફતેહ મેળવી છે તે આજના ઘણાંક ભણેલાંઓને નીચું જોવડાવવાને બસ છે. એકલે હાથે તમારાં આ કામમાં જે જેહેમત તમો ઉઠાવી બધાંઓને જવાબ દેવો છો એ તમારી શકતી ઉપરાંત છે તો ખરૂં, પણ તમો સંતોષી ઉમંગી નરમાશથી બધાંઓને જે પહોંચી વલો છો તે તમારી નમનતાઇ ભલાઇ ને દીલસોજી છેજી. એ તમારી કેતાબ વાંચવા પરથીજ જણાય છેજી.

ગેબીનો ખાવીંદ તમારા કામમાં મદદ કરે ને માંગી મુરાદો બરહક થાય, માતપીતા, ભાઇઓ, બેનો ને સગા સનેહીઓ સાથે ખુશ ખુશાલ રહેવો એવી દુવા આમીન. લી. સદા ભલું ચાહનાર ભાઇ,

**કા. મ. સીદીન**

---

ખાત્રીપત્રો વગર માંગવે એટલાં બધાં આવી પડયાં છે, કે આ "મહજબે જરથોસ્ત" પુસતક જેવડુંજ બીજું પુસતક એનાં "મત" થકી ભરાય. અત્રે ટુંક દરશાવેલું છે.**-દી. સો. એ.**

---

**નવશારી નરીમાનવાડ**, તા. ૧૭-૩-૧૬.

મહેરબાંન માનવંતા સદગુણી દીલસોજ લાયકીવાળાં બહેનજી **દીનબાઇ**, જત તમારા મુબારક હાથનું મહેરબાંની ભરેલું લખાંણુ કાગજ મને આજે પુગું છે. તેમાનાં ખુલાસા તથા લાયકી જોતાં હું ખુશાલી તથા અજાયબીથી ડંગ થઇ ગયો છું અને તમોને એક નવીજ

રોસ્નામાં જોઉ છું. કાગલ ઉપરાંત એ રજીસ્ટર્ડ પાર્સલો, તમારી ચાર
કીમતી કેતાબો સાથે મળ્યાં છે, જે જો કે મેં હજુ સપુંર્ણ વાંચયાં
નથી, તોપણ ઉપર ઉપરથી જોતાં મને તે એક ખજાનાં સમાન
લાગે છે. અને એવી ઉમદા ભેટ એકદમ મને કરવા માટે હું ખરાં
જીગરથી તમારો ઉપકાર માનુ છું, અને તમારી એ ધર્મી, એલમ-
આજ ને કોમ હીતકારી કારકીર્દિમાં તમારી તમામ ફતેહ ઇચ્છું છું.

હું મગરૂર છું કે મારી પારસી જરતોસ્તી કોમમાં તમારાં જેવાં
કુદરતી અનુપમ શક્તી ધરાવનારાં અને તે શક્તીનો રૂડો ઉપયોગ કર-
નારાં કાબેલ ધર્મી તથા પરહેજગાર બાનુ મોજુદ છો. બહેનજી વધુ
શું લખું ?

બહેનજી, હું તમારા નામથી અત્યાર સુધી તમોને એક અભ્ય-
યાસી બાનું જાણુતો તો, પણ તમારો અભ્યાસ આટલો બધો બોહોલો
છે, એલમ સાથે તમારામાં અમલ પણ છે. ગુજરાતી, અંગ્રેજી ઉપ-
રાંત તમો ફારસી, જ્યોતીસ વીદ્યા અને ધર્મ જ્ઞાન સાથે ધર્મ ક્રિયા-
ઓની બારીકી પણ તમે જાણો છો, એ તો મેં આજે તમારાં લ-
ખાણોપરથી જાણ્યું. અને તે જાણીને તમારાપર તેમજ તમારાં ભા-
ગ્યશાલી માતપીતાપર હું આફ્રીન કરૂં છું અને તમારા જેવાં વીદ્વાન
બાનુ સાથે મને સંબંધ ' પડયો તે માટે હું મને પોતાને પણ ભાગ્ય-
શાલી સમજુ છું.

તમો ઉલતમદ બહેનને પ્રમાણીકપણે એટલું તો કહું છું કે એ
પુસ્તકો ખરેજ કીમતી, વાંચવા તથા મનન કરવા જોગ, અને કોમી-
ઓનું દીન ઇમાન ખીલવનારાં છે. બહેનજી તમારી કેતાબપરથી દીસે
છે કે તમો જોતીશું પણ જાણો છો, એ ઘણી અજાયબી છે. કેમકે
આપણી કોમમાં કોઇ પણ બાનુએ આ જ્યોતીશ જેવી અનુપમ પુસ્-

રતી ગણુત્રીની ઉત્તમ વીદ્યાનો અભ્યાસ કર્યો હોય એ મારા જાણવામાં **નથી.** ખુદા તમોને સુખી લાંબી જીંદગી બક્ષે ને ફરાખ રોજી મેલવો એવી દુવા સાથે નેક દેઆગીર ભાઇ **ખરસેદજી બમનજી ફરામરોજ**

---

* એવણ મહેરબાંન એક નમાનાં, રાંક સ્વભાવનાં બુજર્ગ અને બાહોશ શ્રી નવશારીનાં આથોરનાન ગ્રહસ્થ છે. એઓએ પોતાની આખી જીંદગી લખાંણો કરવામાં, કલમો કસવામાં, અને પુસ્તકો રચવામાં અને મુખ્યતત્વે ધાર્મીક અને સંસારીક બાબદોનાં લખાંણો વિગેરેમાં ગુજારી છે. એવણનાં લખાંણો અતી મનરંજન છે અને એવણ એક અચ્છા કલમકશ અને કવી લેખક છે. એમની જીંદગી તથા કારકીર્દિ ઘણીજ ઝલકતી જાહેર પ્રસંશાપાત્ર અને મનન કરવા, ધડો લેવા તથા ઉપકાર માનવા જોગ છે. કેટલાંક ન્યુસ તેમજ ચોપાનીઆંઓનાં મદદનીશ અધીપતી તથા લેખક અને જરનાલીસ્ટ તરીકે એવણ બાહોશ અને બુજર્ગ ગ્રહસ્થની કારકીર્દિ જાણીતી છે. એવણનો આ ઉપલો મત છે. લી. **દી. સો. એ.**

---

**યઝદાં. દેશાઇ સ્ટ્રીટ. નવશારી,** તા. ૯-૫-૧૬.

મહેરબાંન માનવંત મુરબ્બીજી બહેનજી **દીનબાઇ,** સોરાબજી એનજીયરની સેવામાં લી. તાબેદાર સેવક રતનશાહ ફરદુનજી દેશાઇની નમ્રતાપુર્વક અરજ એ છે જે:—

સર્વેથી પહેલાં તો હમારી **"બઝમે રૂઝે ખુરશેદ."** માટે મારા મિત્ર મી. **આંટીઆની ફરમાસ ઉપરથી તમે તમારી બુક ( મહજબે જરતોસ્ત ) બેટ મોકલી છે તે માટે હું** આભાર માનું છુંજી. તમો બહેને **ઇ. સ. ૧૯૦૨ માં પાક ખોરદેહ અવસ્તા કેતાબ બહાર પાડી છે ત્યાર-**

થીજ હું તમારા મીનોઇ વિચારોનો વખાણનાર થયો છુંજી. છેવટે તમે હાલમાં ' જરતોસ્તીઓની હાલત ' ની જે ચોપડી છપાવી છે અને હાલ બાહાર પડી છે તે હમણાં મારા વાંચવામાં આવી છે તેમાં તમે જે આગલ વધેલા મીનોઇ વિચારો દર્શાવ્યા છે તે માટે તમુને ખરેજ ધન્યવાદ ઘટે છે. આવું સુંદર પુસ્તક એક મરદથી બાહાર ન પાડી સકાત તે તમો બહેને-લાંબા અભ્યાસ અને તજદી તથા અનુભવ મેલવી બાહાર પાડયું છે એ કઇ થોડી ખુશીની વાત નથીજી.

બહેનજી, તમે સંગીતની તાલીમ મેલવ્યાથી શરૂઆતની બંદગી-નેમાજ વગેરે એ કેતાબમાં જોડયું છે તે મજાહનું છે. તમારી આખી બુકમાં ખુદા તથા પયગમ્બર પ્રત્યેની ફીદાગીરી અને મધ્યમ ધાર્મીક વિચારોનું ચીવટપણું સાફ જણાય છે. તેમાં તમે લખો છો તેમ આગલા ભવમાં તમે સીતા દમયંતી તથા દસ્તુરોની જીંદગી ગુજારી હશે તેથી આટલી ઉમરમાં આવા દાનાવ ને નેક વિચારોથી હુશીયાર નીવડયાં, તેમ છતાં પોતાનાં અવતારો પણ પીછાણ્યા એ બીના જો કે ખરી છે તો પણ ન જણાવતે તો ચાલતે કેમકે આજે ધર્મપર ધાકણું છે, ને ઉપરથી ઉપરથી બીજાઓ સફાઈનાં બાષાણો આપે છે.

આ કેતાબમાં દાખલા કરેલા અનેક અવસ્તાઇ ફકરાથી જણાય છે કે તમારો અવસ્તાનો અભિઆસબી બહુજ બહોળો હોવો જોઇએ. વળી તમારા દુસ્મનો જે નીસદ્દલ થયા તે તમારી પાકી પતીવ્રાઇનેજ લીધે છે એમ હું માનું છું.

સ્મરણનું કાંમ બીકટ છે છતાં તે વાત સારી છે. હું પોતે માસ મદીરાનો ઘણો સખ્ત વિરોધી છું એટલે તમારા બધા વિચારો સાથે તદ્દન મલતો છું. મારા વિચાર પ્રમાણે પવિત્ર માથ્રવાંણીથી બંદગી સારી થાય છે. કેતાબમાં આખર હજારાની બીનાં લખતાં અવતાર બારે તમે

સારૂં વીવેચન કરેલું છેજી. હું તમોને જો વાંચ્યું નહોય તો **"યોગ-વષીષ્ટ મહારામાયણ" તથા "વિચાર સાગર"** નામની કેતાબો વાંચવા ખાસ ભલામણ કરૂંછું. યોગ વષીષ્ટમાં પ્રહલાદ ચીંતન કરે છે' એ બાબદ ઘણીજ સરસ છેજી. સેવક પોતેભી ૭ થી ૨૦માં વરસ સુધી બહુજ શરીરે માથાનાં દરદથી બીમાર હતો જે મુદતમાં મારૂં દુઃખ ધાર્મીક તેમજ દરેક જાતનાં વાંચણ તથા સુંદર ખુદાઈ ગાયણેજ વીસરાવ્યું હતું. જેઓ આજેભી મારાં દુઃખમાં દીલાશે છે.

જેથી નાહની ઉમરથીજ મીનોર્ઈ જ્ઞાન તરફ લક્ષ ખેંચાયાથી હું તેવું મલતું વાંચણુ છોડતો નથી, હું ગજવે ગરીબછું પણ એવાં વાંચણોનો હું સદા તરસ્યો છું આ કારણે હું આજ આઠ વરસ થયાં મુંબાઇના લગતાં પંદરેક માસીકોમાં **'દીલખુશ'** તખ્ખલુસ હેઠલ ધાર્મીક નિબંધો–મહાન પુરૂષોના સોનેરી સખુનો–દાનાઇનાં ઘણાં–નીતીમાંન વાર્તાઓ. તથા સુંદર ખુદાઇ ગાયણો વિગેરે રચીને લખીને છપાવું છું, જે કદાપી તમે કોઇવાર વાંચ્યાંભી હશેજી....સેવટ તમો તથા તમારાં માત પીતા માટે અસખ્ય ભલી દુવાઓ ખરાં દીલથી ચાહી ખતમ કરૂંછું જી.

લી. દુવાગો ભાઇ **રતનશાહ ફરદુનજી દેશાઈ.**

---

*** નહાની ઉમરમાં આટલી ચાલાકી બતાવનાર અને ખુદાઇ જ્ઞાનમાં ખુદરતી રીતેજ માહીતી મેળવનાર આવા ચાલાક ભાઇ રતનશાહ ફ. દેશાઇ પોતે પણ એક ઉંચા પાવરની હવાનો પરસ્વાર્થી પર દુઃખભંજન જીવ છે. મને **'પ્રહલાદ'** ની વાતો વાંચવા એવણ ભાઇ સુચનાં કરે છે પણ અશોશકતીનાં શીક્ષણથી જાણી શકું છું કે એવણ ભાઇ **'પ્રહલાદ'** નાંજ જીવનો અંશ છે, માણુસનાં ફેરે ફેરેનાં અવતારથીજ ને આ દલદેશરીની દુનીઆમાં વંખતને અનુસરતીજ ઉપર

ઉપરનીજ કેળવણી મલવાથી ઇનશાનો ખુદાઇ ઉંચુ ગ્નાન મેળવવા બેનશીબ રહે છે અને તેથી પોતાનાં આગલા અવતારો તેમજ જીંદગીઓ પીછાંણી શકતાં નથી. કેમકે તેટલી પોતાની શકતી ખીલવવાને અને વધારવાને પાવરની હવાઓની યોગ બંદગીઓ કરવી જોઇએય, ને ચાલુ સાધારણ બંદગીથી બની શકતું નથી. તેમ યોગ બંદગી સર્વેથી બની શકતી નથી. યોગ બંદગીઓ કેમ ને કેની તે આગળ આ કેતાબનાં ખુલાશામાં વાંચો. લી૦ **દી. સો. એ.**



ફરયુશન રોડ **મુંબાઈ તા. ૩૦-૮-૧૫**

**મહેરબાન બાઇજી દીનબાઈ સોરાબજી એનજીનયર જોગ.**

જત લખવાનું કે આપની બંન્ને ચોપડીઓની જાહેરખબર વાંચી છે ને તે મુજબ બંન્ને ચોપડીઓની એકેક નકલ વી. પી. થી ઉપલે સરનામે મોકલશોજી. આપ જેવાં ઘણાંક બાનુઓ આપણાં જરતોસ્તી તોળામાં પેદા પડીને આપનેજ પગલે ધરમપર આસ્થા રાખીને ધરમનાં પુસ્તકો બહાર પાડે એવી મારી કમતરીનની દોઆ આમીન હોજો.

આપની અગાઉ છપાવેલી જંદ અવસ્તાની ચોપડી અને તેમાં દરેક યસ્તની સાથે ફુટનોટમાં આપેલી તે યસ્ત પઢવાથી થાતા ફાયદા તથા તેની એજમતી અસર જે આપે આપી છે તે ખરેજ એક આશીરવાદ સમાન છે. અને ઉધરતાં બાલકોને તેમજ મોટાં માણસોના મન પર આપરા બુલંદ ધરમની એજમતી અસરો તથા તેથી ફાયદા ઉપજતાં વાંચીને ખરેજ આપરા ધરમની બુલંદી અને નેકી વીસે સારી અસર ઉપજાવે છે. આપને એવાં ધરમનાં નેક કાંમો કરવા પાછળ તે કીરતાર ઘણીજ તનદોરસ્તી અને મનદરોસ્તી બક્ષવા સાથે ફતેહ ફીરોજી લખશે. આમીન. ! !

આપનો વખાણનાર બાઇ **દી. એ. તંબુવાલા.**

ઇગતપુરી રોજ એહેમન,

**મારાં માનવંત વ્હાલાં માયાળુ બેનજી દીનબાઇ,**

તમો તરફથી ખુલાશાવાર કાગળ મલ્યો છે ને તમોએ ફરમાવ્યા મુજબ દરરોજ બંદગી કરૂં છું તેમજ તનદરોસતીમાં તમો બહેનનું પણ નામ ભણુંછુંજી.

બહેનજી તમારી ખોરદેહ અવસ્તાની ઘણીજ અગત છેજી. મને ચાર નકલ જોઇએચ. મેં મોકલેલાં સરનામાં મુજબ મહજબે જરતોસ્ત પણ મોકલી હશેજી.

બહેનજી કેતાબ વાંચી મનને એવું થાય છે કે નજદીક હતે તો રૂબરૂ આવી મળતે. આપરા ધરમની બુલંદી અને પરહેજગારી ઘણી છે. અને તમો બહેન જાત જીંદગીથી તસ્દી ભોગવી પરહેજગારી પાળીને ધર્મનો ઉંડો અભ્યાસ કરી જે હમો સર્વે માટે આવી નાદર કેતાબો પ્રગટ કીધી છે તે માટે તમોને ખરેજ ધન્યવાદ ઘટે છે. એવાં બચ્ચાંઓનાં માતપીતા પણ ખરાંજ ભાગ્યશાળી કહેવાય છે અલબત્તે તમો બહેનને તકલીફ તો ઘણીજ પડતી હશે તેમજ વીરૂધ મતીમાંથી હમેશાં પસાર થવાનું પણ હશે એમ હું મહજબે જરતોસ્તનો દીબાચો વાંચીને માનું છું; પણ તે કોઇની પણ દરકાર નહી કરતાં ધરમની લાગણીએ ચીવટપણે પોતાનાં ખરેખરા ખુદરતી શકતીઓનાં જવાબ લેવો છો ને દુનીઆ લોકનાં પરસ્વાર્થી કામો બજાવી આશીર્વાદ લેવો છો એ ટુંક ઉમરમાં તમારી અકલ ઉપરાંત છે ને ખરેજ તે મીનોઇ શકતીઓ પાવરમાં રહી આ બજાવે છે એમાં કરસો સંદેહ નથી.

પરદુઃખભંજન બહેન, હમેશાં ખુદામાં ચીત લગાડીને પરહેજગારી પાળી તનથી તઝદી વેઠીને મેળવેલો ગંજ તેનો સંગ્રહ કરી ઘણી ઓછી કીમતે કેતાબનાં વેચાણ કરો છો એ તમારી જાવો સાથે કરજો. દાંન અમર

કીર્તિ રહી જશે. સૌ સૌથીજ એવું બની શકતું નથી. ખુદા એનો બદલો સુખી તનદરોસ્તી લાંબા આયુષ્ય સાથે બક્ષે એવી દુવા સાથે હમેશાં ભલુ ચાહનાર બહેન **બાઇમાય દો. પટેલ**ની દુવા બંદગી.

---

**મુંબાઇ આસો સુદ અગીયારશ ઇ. સ. ૧૯૧૫**

માનવંતાં વ્હાલાં બહેનજી દીનબાઇ, તમારો માયા ભરેલો પત્ર સ્ત્રીબોધ ઑફીસ તરફથી તથા તમારી ચોપડી ' મહજબે જરતોસ્ત ' નામની તમારી તરફથી મને મળી છે અને તે ઉપકારથી સ્વીકારી છે ને ખુશીથી વાંચીશજી. મારા માટે જે માયાળુ શબ્દો ખરી લાગણીએ લખ્યા છે એ માટે ઉપકારી છું. અને ઇચ્છુંછું કે ઇશ્વર હમેશાં સર્વેનો રક્ષક થાવો.

પરદુખ ભંજન બહેન, આ દુનીઆમાં માનવ અવતાર સર્વથી શ્રેષ્ટ છે ખરો, પણુ જેને પોતાનાં ધર્મની બરબાદી કરી તેની જીંદગી સફળ **નથીજ**. તમો ટુંક ઉમરમાં આટલી ચાલાકી બતાવો છો એ તમારી આગલી જીંદગીઓની ભલી કરણીની તમોને મદદ છે, એમ માનુંછું ને દરેકને માટે તેમજ છે. અને તમારા પુનર્જન્મોમાં હીંદુ અવતારોમાં સીતા, દમયંતી, નરસીંહ મહેતાની દીકરી કુંવરબાઇ, ભક્ત પ્રહલાદજી, ગોપીચંદ રાજા, સાવીત્રી, વીરવિક્રમની દીકરી, વિગેરે તથા મહોમેદન જન્મોમાં હજરત મહમદની બેટી હશે એમાં કસો સંદેહ નથી. અને તમારી વાંસે શત્રુ પડે એમાં નવાઇ નથીજ. કેમકે કુદરતમાં પણુ કંઇક એવુંજ છે કે મહાન જીવોની હમેશાં તે કસોટી કરે છે ને અનેક દુઃખો ચોગરદમથી આવે છે પણ યકીન સાફ રાખી, સહનસીલતા ધરી, ધીરજથી જે કોઇ સ્વધર્મ ચીવટપણે પાળે છે અને નિયમ પાળે છે, એવા ઇનસાનો દુનિઆમાં પહેલાં દુઃખ ભોગવી

છેવટ સુખી બને છે ને બીજાઓ માટે તે નસીબત છે. તમારૂં પુસ્તક તમારી અમર નામનાં રાખશેજ. એમાં જે કેતાબ ખરીદનારાંઓનાં તેમજ જેઓ પર ભેટ ગઇ તેઓનાં મત મંગાવી છાપી એ પુસ્તકમાં દાખલ કરશો તો જાવેદાંન સુધી તે ચોપડી ભેગાં સચવાઇ રહેશે ને લોકલાગણી સ્વધર્મપર વધશે એમાં શક નથી. હવે પછીનાં કોઇબી તમારી તરફથી પ્રગટ થતાં પુસ્તકમાં તમારી છબી તેમજ તમારો સંક્ષેપ પણ સંપુર્ણ સમજ પડે એવો તમારી જન્મ વેલાથી તે અત્યાર સુધીનો અહેવાલ છાપો એ બહુજ વાજબી છેજી. કારણ વાંચનારને સઘલી બાતમી મલવાથી તમારી ચોપડી માટે જે શત્રુતાઇ છે અને ગેરસમજુતી થયા કરે છે તેનો નીવેડો થશેજ. મારે માટે તમોએ જાણ્યું છે કે પુનર્જન્મોથીજ હું સીતા વિગેરેનાં જીવનો અંશ હું છેઉ વિગેરે તે હશેજ. અલબત્તે, મને પોતાને પણ નીતી રીતી ચોખી રાખવી, પવિત્રાઇથી હાથેજ પકાવી લઇ ખાવું વિગેરે તથા બંદગી વિગેરે કરીને ફરસદનો વખત પરસ્વાર્થી કાર્યોમાં ગુજારવો વધારે પસંદ છે. અત્યારે મેં પણ ભક્તીમાર્ગ અખ્તયાર કર્યો છે ને જીંદગીનાં છેવટ દીવસો તેમાંજ સંપુર્ણ થશે. કારણ સૌભાગ્ય ગયું એટલે હવે પ્રાર્થનાં સારી. છતાં મારી છેવટ સુધી મારાથી બનતી કોશેશથી પરસ્વાર્થી ક્રાયોમાં બનતો હીસ્સો લઇશ. લંબાણ થવાથી ક્ષમાં ચાહું છું. તમો સુખી રહો, દીર્ઘ આયુષ્ય થાવો, ને પરમાત્મા તમોને ધંધામાં ફતેહ આપો એવી ઇચ્છા સાથે.

**મં. બહેન જમનાબાઇ ન. સક્કઇની ભલી દુવા આમીન.**

---

**કરંજ, વાયા ઓરપાડ,** તા. ૩૦-૪-૧૭.

નેકનામ મહેરબાંનીભરેલાં માયાળુ બહેનજી બાઇ **દીનબાઇ** સોરાબજી એનજીનયર જોગ, લી. હમેશાંનો દોઆગો મોબેદ **મહેર-**

વાંનજી મનચેરજીની દુવા બંદગી કબુલશોજી, તમો બહેનજીએ પાક મહજબે જરતોસ્ત નામની કેતાબ મોકલી મને આભારી કર્યો છે તેનો બદલો ઉપકાર સિવાય બીજો વસ્યો નથી, ખુદા તમોને લાંબા આવરદા બક્ષી સુખી રાખે.

મજકુર કેતાબ ઘણી સારી છે અને તેમાં સમાયલાં ધાર્મિક લખાંણો વખાણને પાત્ર છે તેમજ તનપર શકતી બેરી હમેશાં ધર્મની ચીવટ લાગણીએ દોરવાઇ પવિત્રાઇ પાલો છો એ ઘણું નેક છેજી, અલબતે દીનદુબાઉઓને તે પસંદ નહી પડે તેથી તે લોક એ બાબદસર ટીકા કરે પણ તે પર ધ્યાંન આપવા કરતાં તમો બહેનજી તમારા નેક વિચારોને હજુ સુધી ચીવટ લાગણીએ વળગી રહ્યાં છો એ ઘણું સારૂં છેજી. તમારી આ વલાંચુ દરેક જરતોસ્તી બાનુઓને નકલ કરવા જેમછેજી.

બીજું.-લગભગ પાંચેક માસપર અત્રેની જંદ અવસ્તાની નિશાળની પરીક્ષા લેવા માટે હમારા પરીક્ષક એરવદ સાહેબ બમનજી નશરવાંનજી ધાભર એમ. એ. અત્રે આવ્યા હતા. તેવણ સાથે ધર્મ સંબધી વાદ વીવાદ ચલાવતાં તમારી ચોપડી માટે મેં સવાલ કર્યો. તે ઉપરથી તે પણ તુરત બોલી ઉઠયા કે " અમદાવાદવાલાં બાઇ દીનબાઇ તરફથી પાક મહજબે જરતોસ્તવાલી કેતાબ આવી હતી અને તેની તપાસ અર્થે તે પારસી પંચાયતનાં તરસ્ટી સાહેબોએ હમારા અભીપ્રાય માટે હમારી કમેટીમાં મોકલી હતી. **જુવો કે તે કેતાબ બધી રીતે વખાણને પાત્ર હતો ને તે વિષે મેં મારો ઉંચો અભીપ્રાય લખી મોકલ્યો હતો,** પણ દીલગીરી એટલા માટેજ હતી કે એ બાઇએ જે દીબાચો લખ્યો હતો તેમાં " પુનર્જન્મની વાત દાખલ કરી હતી તે બાબદસર મારા જોડયા અભીયાસીએ પોતાનો અભીપ્રાય પુરતો નહી દરશાવ્યો તેથી એ કેતાબની ખરીદી હમારા ટ્રસ્ટીઓએ નહી કરી. " એવું તેવણ બોલ્યા તે તમો બહેનજીને

વાકેફ થવા માટે લખુંછુંજી. બહેનજી પ્રથમનાં દીબાચાને ૪ થે પાને મહજબે જરતોસ્ત ચોપડીમાં થોડીએક લીટીઓ જે લખી છે તે ખરેખર વખાંણુને પાત્ર છે. ખુલાશાને ૩૧ મે પાને "હું આ વાત પુનર્જન્મની કોઇનાં પાસે કહેતી હતી નહી, કેમકે પુનર્જન્મની ઘણીજ મતફેરી છે ને તે સબબે મને પણ વખતે હેરાંનગતીમાં આવવું પડે" એ તમારા બોલો બી ઘણાં વાજબી ને ડહાપણ ભરેલા છે ને એજ બોલોને ચીવટ પણે વલગી રહ્યાં હતે તો અલબતા તમારા ઉંચા અભીયાસ માટે બીજા અભીયાસીઓ તમારી ને તમારી કેતાબની બહુજ બુજ કરતે ને તમારી પર શક યા સંદેહ આવતે નહી. તમો બહેનજી ખુદાઇ માર્ગ પકડી બેઠાં છો, ને તે પ્રમાણે ચાલો છો, એ સઘળું ખરૂં છેજી. બાકી પરહેજગારીથી રહેવું ને ધરમનું ફરમાન પાલવું એ દરેક માનવીની ફરજ છે. તનદરોસ્તી.

**લી. મહેરવાંનજી મનચેરજીની દુવા બંદગી.**

---

ઉપલા મોબેદ સાહેબ મહેરવાંનજીએ મને ઘણી વખતસર ચેતાવેલી કહેવારો કેમકે આ ખુલાશાથી મે મારી આં 'નૌશેરવાંન આદેલ' કેતાબમાં મારો ટુંક સંક્ષપ્ત સારમાં અહેવાલ લીધો છે તેમાં વાંચતાં માલુમ પડશે કે મને પુનર્જન્મની સાબીતી અને માહીતી કેમ થઇ છે ? વિગેરે. **દી. સો. એ.**

---

**મુંબાઇ,** તા. ૬-૫-૧૭.

બહેનજી **દીનબાઇ** મહેરબાંન બાઇ સાહેબ, જત લખવા મકશદ છે કે તમારૂં મહજબે જરતોસ્તનું પુસ્તક મારી આગલ વાંચવામાં આવ્યું હતું તેમાં આપ સંબંધી, ધર્મ સંબંધી, તથા બીજી કેટલીક બાબદો સંબંધી તથા બીજી કેટલીક વિગતો પર સારૂં અજવાળું પડેલું

દીસે છે ને ધર્મની બાબદમાં મારો કેટલોક અંધકાર દુર થયો જે લખી જણાવ્વા મને અતી આનંદ થાય છે, આપની અશો શક્તીની મંદદ, તેમજ સ્મરણની જહેમત અને ગંભીર દુઃખના મામલાઓ સારા કરવાની શક્તી હું બેશક માનુંછું. આપ જોતીશ જાણો છો એ પણ સારૂં છે. લા. ફ્. મ. સુનાવાલાની સલામ.

## મારી ખેરદેહ અવસ્તા માટે એક વધુ લખાંણ.

રાજકોટ તા. ૪-૭-૧૭

નેકનામ મહેરબાંન માયાળુ બહેનજી સાહેબ

બહેન દીનબાઇજી,

વિશેશ તમો ભલાને માજદયશની દીનમાં પુરતી રીતે જાચુનારા બહેનને તઝદી આપવાની કે આપે આપણી ભલી દીનનાં દીનદારો માટે જે ખોરદેહ અવસ્તાનું પાક પુસ્તક બનાવ્યું છે તે માટે તમો નેક લાયકી વાળાં બાનુને ખરા દીનદાર તરીકે પુરતો ધન્યવાદ ઘટે છે. ને જે કાંઈ મારી અકલપ્રમાણે તમો બહેનનનાં તે પાક પુસ્તક માટે વખાંણ કરૂં એટલાં થોડાં છે સદર પાક ખોરદેહ અવસ્તાનું તાજેતર બનાવેલું મોટું દફતર મારા ઉપર મહેરબાંની કરીને વી. પી. થી મારી પર રાજકોટ મોકલજોજી માહરે તેની ખાસ જરૂર છે. માટે ઉંમેદ છે કે તરત મોકલાવશોજી.

લી॰ ધ. સો. ભુંજવાલા.

* આ સિવાયનાં ઘણાં મત મળેલાં છે. એક પારસી ગ્રહસ્થ એટલેવેર લખે છે કે જ્યારે તેવણ બલુચીસ્તાંન હતા ત્યારે ત્યાં તેવણ પાસે મજકુર મારી મોટું દફતર ખોરદેહ અવસ્તા હતી. હવે તે વેળા

ત્યાં એક જરતોસ્તીનું મરણ થયું. તુરતવેળા મોબેદ નહી. તેથી બીજા પારસીઓએ આ ખોરદેહ અવસ્તામાંનાં લખાણ મુજબ રવાંન સંસ્કાર કર્યો ને ક્રિયા ચાલુ કરી. ઘણેવારે જ્યારે મોબેદ આવ્યા ત્યારે તે ક્રિયા માટે વર્ણન કહ્યું તે જાણી તેવણે કહ્યું કે ખરેખરી ક્રિયા કરી છે ને એ કેતાબ ઘણી ઉપેગી છે ને હવે નથી મળતી એ કમનશીબી છે.

તે પછીથી રૂ. ૧૫ સુધી કીંમત એક નકલ મજકુર ખોરદેહ અવસ્તા માટે આપવા કહી તે તમારી પાક કેતાબ વેચાતી માંગી પણ મેં નહી આપી. સબબ કે હવે વેચાતી મળતી નથી. માટે બહેનજી જરૂર એ નકલો પાછી છપાવો." વિગેરે લખાંણો મને મળેલાં છે. **દી. સો. એ.**

## મંગાવેલા મત.

૧૪૬ ખેતવાડી બેકરોડ
મુબઈ રોજ ૨૫ મો. માહ ૧૧ મો ૧૨૮૬.
તા. ૧લી આગસ્ટ ૧૯૧૭.

મહેરબાન બહેનજી,

**બાઇ દીનબાઇ સોરાબજી એન્જીનીયર.**

જત તમોએ મોકલેલી કેતાબ નામે " પાક મજહબે જરતોસ્ત વ હાલતે જરતોસ્તીઆંને દીન જમાંન " તમારી ગયા જુન મહીનાની તા. ૨૧ મીની ચીઠી સાથે શેઠ કાવશજી મ. સીડીન મારફતે મને ગઇ તા. ૨૪ મી જુલાઇને દીને હાથોહાથ મલી હતી, જે માટે હું તમારો ઉપકાર માનું છું. એ કેતાબ મેં આખી વાંચી છે. તે માહે તમોએ તમારા જે સ્વતંત્ર વીચારો જણાવ્યા છે તેમાંના કેટલાક આપણી જરથોસ્તી દીનને મલતા નહીં હોવાથી તે સાથે હું મલતો થતો નથી. તો પણ તમોએ એ કેતાબ પરતાવવા પાછળ જે રૂડી

કોશેશ કીધી છે અને તેમાં દુન્યાની ઉતપતી, બેહસ્ત અને દોજખ, સપેન્ત મઇન્યુશ અને અંગ્ર મઇન્યુશ, પાણી, જમીન, અશો જરતોસ્ત, જરતોસ્તી દીનની શ્રેષ્ઠ, શુદરેહ અને કુસ્તી વીગેરે બીજી બાબદો ઉપર જામાસ્પી, ગાથા વીગેરેમાંથી જે લખાણો ચુંટી કાહાડયાં છે તે જરથોસ્તી દીન ઉપર ભાવના ધરાવનારાં સ્ત્રીપુરૂષો માટે વાંચવા જોગ છે. તમોએ તમારી કેતાબનો મોટો મદાર જામાસ્પી નામની ગુજરાતી કેતાબ ઉપરથી લીધો છે. પણ એ જામાસ્પી તમો જેહેન ધારો છો તેમ પાદશાહ ગુસ્તાસ્પના વજીર જામાસ્પ હકીમને હાથથી લખાયલી છે એમ નથી. એ જામાસ્પી નામની કેતાબ અવસ્તા ભાષામાં લખાયલી તો મુદલ મલતી નથી. પેહેલવી જામાસ્પી નામની એક નાની હસ્તલેખ કેતાબ મવજુદ છે પણ તેમાં દીનને લગતી ટુંક બાબદો અને થોડીક ભવીષ્યની આગાહી શીવાય બીજું કાંઇ મલતું નથી. ગુજરાતી જામાસ્પી નામની કેતાબો જે મોટાં મોટાં કદની હાથની લખાયલી મલી આવે છે અને જેમાં જોતીશની બાબદ, હકીમું વીગેરે બીજી બાબદો લખાયલી મલે છે તે હીન્દુસ્તાનમાં જુદા જુદા પુરૂષોએ પોતાની પાસેથી જે જોતીશાં, હકીમાં અને બીજી પરચુરણ બાબદો મલી આવી હોય તે અસલ જામાસ્પીની બાબદો સાથે પુરવણી કરીને લખી હોય એમ માલમ પડે છે અને તેથી એ કેતાબ અસલ તરીકે તદન વીશ્વાસને પાત્ર ગણાઇ શકાય નહીં. એવું મારૂં મત છેજી. તો પણ તમો એહેને એ જામાસ્પી કેતાબના ફકરાઓ અને ગાથા વીગેરેના તરજુમા ટાંકી ઉપર જણાવેલી સઘળી બાબદો લખી છે અને તે બાબદોને કેટલેક દરજજે ઇનસાફ આપેઓ છે તે વખાનને પાત્ર છે.

લી. દોઆગો.

**મીનોચેહર દસ્તુર જામાસ્પજી.**

*.* ઉપલું મત આપણાં માનવંત દસ્તુરજી સાહેબ દસ્તુરજી હેરજી જામાસ્પજી જામાસ્પ આસાનાનું છે. જે એવણના લખાણ મુજબ અક્ષરે અક્ષર છે. જામાસ્પી કેતાબ માટે એવણ જે લખે છે તે કેતાબ થકી કુદરત શક્તિનાં શિક્ષણથી હું કહી શકું છું કે ઝંદ ભાષામાં હાથથી લખેલી અસલ જામાસ્પી શરૂઆતમાંજ બળી નથી ગઇ, તેમજ ગુમ નથી થઇ, પણ સંસ્કૃતવાલાઓને હાથ ગઇ તેઓએ તેનો ઉતારો લીધો અને તે પછીજ તે (અસલ ઝંદ ભાષાવાલી જામાસ્પી કેતાબ) ગુમ થઇ ગઇ. વિગેરે ને ફરીવાર તે સંસ્કૃત પરથી ઉતારા પહેલવીમાં થયા છે.

બીજું એવણ મુરબ્બીજી ચોકસ બાબદસર એકમત નહીં હોય તે બેશક છે, કારણ જરતોસ્તીઓમાં પુનર્જન્મની મતફેરી છે. એ માટે એટલુંજ કહું છું કે આયજ કેતાબમાં ૨૦૫ મે પાનેથી ખુલાસો વાંચો. સંપુર્ણ સમજણ પડશે.

લી. નેક દોઆગીર **દીનબાઇ સોરાબજી એન્જીનીયર.**



તા. ૨૦ ઓગષ્ટ ૧૯૧૭

**નેકનામ બેહેન દીનબાઇ સોરાબજી એનજીનીયર,**

જત આપ બેહેનની પ્રગટ કરેલી ચોપડી "પાક મહજબે જરથોસ્ત વ હાલતે જરથોસ્તીઆને ઇ જમાન" મેં વાંચી છે. જરથોસ્તી ધર્મના ફરમાનો, રાહ રસમો અને ખોલાસાઓ એમાં સારી રેસે લખવામાં તથા સમજાવવામાં આવ્યા છે, અને બેશક આ ચોપડી દરેક જરથોસ્તીએ પોતાને ત્યાં રાખવી જોઇએ તેમજ નાહના મોટાઓએ વાંચવી જોઇએ. એવું મારૂં આધીન મત છે. તમો બેહેને

આ ચોપડી ઘણીજ બાહોશીથી લખી છે તેથી તમોને ખરા જીગરથી ધન્યવાદ આપું છું અને ચાહુ છું કે એવા ધાર્મીક અનેક પુસ્તકો બહાર પાડવાને ભાગ્યશાળી થાઓ.

લી. દુવાગો શેવક,

**ફરામરોઝ સોરાબજી કેકોબાદ**

ઓનરરી સેક્રેટરી,

બઝમે જશને રૂઝે એહેરાબ. **અમદાવાદ.**

—

*** મજકુર ભાઇ ફરામરોઝ સોરાબજી કેકોબાદ ઘણા લાયકીવાળા, એકમાર્ગી, પરસ્વાર્થી, ધાર્મીક લાગણીવાળા, સાંત સ્વભાવવાળા, સદ્‌ગ્રુહસ્થ હોવા સાથે જ્ઞાની વડી તાર ઓફીસના તાર માસ્તર છે. તેઓ તરફનો આ મત છે. (દી. સો. એ.)

